૬ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળા. નં. ૧૪.

# गुजरातनो प्राचीन इतिहास.

વિવિધ પુસ્તકો ઉપરથી

તૈયાર કરનાર
ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ
બી, એ., એલ, એલ, બ
પોલીસ કમીશનર, વડોદરા.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, અમદા'

બીજી આવૃત્તિ નકલ ૫૦૦.

સન ૧૯૦૯ સંવત ૧૯૬૫.

કીમત બાર આના.

શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળાનો

# ઉપોદ્ઘાત.

---

સુરતના વતની અને ધંધાર્થે મુંબાઇ નિવાસી સ્વર્ગવાસી શેઠ. હરિવલ્લભદાસ બાળગોવિંદદાસે તા. ૧૬ સપ્ટેમ્બર સન ૧૮૭૭ ને રોજ વીલ કર્યું છે, તે અન્વયે પ્રથમ સંન ૧૮૮૦ માં રૂ. ૨૦૦૦ ) સોસાઇટીને મળ્યા, તે એવી શરતથી કે તેના વ્યાજમાંથી સામાજિક સુધારો થાય એવાં પુસ્તકો તૈયાર કરી છપાવવાં.

સદરહુ વીલથી શેઠ હરિવલ્લભદાસે અમુક પ્રસંગ બન્યા પછી બાકી રહેલી પોતાની તમામ મિલકત, પુસ્તક પ્રસારને માટે સોસાઇટીને અર્પણ કરેલી છે. તે અન્વયે ૧૮૯૪ માં રૂ. ૧૮૦૦૦ ) ની સરકારી પ્રા. નોટો સોસાઇટીને મળી છે. આ રીતે કુલ રૂ. ૨૦૦૦૦ ) ની નોટો પુસ્તક તૈયાર કરાવવા તથા તે પ્રસિદ્ધ કરાવવા માટે સદરહુ વિદ્યાવિલાસી અને પરોપકારી ઉદાર ગૃહસ્થ તરફથી મળી છે. તેમાંથી આજ પર્યંત નીચેનાં પુસ્તક " શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળા " તરીકે પ્રસિદ્ધ થયાં છેઃ—

૧. કયી કયી ન્યાતો કન્યાની અછતથી નાની થતી જાય છે, તેનાં કારણો તથા સુધારો કરવાના ઉપાય વિષે નિબંધ.
૨. માને શિખામણ.
૩. નીતિ મંદિર.
૪. બાળલગ્નથી થતી હાનિ.
૫. પુનર્વિવાહ પક્ષની પૂરેપૂરી સોળે સોળ આના ફત્તેહ !
૬. ભોજનવ્યવહાર ત્યાં કન્યાવ્યવહાર.
૭. ધાર્મિક પુરૂષો.

૮. વિવાદ તત્વસિંધુ.
૯. બેન્જામિન ફ્રાંકિલન.
૧૦. બોધક ચરિત.
૧૧. સદ્વર્તન.
૧૨. રઘુવંશ.
૧૩. જાવજી દાદાજી ચૌધરીનું ચરિત્ર.
૧૪. ગુજરાતનો ઇતિહાસ, ભાગ ૧ લો. ( પ્રાચીન ઇતિહાસ )
૧૫. સદર ભાગ ૨ જો ( અર્વાચીન ઇતિહાસ )
૧૬. નીતિ સિદ્ધાન્ત.
૧૭. ફ્રાન્સિસ બેકનનું જીવનચરિત્ર.
૧૮. શેઠ હરિવલ્લભદાસનું જીવનચરિત્ર.
૧૯. પરોપકાર.
૨૦ દોરનું ખાતર.
૨૧. જગતનો અર્વાચીન ઇતિહાસ.
૨૨. કિરાતાર્જુનીય કાવ્યનું મૂળ સાથે ગદ્ય ભાષાન્તર.
૨૩. વિવિધ પ્રકારના ઢુગ્રોપયોગી તેજાબો.
૨૪. વાર્નિશ.
૨૫. જીવનનો આદર્શ.
૨૬. કીર્તિકૌમુદી.
૨૭. શિશુપાળવધ કાવ્ય ( પૂર્વાર્ધ-સર્ગ ૧ થી ૧૦. )
૨૮. હિન્દુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો ઉદય.
૨૯. રસાયનશાસ્ત્ર.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી,
અમદાવાદ તા. ૨૫-૯-૦૯.

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.

ગુજરાતી ભાષામા ગુજરાતના ઇતિહાસના પુસ્તક ઘણા થોડા છે; અને જે છે તે પૈકી પ્રમાણ ગ્રંથ ગણી શકાય એવા પુસ્તક તો એથી પણ થોડા છે ગુજરાતના પ્રાચીન ઇતિહાસનુ તો પ્રમાણ ગ્રંથ ગણી શકાય એવુ એક પણ પુસ્તક બહાર પડેલુ નથી આ પ્રમાણે ગુજરાતના એક સારા ઇતિહાસની ખોટ હોવાથી તે કંઇક દરજ્જે પૂરી પાડવાને આ પુસ્તક તૈયાર કરવામા આવ્યુ છે

અણહિલવાડના રાજ્યનો નાશ થતા સુધીનો પ્રાચીન ઇતિહાસ હાલ પ્રગટ કરેલા આ ભાગમા આપવામા આવ્યો છે અણહિલવાડના રાજ્યનો નાશ થયા પછીનો એટલે કે મુસલમાન, મરેઠા, અને અંગ્રેજના અમલનો અર્વાચીન ઇતિહાસ હવે પછી પ્રકટ થવાના બીજા ભાગમા આપવામા આવશે.

ઇસ્વીસનના સાતમા સૈકડા સુધીનો ગુજરાતનો ઇતિહાસ જાણવાને પૌરાણિક વાર્તાઓ, દંતકથાઓ, પરદેશી મુસાફરના પુસ્તકો, તામ્રલેખ, શીલાલેખ અને શિક્કા, એ સિવાય બીજા સાધન નથી વળી આ સાધનો એકઠા કરી તે ઉપરથી ઐતિહાસિક ઉપયોગની બાબતો તારવી કાઢવી એ ઘણી મહેનત તથા મુશ્કેલીનુ કામ છે એમ છતા દાક્તર ભાઉ દાજી, પંડિત ભગવાનલાલ ઈંદ્રજી, દાક્તર બ્યુલર, દાકતર ફ્લીટ, પ્રોફેસર વિલ્સન, દાક્તર કેમ્પબેલ, દાક્તર બર્જેસ, મી પ્રીન્સેપ, મી જેકસન, વગેરે વિદ્યાવિલાસી ગૃહસ્થોએ ઘણો શ્રમ લઇ આ સાધનો એકઠા કર્યા છે અને ઇ સનના આઠમા સૈકડા પહેલાનો ઘણો ઇતિહાસ મેળવ્યો છે સાતમા સૈકડા પછીનો ઇતિહાસ જાણવાને કેટલાક ઐતિહાસિક ગ્રંથોનુ સાધન છે, પરંતુ એ ગ્રંથો અગીઆરમા બારમા સૈકડામા લખાએલા હોવાથી તે લખાતા પહેલાના સમયને માટે તે કંઇ ખાત્રી લાયક આધાર ગણી શકાય નહીં ચાવડા વંશના

વખતમાં કોઇ ઐતિહાસિક ગ્રંથ લખાયો નથી. સોલંકી વંશના વખતમાં લખાએલા ગ્રંથોમાં ચાવડા વંશની જે હકીકત આપેલી છે તે દંતકથા ઉપરથી આપેલી હોવી જોઇએ. જુદા જુદા ગ્રંથોમાં એટલો બધો મતભેદ જણાય છે કે યોગરાજ પછીના રાજા કયા અનુક્રમમાં થયા અને દરેકે કેટલાં વર્ષ રાજ્ય કર્યું તે નક્કી કરવું ઘણું મુશ્કેલ થઇ પડે છે. સોલંકી વંશના વખતમાં ઐતિહાસિક ગ્રંથો લખાયા છે ખરા, પણ તેમાં ખરો ઇતિહાસ લખવાને બદલે ઘણે ઠેકાણે ગ્રંથ લખનારના ધર્મનો અથવા તેના મુરબ્બી રાજાનો મહિમા વધારવા મનકલ્પિત વાતો લખેલી જોવામાં આવે છે. આ ગ્રંથો ખરું જોતાં ઐતિહાસિક ગ્રંથો નહીં પણ તે વખતના 'રાસ' જેવા ગણાવા જોઇએ. આ પ્રમાણે હોવાથી પ્રાચીન ઇતિહાસનો સંપૂર્ણ, ખાત્રી લાયક અને સંતોષકારક ઇતિહાસ મળવો મુશ્કેલ છે. તોપણ જસ્ટીન, સ્ટ્રેબો અને ટૅાલેમી જેવા ગ્રીક લેખકો, ચીના સાધુ હ્યુએનત્સાંગ જેવા મુસાફરોના પ્રવાસ ગ્રંથ, અશોક, રૂદ્રદામા વગેરેના શીલાલેખો, ક્ષત્રપ, ગુપ્ત વગેરેના સિક્કા, વલભિ, ગુર્જર, ચાલુક્ય, રાષ્ટ્રકૂટ વગેરેનાં તામ્રપટ, મેરૂતુંગ, રત્નાદિત્ય, હેમાચાર્ય એ વગેરેના ગ્રંથો-આ અને બીજાં સાધનો ઉપરથી જેવો થઇ શકે તેવો પ્રાચીન ગુજરાતનો પ્રમાણ ગણી શકાય એવો એક ઇતિહાસ સરકારે મુંબાઇ ગેઝિટિયરને માટે અંગ્રેજીમાં તૈયાર કરાવ્યો છે. એ ગ્રંથ ઉપર મુખ્ય આધાર રાખી, તથા રાસમાળા વગેરે અન્ય જેટલા ગ્રંથ મળ્યા તેટલાની મદદ લઇ, ગુજરાતી ભાષામાં, ગુજરાતના પ્રાચીન ઇતિહાસનું આ પુસ્તક તૈયાર કરેલું છે. આ ઇતિહાસ ઘણે ભાગે તૂટક, છૂટો છવાયો, અનુમાનિક અને અપૂર્ણ છે, તોપણ આગળ ઉપર નવી શોધો થઈ વિશેષ પુરાવો મળી આવે ત્યાં સુધી આથી સારો ઇતિહાસ મળે તેમ નથી.

વડોદરા,
તા. ૧, જુલાઇ ૧૮૯૮.

ગોવિંદભાઈ હાથીભાઇ દેસાઈ.

# અનુક્રમણિકા.


પ્રકરણ ૧ લું.

સીમા, વિભાગ અને નામ. ... ... ... ૧

પ્રકરણ ૨ જું.

પ્રાચીન વિભાગ. ... ... ... ... ૯

પ્રકરણ ૩ જું.

પૌરાણિક વાર્તાઓ. ... ... ... ... ૧૨

પ્રકરણ ૪ થું.

મૌર્ય અને ગ્રીક રાજાઓ. ... ... ... ૧૭

પ્રકરણ ૫ મું.

ક્ષાત્રપ રાજાઓનો અમલ. ... ... ... ૨૫

પ્રકરણ ૬ ઠું.

ત્રૈકૂટક રાજાઓ. ... ... ... ... ૫૬

પ્રકરણ ૭ મું.

ગુપ્ત રાજાઓનો અમલ ... ... ... ૬૨

પ્રકરણ ૮ મું.

વલભિ વંશ. ... ... ... ... ૭૪

પ્રકરણ ૯ મું.

ચૌલુક્ય રાજાઓનો અમલ. ... ... ... ૯૫

પ્રકરણ ૧૦ મું.

ગુર્જર રાજાઓનો અમલ. ... ... ... ૧૦૨

પ્રકરણ ૧૧ મું.

રાષ્ટ્રકૂટ રાજાઓ. ... ... ... ... ૧૦૯

પ્રકરણ ૧૨ મું.

મિહિર અથવા મ્હેર લોકો. ... ... ... ૧૨૫

પ્રકરણ ૧૩ મું.

ચાવડા વંશ. ... ... ... ... ૧૩૧

પ્રકરણ ૧૪ મું.

ચૌલુક્ય અથવા સોલંકી વંશ.... ... ... ૧૪૨

પ્રકરણ ૧૫ મું.

વાઘેલા વંશ. ... ... ... ... ૨૧૩

પ્રકરણ ૧૬ મું.

રાજ્યકારભાર, ધર્મ, રીતરિવાજ, વગેરે. ... ... ૨૨૯

પરિશિષ્ટ ક્ષ. ... ... ... ... ... ૨૫૪

સૂચિપત્ર. ... ... ... ... ... ૨૬૩

# ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ.

## પ્રકરણ ૧ લું.

### સીમા, વિભાગ અને નામ.

મુંબાઈ ઇલાકાનો જે ભાગ ગુજરાત એ નામથી ઓળખાય છે તે પશ્ચિમ હિંદુસ્તાનના કિનારાની વાયવ્યકોણમાં આવેલો છે

સીમા

તેની ઉત્તરે કચ્છનો અખાત, રણ અને મારવાડ પ્રાંત છે, પશ્ચિમે અરબી સમુદ્ર છે, દક્ષિણે ખંભાત અને થાણા જીલ્લો છે, અને પૂર્વે વિંધ્યાચળ પર્વતથી તે આબુ સુધી આવેલી પર્વતોની હાર તેની સરહદ થઈ તેને ખાનદેશ, માળવા અને મેવાડથી જુદો પાડે છે

ગુજરાતની સીમા કાળે કાળે બદલાઈ છે ઇ સ ૧૨૯૭ માં મુંબાઈ તથા ઉત્તર કોકણ અણહિલવાડના રાજાના તાબામાં હતાં ૧૫ માં સૈકાના છેલ્લા ભાગમાં તથા ૧૬ માં સૈકાના પહેલા ભાગમાં અમદાવાદના બાદશાહોએ ખાનદેશ તથા માળવાનો કેટલોક ભાગ ગુજરાત સાથે જોડ્યો ઇ સ ૧૫૩૦ પછી ખાનદેશનો ભાગ અને ઉત્તર કોકણ એ બને ગુજરાતથી જુદા પડ્યા. અને ૧૫૮૩ માં અકબરે

વ્યવસ્થા કરી ત્યારે ખાનદેશ તથા માળવાનો વધારે ભાગ ગુજરાતમાંથી કાઢયો, પણ ઝાલોર તથા સીરોહી એ ગુજરાતમાં ગણ્યા એ બે વિના અકબરના વખતમા ગુજરાતની જે સીમા હતી તે હમણા પણ છે

વિભાગ

કચ્છના અખાતથી તે ખંભાતના અખાત સુધી ગયેલા ભાલના રણથી ગુજરાત દેશના ખંડસ્થભૂમિ અને દ્વીપકલ્પ એવા બે મોટા વિભાગ થયેલા છે દ્વીપકલ્પ સૌરાષ્ટ્ર અથવા કાઠીઆવાડ નામથી ઓળખાય છે, અને ખંડસ્થ ભૂમિ સાધારણ રીતે ગુજરાત નામથી ઓળખાય છે મુસલમાની હાકમી પહેલાના વખતમા દ્વીપકલ્પ તથા તેને લગતો ગુજરાતનો ભાગ સોરઠ કહેવાતો ૧૬ મા સૈકાના અંતમા સઘળારે દ્વીપકલ્પના મોટા ભાગને સોરઠ ગણ્યો અને પછી આખો દ્વીપકલ્પ સોરઠ કહેવાયો કાઠીઆવાડ એ નામ દ્વીપકલ્પના પાચ ભાગમાનો એક જેમા કાઠી લોક વસે છે તેનુ જ હતુ ૧૮ મા સૈકાના મધ્ય ભાગ વગી તેમજ ચાલતુ પણ તે સૈકાના અંતના હગામમા કાઠીઓએ ખંડણી ઉઘરાવનારા મરેઠાઓની સામે થઇ બહાદુરી બતાવેલી તે ઉપરથી તેઓએ આખા દ્વીપકલ્પનુ કાઠીઆવાડ એ ઓળખ-નામ પાડયુ પછી પ્રથમના બ્રિટિષ અમલદારોએ પણ તેજ નામ કાયમ રાખ્યુ અને હાલ પણ તેજ ચાલે છે

ક્ષેત્રફળ અને વસ્તી.

આખા દેશનુ ક્ષેત્રફળ ૭૨૦૦૦ ચોરસ માઇલ છે તે પૈકી ખંડસ્થ ભૂમિના ૪૫૦૦૦ અને દ્વીપકલ્પના ૨૭૦૦૦ ચોરસ માઇલ છે એકદર વસ્તી ૯૨,૫૦,૦૦૦ માણસની છે તે પૈકી ખંડસ્થભૂમિની ૬૯,૦૦,૦૦૦ અને દ્વીપકલ્પની ૨૩,૫૦,૦૦૦ છે

પરદેશી લોકોનુ આગમન

ખંડસ્થ ભૂમિની ફળદ્રુપતાથી તથા દ્વીપકલ્પની સુંદરતાથી આકર્ષાઇ ઘણા પરદેશી લોકો વખતો વખત ગુજરાતમા આવ્યા હતા, અને જીત કરનાર

તરીકે અથવા આશ્રય લેવા આવેલા લોકો તરીકે રહ્યા હતા નીચે જ-
ણાવેલા લોકો દરિયાને રસ્તે આવ્યા યાદવ લોકો ( ઇ પૂ ૧૫૦૦–
૫૦૦ ), ગ્રીક, બાક્ટ્રિયન, પાર્થિયન અને સિકથિયન લોકો ( ઇ પૂ
૩૦૦–ઇ સ ૧૦૦ ), પારસી લોકો અને તેમની પાછળ પડેલા
આરબ લોકો ( ઇ સ. ૬૦૦–૮૦૦ ), સગાંનિય ચાચિયા લોકોના
ટોળે ટોળા ( ઇ સ ૯૦૦–૧૨૦૦ ), ઇરાનમાંથી ખુલગુખાનના જુલ-
મથી ત્રાસી આશ્રય લેવા નાશી આવેલા પારસી અને નવાયત મુસલ
માનો ( ઇ સ ૧૨૫૦–૧૩૦૦ ), પોર્ચુગીઝ અને તુર્ક લોકો ( ઇ સ
૧૫૦૦–૧૬૦૦ ), આરબ લોકો અને ઇરાની અખાતના ચાચિયા
( ઇ સ ૧૬૦૦–૧૭૦૦ ), આફ્રિકન, આરબ, અને મકરાણી સિપા
ઇઓ ( ૧૫૦૦–૧૮૦૦ ), આર્મિનિયન વનદા અને ફ્રેંચ વેપારીઓ
( ઇ સ ૧૬૦૦–૧૭૫૦ ), અને અગ્રેજો ( ઇ સ ૧૭૫૦–૧૮૧૨ )
નીચે જણાવેલા લોકો જમીન રસ્તે આવ્યા ઉત્તર તરફથી સિકથિયન
અને હૂણ લોકો ( ઇ પૂ ૨૦૦–ઇ ૫૦૦ ), ગુર્જર લોકો ( ઇ સ
૪૦૦–૬૦૦ ), પ્રથમ આવેલા જાડેજા અને કાઠી ( ઇ સ ૪૦૦–
૮૦૦ ), અફગાન તુર્ક, મોગલ અને ઉત્તર તરફથી બીજા મુસલમાનો
( ઇ સ ૧૦૦૦–૧૫૦૦ ), પાછળથી આવલા જાડેજા અને કાઠી
( ઇ સ ૧૩૦૦–૧૫૦૦ ) ઇશાન તરફથી બ્રાહ્મણો ( ઇ સ ૧૧૦૦–
૧૨૦૦ ) અને તુર્ક અફગાન અને મોગલ મુસલમાનો ( ઇ સ
૧૨૦૦ ), પૂર્વ તરફથી મૌર્ય ( ઇ સ ૩૦૦ ), અડધા સિકથિયન
જેવા ક્ષત્રપ ( ઇ પૂ ૧૦૦–ઇ સ ૩૦૦ ), ગુપ્ત ( ઇ સ ૩૮૦ ),
ગુર્જર ( ઇ સ ૪૦૦–૬૦૦ ), મોગલ ( ઇ સ ૧૫૩૦ ), અને
મરાઠા ( ઇ સ ૧૭૫૦ ), દક્ષિણ તરફથી શાતકર્ણી (ઇ સ ૧૦૦),
ચાલુક્ય અને રાષ્ટ્રકૂટ (ઇ સ ૬૫૦–૯૫૦), વખતો વખત મુસલમાન
લુંગારા (ઇ સ ૧૪૦૦–૧૬૦૦), પોર્ચુગીઝ (ઇ સ ૧૫૦૦), મરાઠા
( ઇ સ ૧૬૦૦–૧૭૬૦ ), અને અગ્રેજો (ઇ સ ૧૭૮૦–૧૮૨૦ ).

ગુજરાત અને ગુર્જર

ગુજરાત એ નામ પ્રાકૃત ગુર્જર-રટ્ઠ, કે જેનું સંસ્કૃત ગુર્જર રાષ્ટ્ર છે તે ઉપરથી થયેલું છે ગુર્જર અથવા ગુર્જર લોકોનો દેશ તે ગુજરાત સંસ્કૃત ગ્રંથોમાં ગુર્જર મંડળ અથવા ગુર્જર દેશ એવું નામ લખેલું જોવામાં આવે છે ગુર્જરો એક પરદેશી જાત હતી, વાયવ્યકોણમાંથી તેઓ હિંદુસ્તાનમાં પેઠા અને ધીમે ધીમે ખાનદેશ અને ગુજરાત સુધી દક્ષિણ તરફ આવ્યા દક્ષિણ તરફ આવેલા ગુર્જરો કરતાં પંજાબ અને વાયવ્ય પ્રાંતોમાં રહેતા ગુર્જર લોકોમાં તેમની મૂળ ખાસિયત વધારે રહેલી જણાય છે પંજાબના ગુર્જર લોકો દેખાવડા છે તોપણ તેમની ભાષા, પોશાક અને ધંધામાં તેઓ જાટ લોકોને એટલા મળતા છે કે એ બંને જાતો હિંદુસ્તાનમાં લગભગ એકજ વખતે આવી હશે એમ લાગે છે જાટ લોકો દક્ષિણ અને પૂર્વ તરફ ઘણા પ્રસર્યા નહીં પણ ગુર્જર લોકો દક્ષિણ અને પૂર્વ તરફ ઘણે આઘે સુધી ફેલાયા ગુર્જર લોકો શરૂઆતમાં સિંધુથી મથુરા સુધીના પ્રદેશમાં આવી વસ્યા મથુરાથી તેઓ પૂર્વ રજપૂતાના તરફ ગયા અને કોટા અને મંદસોરને રસ્તે માળવામાં આવ્યા માળવામાં ભીલસા અને બુરહાનપુર સુધી તેઓ ફેલાયા માળવાથી તેઓ દક્ષિણ તરફ ખાનદેશમાં આવ્યા અને રતલામ દોહદને રસ્તે પશ્ચિમ તરફ ગુજરાતમાં પેઠા

કાઠીઆવાડના આહિર લોકોની પેઠે ગુર્જર લોકો પણ એક ભટકતી જાત હતી અને પોતાના ઢોર લઇને ફરતી તેઓ ખેતી કરતા અને લડવૈયાનુ કામ પણ કરતા એવુ ધારવામા આવે છે કે કુશાન બાદશાહ કનિષ્કના વખતમા ( ઈ સ ૭૮–૧૦૮ ) તેઓ હિંદુસ્તાનમા આવ્યા, અને મથુરા જઇ વસ્યા ત્યાર બાદ ગુપ્ત રાજાઓના વખતમા ( ઇ સ ૩૦૦ ) તેઓ પૂર્વ રજપૂતાના માળવા અને ગુજરાતમા આવ્યા ગુપ્ત લોકોએ મેળવેલી જીતમા ગુર્જર લોકોએ ભાગ લીધો

અને ક્રસ્ત્રીસનની પહેલાના સૈકામા માળવા જીતી લઇ ત્યાં વસ્યા મુદ્રારાક્ષસ નામના નાટકપરથી જણાય છે કે મૌર્ય વંશના વખતમા (ઇ પૂ ૩૦૦) ઉત્તર હિંદુસ્તાનમા માલવ જાતનો રાજા રાજ્ય કરતો હતો મૌર્ય વંશની પડતી થયા પછી માલવ જાતના લોકોની જાત મધ્ય હિંદુસ્તાનમા ઉતરી આવી હશે, નહપાનના વખતમા તેઓ પૂર્વમા જેપુર સુધી આવેલા જણાય છે, કારણ કે પુષ્કરજી પાસે ઉષવદાતે તેમને હરાવ્યા હતા એમ ઉષવદાતના લેખમા લખ્યુ છે પણ ક્ષત્રપ રાજા રૂદ્રદામાના વખત સુધી (ઇ સ ૧૫૦) ઉજ્જનની આસપાસનો પ્રદેશ અવન્તી નામથી ઓળખાતો હતો તેપરથી એમ લાગે છે કે ત્યા સુધી માલવ લોકો એ પ્રદેશમા આવ્યા નહીં હોય ઇસવી સનના ત્રીજા સૈકા પછી ક્ષત્રપ રાજાઓ નબળા થયા તે વખતમા માલવ લોકો એ પ્રદેશમા આવ્યા હશે અને અવન્તી નામ બદલાઇ માલવ દેશ એવુ નામ પડયુ હશે મધ્ય હિંદુસ્તાનમા માલવ લોક આવ્યા ત્યારે તેમનુ નન્ય પ્રજાસત્તાક હશે એમ લાગે છે પરંતુ તે અનુકૂળ નહી આવવાથી તેમણે પાછળથી મદસરના લેખમા જણાવ્યા પ્રમાણે 'સ્થિતિ' અથવા નવી રાજ્યવ્યવસ્થા કરી, અને તેની યાદગીરીમા સંવત્ ચલાવ્યો, જે હાલ વિક્રમના સંવત્ તરીકે ઓળખાય છે તે એ છે આ નવી સ્થિતિમા માલવ લોકોના અગ્રેસર તરીકે નહપાન માળવાનો પહેલો રાજા થયો હોય અને તેથી નહપાનની સાલો, આ નવા સંવતની સાલો હોય એ સંભવિત નથી નહપાન એ માલવ જાતનો નહોતો એટલુ જ નહીં પણ માલવ જાત વિરૂદ્ધ હતો કારણ કે ઉત્તમભદ્ર નામના ક્ષત્રિઓપર માલવ લોકોએ હુમલો કર્યો હતો ત્યારે તેમને મદદ કરવા તેણે ઉષવદાતને મોકલ્યો હતો વળી ક્ષત્રપ વંશ પછી તરતજ ગુપ્ત વંશ થયો છે ક્ષત્રપ વંશની છેલ્લામા છેલ્લી સાલ ૩૧૦ જણાયેલી છે, ત્યાર પછી પણ એક રાજા થયો હતો પણ તેની સાલ જણાઇ નથી, તોપણ તેની સાલ ૩૨૦ માનીને ચાલવાને કંઇ હરકત નથી જો આ ક્ષત્રપ વર્ષ ૩૨૦ ને વિક્રમના સંવતમા ગણીએ તો ઇ સ. ૨૬૪ ની

માવ આવે. હાલમાં થયેલી કેટલીક શોધોથી ગુપ્ત વંશની શરૂઆત ઇ. સ. ૩૧૯ થી હોવાનું ઠરી ચૂકેલું છે. વળી એ પણ ઠરી ચૂકેલું છે કે ગુજરાત અને માળવા જીતી લેનાર ગુપ્ત રાજા, બીજો ચંદ્રગુપ્ત હતો અને તેણે ગુપ્ત સંવત્ ૮૦ (ઇ સ. ૩૯૯) માં માળવા અને ગુજરાત જીતી લીધું. ક્ષત્રપ રાજાઓની સાલો વિક્રમ સંવતમાં ગણતાં ગુજરાતના છેલ્લા ક્ષત્રપ રાજાની અને પહેલા ગુપ્ત રાજાની વચ્ચે (૩૯૯–૨૬૪= ) ૧૩૫ વર્ષનો ખાડો પડે છે અને એ ખાડાનો કંઇ ઇતિહાસ મળતો નથી. એપરથી સ્પષ્ટ જણાય છે કે ક્ષત્રપ રાજાઓની સાલો વિક્રમ સવતમાં નહીં પણ શક સંવતમાં લખેલી હોવી જોઇએ. ક્ષત્રપ સાલોને શક સાલો ગણીએ તો છેલ્લા ક્ષત્રપ રાજાની સાલ ૩૨૦ છે તે (૩૨૦+ ૭૮= ) ઇ. સ. ૩૯૮ થાય છે અને તેજ અરસામાં એટલે કે ઇ. સ. ૩૯૯ માં ચંદ્રગુપ્તે માળવા અને ગુજરાત જીતી લીધું છે તેની સાથે મેળ મળે છે. ગુપ્ત રાજાઓના સિક્કા પણ છેલ્લા ક્ષત્રપ રાજાઓના સિક્કાને એવા આબેહુબ મળતા આવે છે કે ક્ષત્રપ પછી તરતજ ગુપ્ત રાજા થયા હોવા જોઇએ એમ માનવાને ટેકો મળે છે. જ્યાં સુધી બીજાં સબળ વિરૂદ્ધ કારણ મળી આવ્યાં નથી ત્યાં સુધી ઉપર જણાવેલાં એકંદર કારણોને લીધે એમ માનવું યોગ્ય જણાય છે કે ઉષવદાત અને અયામના લેખોમાં જે સાલ લખેલી છે તે સાલ ગુજરાત જીતી નહપાન રાજાએ શરૂ કરેલી શક સંવતની સાલ છે અને તે ઇ. સ. ૭૮ થી શરૂ થાય છે.

નહપાન પછીના જૂનામાં જૂના જે સિક્કા ગુજરાતમાંથી મળ્યા છે તે ચષ્ટન રાજાના છે. ચષ્ટનના સિક્કામાં છાતી બાજુએ ચષ્ટનનું ડોકું મૂછોવાળું છે, તેને માથે સાદી ટોપી છે અને વાળ નહપાનના કરતાં લાંબા છે.

૨ જો ક્ષત્રપ રાજાઃ ચષ્ટન, ઇ. સ. ૧૩૦.

બીજી બાજુએ નહપાનના સિક્કાના જેવું વજ્ર અને બાણ નથી પણ સૂર્ય અને ચંદ્રનાં ચિન્હ છે.

ચષ્ટનના સિક્કામાં "ક્ષત્રપ" અને "મહા ક્ષત્રપ" ખિતાબ વાપરેલા છે

હશે, તેના બદલામાં ગુર્જર સરદારોને પ્રગણાં બક્ષિસ આપવામાં આવ્યાં હશે; તે પછી ગુપ્ત વંશની પડતીની વખતે ( ઇ. સ. ૪૫૦–૫૫૦ ) ગુર્જર સરદારો સ્વતંત્ર રાજ્યકર્તા થયા હશે એમ ધારવામાં આવે છે.

ઈ. સ. ૮૯૦ માં ઉત્તર હિંદુસ્તાનના ગુર્જર લોકોનું રાજ્ય હોવા વિષે ચોક્કસ ખબર મળે છે. એ સાલમાં કાશ્મીરના રાજા શંકરવર્માએ ગુર્જર રાજા અલખાન ઉપર ચઢાઇ મોકલી હતી અને તેને હરાવ્યો હતો. તક્ક દેશ નામનો પ્રદેશ આપી અલખાને સલાહ કરી. ચીનો સાધુ હ્યુએનત્સાંગ ( ઇ. સ. ૬૩૦–૬૪૦ ) જેને ત્સેહ્‌કીઆ કહે છે તેજ આ તક્ક દેશ હશે તે જણાવે છે કે તેની પૂર્વે બિઆસ અને ઉત્તરે સિંધુ નદી આવી છે આ ઉપરથી એમ લાગે છે કે તેમા આખા પંજાબનો સમાવેશ થતો હશે. અલખાને જે પ્રદેશ આપી દીધો તે ઘણું કરીને ચિનાબની પૂર્વનો થોડો પ્રદેશ હશે, અને અલખાનનો મુખ્ય પ્રદેશ તેની પશ્ચિમમા ચિનાબ અને જેહલમની વચ્ચે જ્યા ગુજરાત નગર આવેલુ છે અને જે ' ગુજર દેશ ' કહેવાતા હતો, તે હશે.

છઠ્ઠા અને સાતમા સેકડામા મુબાઇ તરફના ગુજરાત દેશમાં બે સ્વતંત્ર રાજ્ય હતા; એક ઉત્તર તરફના ભાગમા હતુ; અને બીજુ દક્ષિણ તરફના ભાગમા હતુ ઉત્તર તરફના રાજ્યનો હેવાલ ચિના સાધુ હ્યુએનત્સાગે આપેલો છે અને તેનુ નામ ' કયુચેલો ' હોવાનુ લખ્યુ છે. તે લખેછે કે " વલભિના દેશથી ઉત્તર તરફ જતા ૧૮૦૦ લી ( ૩૦૦ માઇલ ) તે છેટે ' કયુચેલો ' નુ રાજ્ય આવે છે. આ દેશનો ઘેરાવો આશરે ૫૦૦૦ લી છે. તેની રાજધાની ' પિલોમોલો ' ઘેરાવામા ૩૦ લી છે. જમીનની પેદાશ અને લોકોની રીતભાત સુરાષ્ટ્રને મળતી આવે છે. રાજા ક્ષત્રિય જાતનો છે. હાલ તેની ઉમર વીસ વર્ષની છે. " હ્યુએનત્સાગ જેને ' કયુચેલો ' કહેછે તે ' ગુજ્જર ' હશે અને તેની રાજધાની

'પિલોમોલો' કહે છે તે ઘણું કરીને ભિલ્માલ અથવા ભિન્માલ જે શ્રિમાલ તરીકે પણ ઓળખાય છે તે હશે એમ લાગે છે. જો કે હુએન-ત્સાંગ રાજા ક્ષત્રિય હોવાનું કહે છે તોપણ તે ઘણું કરીને ગુર્જ્જર હશે અને દક્ષિણના ગુર્જ્જરોની પેઠે રાજા થયા પછી ક્ષત્રિય હોવાનો દાવો કરી બેઠા હશે.

દક્ષિણ તરફના ગુર્જ્જર રાજ્યનુ મુખ્ય નગર નાંદિપુરી (હાલનું નાંદોદ) હતુ, અને એ રાજ્ય ઇ. સ ૫૮૯ થી ૭૩૫ સુધી અસ્તિત્વમા હતુ. પહેલાના લેખોમાં દક્ષિણ ગુર્જ્જર રાજાઓ 'ગુર્જ્જરવંશ' ના હોવાનુ લખેલુ છે. પરન્તુ પાછળથી તેઓએ ગુર્જ્જર નામ કાઢી નાખ્યુ છે અને પૌરાણિક રાજા કરણથી પોતાની ઉત્પત્તિ થયેલી હોવાનુ જણાવ્યું છે

ઉત્તર અને દક્ષિણ ગુર્જ્જર રાજ્યની વચ્ચેના વિશાળ પ્રદેશ ઉપર ચોથાથી આઠમા સૈકા સુધી વલભિરાજાઓ રાજ્ય કરતા હતા વલભિ રાજ્ય સ્થાપન કરનાર પણ ગુર્જ્જર હશે એમ નીચેના કારણથી લાગે છે.-તામ્રલેખોમા સાધારણ રીતે રાજાની ઉત્પત્તિ જણાવવામા આવે છે, તોપણ વલભિ તામ્રલેખોમા રાજાની ઉત્પત્તિ વિષે કંઇ લખેલુ નથી. વલભિવંશ સ્થાપન કરનાર કયી જાતનો અથવા કયા કુળનો હતો એ વિષે એકે તામ્રલેખમા કાંઇ લખ્યું નથી વલભિરાજા ક્ષત્રિય હોવાનું તથા માળવા અને કનોજના રાજાઓને ત્યા પરણતા હોવાનુ હુએનત્સાંગ લખે છે; પણ જે વલભિરાજા વિષે હુએનત્સાંગે લખ્યુ છે તે રાજા વલભિવંશની શરૂઆતનો રાજા નહોતો જે વખતે વલભિ રાજ્ય દૃઢ રીતે સ્થાપન થયુ હતુ અને તેનો વિસ્તાર ઘણો વધ્યો હતો તે વખતના રાજા વિષે હુએનત્સાંગ લખે છે. રાજાની મૂળ ઉત્પત્તિ તે વખતે ભૂલી જવામા આવી હશે અને તેથી ક્ષત્રિય હોવાનુ માનવામા

ચવું હશે. માળવા અને કનોજના રાજાને ત્યાં લગ્ન થતાં હોવાનો સામો સહેલથી થઇ શકે તેમ છે. લગ્ન સંબંધી બળવાન્ રાજાઓ થે જોડાવાને રજપૂત લોકો હમેશ તત્પરતા બતાવતા આવ્યા છે.

આ પ્રમાણે ત્રણ ગુર્જ્જર રાજ્ય સ્થાપન થયેલાં હોવાથી, ઉત્તર તે મધ્ય હિંદુસ્તાનમાંથી ગુર્જ્જર જાતની મોટી સંખ્યા ગુજરાતમા ાવી વસી હશે એમ ધારી શકાય છે. ગુજરાતમાં હજી પણ ઘણી ુર્જ્જર જાતો છે. ગુર્જ્જર વાણીઆ, ગુર્જ્જર સુતાર, ગુર્જ્જર સોની, ુર્જ્જર કુંભાર અને ગુર્જ્જર સલાટ હજી પણ જોવામાં આવે છે. આ ધા ગુર્જ્જર છતા જૂદા જૂદા ધંધાને લીધે જૂદી જૂદી ન્યાતો ગણાઇ કે ગુર્જ્જર લોકોની મોટી સંખ્યા ગુજરાતના લેઉવા અને કડવા ણબીઓમા જણાય છે કણબી એ શબ્દ સંસ્કૃત ' કુટુંબિન્ ' ઉપ-થી થયેલો છે અને તેનો અર્થ ઘર અથવા કુટુંબવાળો એવો થાય છે. જૂના વખતથી ખેડુત ' કુટુંબી' કહેવાય છે હજી પણ વાયવ્ય પ્રાંતોમા નાના જમીનદારો ગૃહસ્થ કહેવાય છે, ગુર્જ્જર લોકોનો મૂળ ધંધો ખેતીનો નહીં પણ જાનવરો ઉછેરવાનો હતો, તેથી કરીને જે ગુર્જ્જરો ખેતી કરવા લાગ્યા તે ' કુટુંબિન્ અથવા કણબી તરીકે ઓળખાવા લાગ્યા. એજ પ્રમાણે દખ્ખણની અટકો ઉપરથી જણાય છે કે જાનવર પાળનારી ઘણી ભટકતી જાતો ઘર બાંધીને સ્થાયી ઠેકાણે રહેવા લાગી ત્યારે કણબી તરીકે ઓળખાવા લાગી. હાલમાજ વણજારા નામની ભટકતી જાત આખા દેશમા સ્થાઇ ઠેકાણે રહેવાથી કણબી તરીકે ઓળ-ખાય છે.

દેખાવમા તથા ખેડુત તરીકે તેમની હોશિયારીમાં ગુજરાતના ક-ણબી ઘ જાત અને માળવાના ગુર્જ્જરોને ઘણા મળતા છે, એટલુંજ નહીં પણ તેમના લેઉઆ અને કડવા એવા વિભાગ છે તે, માળવાના

ગુર્જરોના દાદ અને કરડ એવા વિભાગ, પંજાબ ગુર્જરોની લેવી જાત, પૂર્વ ખાનદેશના ગુર્જરોની લેઉવા ઉત્પત્તિ વગેરેને મળતા આવે છે ગુજરાતના લેઉવા કણબીઓની મોટી વસ્તી ગુજરાતના મધ્ય ભાગમા, એટલે કે ચરોતરમા છે, અને ચરોતર વલભિરાજાઓને તાબે હતુ તે ઉપરથી એમ માનવાને ટેકો મળે છે કે વલભિવંશ સ્થાપનાર ગુર્જર જાતનો હતો ગુજરાતની હિંદુ વસ્તીનો લગભગ ½ ભાગ લેઉવા અને કડવા કણબીનો છે અને છઠ્ઠા સાતમા અને આઠમા સૈકામા આ દેશમા ત્રણ ગુર્જર ગાદીયો સ્થાપન થયા હતા એટલે ગુર્જર લોકોના નામ ઉપરથી આ દેશનુ નામ ગુજરાત પડ્યુ એમા કાઇ નવાઇ નથી

---

# પ્રકરણ ૨ જું.

## પ્રાચીન વિભાગ.

પ્રાચીન કાળમા ગુજરાત દેશના આનર્ત્ત, સુરાષ્ટ્ર અને લાટ એવા ત્રણ ભાગ હતા આનર્ત્ત એ ઉત્તર ગુજરાતનો ભાગ હતો અને તેનુ મુખ્ય નગર

આનર્ત્ત

આનદપુર (હાલનુ વડનગર) હતુ આનદપુરનુ બીજુ નામ આનત્તપુર હતુ આ બને નામ વલભિ રાજાઓના વખતમા (ઇ સ ૫૦૦ –૭૭૦) પણ વપરાતા એવી દત કથા ચાલે છે કે આનદપુર અથવા વડનગરને ચારે યુગમા જુદા જુદા નામ હતા પહેના અથવા સત્યયુગમા ચમત્કારપુર બીજા અથવા ત્રેતાયુગમા આનર્ત્તપુર, ત્રીજા અથવા દ્વાપરયુગમા આનદપુર, અને ચોથા અથવા કળિયુગમા વૃદ્ધનગર અથવા વડનગર, એ પ્રમાણે તેના નામ છે પહેલુ નામ કલ્પિત લાગે છે એ નામથી વડનગર કોઇ વખત ઓળખાતુ હોય એમ જણાતુ નથી આનર્ત્તપુર અને આનદપુર એ બે નામો પૈકી આનર્ત્તપુર વધારે પ્રાચીન છે, અને એ નામ ઉપરથી પાછળથી આનદપુર નામ થયુ હશે ચોથુ નામ વૃદ્ધનગર (એટલે જૂનુ શહેર) હાલ વપરાતા વડનગર નામનુ સસ્કૃત રૂપ છે ક્ષત્રપ રાજા રૂદ્રદામા (ઇ સ ૧૫૦) ના ગિરનાર લેખમા આનર્ત્ત અને સુરાષ્ટ્ર એ બને જુદા પ્રાત હોવાનુ તથા જૂનાગઢના પહ્લવ નવ હાકેમને તાબે હોવાનુ જણાવેલુ છે, તે ઉપરથી પણ એમ ધારી શકાય છે કે આનર્ત્ત એ કાઠીઆવાડની પાસે આવેલા ઉત્તર ગુજરાતનો ભાગ હોવો જોઇએ કેટલાક પુરાણમા સુરાષ્ટ્ર સાથેના આખા દેશને

આનર્ત નામ આપેલુ છે અને તેની રાજધાની દ્વારિકા હોવાનું જણાવ્યું છે પરંતુ બીજે કેટલેક ઠેકાણે દ્વારિકા અને પ્રભાસ એ બન્ને સુરાષ્ટ્રમા હોવાનુ જણાવ્યુ છે, તે ઉપરથી એમ લાગે છે કે જેમ હાલ કાઠીઆવાડ ગુજરાતનો ભાગ ગણાય છે તેમ તે વખતે સુરાષ્ટ્ર એ આનર્તનો ભાગ ગણાતો હશે

સુરાષ્ટ્ર

સુરાષ્ટ્ર ( એટલે સુ લોકોની ભૂમી ) એ નામનુ પાછળથી સૌરાષ્ટ્ર ( સુ દર ભૂમી ) એવુ સસ્કૃત રૂપ થયેલુ જણાય છે સુરાષ્ટ્ર નામ ઉપરથી સોરઠ નામ થયેલુ છે તે હજુસુધી કાઠીઆવાડના દક્ષિણ ભાગને માટે વપરાય છે મહાભારતમા અને પાણિનિના ગણ પાઠમા, રૂદ્રદામા ( ઇ સ ૧૫૦ ) અને સ્કદ ગુપ્ત ( ઇ સ ૪૫૬ ) ના ગિરનારના લેખોમા અને કેટલાક વલભિ તામ્રપટમા સુરાષ્ટ્ર નામ જોવામા આવે છે, તેનુ પ્રાકૃત રૂપ ' સુરઠ ' ગોતમિપુર ( ઇ સ ૧૫૦ ) ના નાસિકના લખોમા જોવામા આવે છે અને 'સુરથ' એ રૂપ જીનપ્રભાસુરિકૃત તીર્થકલ્પમા તેરમા સૈકામા વાપર્યુ છે પરદેશીઓ પૈકી સ્ટ્રેબો ( ઇ સ પૂ ૫૦ પ્ર સ ૨૦ ) તેને ' સરૈસ્ટસ ' અને પ્લિનિ ' ઓરાટુર ' એ રીતે લખે છે મિસર દેશનો પ્રખ્યાત ભૂગોળવેત્તા ટૉલેમી ( ઇ સ ૨૪૦ ) તેને ' સુરસ્ટર્ન' લખે છે ચિનો સાધુ હુએનત્સાગ ( ઇ સ ૬૦૦–૬૪૦ ) વલભિ અને સુરાષ્ટ્ર એ બન્ને જુદા જુદા રાજ્યો હોવાનુ લખે છે

લાટ

લાટ એ મહિથી તાપી સુધીનો દક્ષિણ ગુજરાતનો ભાગ છે લાટ એ નામ સસ્કૃત નથી મહાભારતમા અથવા બીજા પ્રાચીન ગ્રથોમાં અથવા ઇ સ ના ત્રીજા સૈકા પહેલાના ગુફાઓમા કોતરેલા લેખોમા એ નામ વાપરેલુ જણાતુ નથી તેનુ કારણ કદાચ એ હશે કે નર્મદાથી દક્ષિણનો ગોવા

સુધીનો કિનારાનો ભાગ, પુરાણ પ્રમાણે અપરાંતમાં આવી જાય છે. ટૉલેમીએ તેને માટે ' લારિક ' શબ્દ વાપર્યો છે તે સંસ્કૃત ' લાટક ' ઉપરથી વાપર્યો હશે. ત્રીજા સૈકામાં કામસૂત્ર નામના ગ્રંથમાં કાત્સ્યાયને ' લાટ ' નામ વાપર્યું છે અને જણાવ્યું છે કે તે માળવાની પશ્ચિમે છે. એ પ્રદેશના લોકોના કેટલાક રીવાજોનું પણ તેણે વર્ણન આપ્યું છે. ત્રીજા સૈકડા પછીના સંસ્કૃત ગ્રંથોમાં અને સંસ્કૃત લેખોના ' લાટ ' નામ વારંવાર જોવામાં આવે છે છઠ્ઠા સૈકડામાં પ્રખ્યાત જ્યોતિષવેત્તા વરાહમિહિરે ' લાટ ' દેશનું નામ જણાવ્યું છે અને પાંચમા સૈકડાના મંડાસર અને અજંટના લેખોમાં પણ ' લાટ ' નામ જણાય છે. ચાલુકય ગુર્જર અને રાષ્ટ્રકૂટ રાજાઓના લેખોમાં ( ઇ સ. ૭૦૦–૧૨૦૦ ) એ નામ વારંવાર આવે છે આઠમા સૈકડાથી બારમા સૈકડા સુધીના ઇતિહાસના ગ્રંથોમાં પણ તે વાપરેલું છે.

લાટ એ નામ લટ્ટ અથવા રટ્ટ નામની સ્થાનિક જાત ઉપરથી થયેલું હશે રાષ્ટ્રકૂટ વંશનો રાજા અમોઘવર્ષ ( ઇ. સ. ૬૫૧–૮૫૯ ) પોતાના વંશનું નામ ' રટ્ટ ' લખે છે ર અને લ સાધારણ રીતે એક બીજા માટે વપરાય છે સૌદત્તિ અને બેલ ગામના ' રટ્ટ ' રાજાનું મૂળ ગામ, લાલટ્ટુર, કદાચ 'લાટ' દેશમાં હશે અને તેથી કરીને દેશનું તથા એ જાતનું નામ પડ્યું હશે, માળવાની ધારાનગરી અને ભરૂચ વચ્ચેનો પ્રદેશ જેમાં બાઘ અને તાંડ ગામ આવેલાં છે તે હજીસુધી ' રાય ' કહેવાય છે.

---

## પ્રકરણ ૩ જું.

### પૌરાણિક વાર્ત્તાઓ.

ઇ. પૂ. ત્રીજી સદી પહેલાંનો ઇતિહાસ જાણવાને પુરાણ વગર બીજાં સાધન નથી.

પ્રાચીન વખતના લોકોમાં ઇતિહાસના ગ્રન્થો લખવાનો ચાલ નહીં હોવાથી ઇસ્વીસનની પહેલાં ત્રીજી સદીમાં ગુજરાતમાં મૌર્યવંશના રાજાઓનો અમલ શરૂ થયો તે પહેલાં કોણ કોણ રાજા થયા, દરેકે કેટકેટલાં વર્ષ રાજ્ય કર્યું અને તેમના વખતમાં ધર્મ, નીતિ અને રીત રીવાજ કેવાં હતાં અને કયા કયા મુખ્ય બનાવો બન્યા એ વગેરે જાણવાને પૌરાણિક વાર્ત્તાઓ વગર બીજું કંઇ સાધન નથી. હાલમાં શોધક લોકોએ ઘણી મહેનત કરી શિલાલેખ, જૂના શિક્કા, દાનનાં તામ્રપટ, અને પરદેશી લોકોએ જૂના વખતમા આ દેશ સબંધી લખેલા વૃત્તાંતો, એ વગેરે પરથી પ્રાચીન કાળનો ઘણો ઇતિહાસ મેળવ્યો છે. પરંતુ ઇસ્વીસન પહેલાં ત્રીજા સેંકડા અગાઉનો ઇતિહાસ જાણવાને એવાં સાધન હજી મળ્યાં નથી.

પુરાણ પ્રમાણે ગુજરાતનો પહેલો રાજા આનર્ત્ત.

ગુજરાત વિશે પુરાણમાં જૂનામાં જૂની વાત મનુના પૌત્ર આનર્ત્ત રાજા વિષે છે. આનર્ત્તને રેવત નામનો પુત્ર હતો અને તે પોતાની મુખ્ય નગરી કુશસ્થલી અથવા દ્વારિકામાં રહી આનર્ત્ત દેશપર રાજ્ય કરતો હતો. રૈવતને સો પુત્ર હતા, તેમાં સૌથી મોટાનું નામ રૈવત અથવા કુકુદ્મી હતું. રૈવતને રેવતી નામે પુત્રી હતી અને તે

કૃષ્ણના મોટાભાઈ બળદેવ સાથે પરણાવી હતી. બળદેવ સાથે રેવતીનુ લગ્ન થયા વિષે પુરાણમા એવી વાર્તા છે કે પોતાની કન્યા કોને પરણાવવી એ બાબત બ્રહ્માની સલાહ લેવા રૈવત બ્રહ્મા પાસે બ્રહ્મલોકમાં ગયો તે વખતે બ્રહ્મા ગાયન સાભળતા હતા ગાયન પૂરૂ થયુ કે તરત રૈવતે બ્રહ્માને વિનતી કરી કે આ કન્યાને માટે યોગ્ય વર બતાવો, બ્રહ્માએ રૈવતને કહ્યુ કે 'તુ અહીં વાટ જોતો બેશી રહો, એ અરસામા તે તારૂ રાજ્ય ખોયુ છે, હવે દ્વારિકાનો રાજા બળદેવ થયો છે તેને તારી કન્યા પરણાવ ' આ વાતપરથી ગેઝીટિયરનો ઇતિહાસ કર્ત્તા એમ અનુમાન કરે છે કે આનર્તના પુત્ર રૈવતે પોતાનુ રાજ્ય ખોયુ હશે, દેશ છોડીને ચાલ્યો ગયો હશે, અને તેને ઠેકાણે યાદવોનુ રાજ્ય થયુ હશે યાદવોનુ રાજ્ય સ્થાપન થયા પછી રૈવતના વંશનો રૈવત નામનો કોઈ પુરૂષ પોતાના દેશમા પાછો આવ્યો હશે અને રાજ્યકર્ત્તા યાદવ વંશમા પોતાની કન્યા આપી હશે બ્રહ્મા પાસે સલાહ લેવા ગયાની અને ત્યા ઘણો કાળ વીતી ગયાની વાત આનર્તના વંશજે નાશી ગયા પછી ઘણે વખતે પાછા આવ્યાનો ખુલાસો આપવા જોડી કાઢી હશે

દ્વારિકામા યાદવોનુ રાજ્ય

આ પછી બીજી પૌરાણિક વાર્તા દ્વારિકામા યાદવોનુ રાજ્ય સ્થાપન થયા વિષે છે. યાદવ વંશ સ્થાપન કરનારનુ નામ યદુ હતુ તેથી તેના વંશજો યાદવ કહેવાતા હતા. વખત જતા યાદવ વંશની ઘણી શાખાઓ થઇ હતી અને દરેક શાખા પોતાના કોઇ વડીલના નામથી ઓળખાતી હતી આમા વૃષ્ણિ, મધુ, કુકુર, ભોજ, સાત્વત, અંધક, સુસેન, દશાર્હ, વગેરે મુખ્ય ગણાતી હતી. સાત્વતએ યદુથી સાડત્રીસમી પેઢીએ થયો હતો અને તેની શાખામા પ્રખ્યાત યાદવ વીર પુરૂષ કૃષ્ણનાં માબાપ દેવકી અને વસુદેવ જન્મ્યા હતા કૃષ્ણના વખતમા યાદવોને પોતાની મુખ્ય નગરી મથુરા છોડી દ્વારિકામાં આવવુ પડ્યુ હતુ કૃષ્ણે મગધ-

આ રાજા જરાસંધના જમાઈ કંસને માર્યો હતો તેનું વેર વાળવા મથુરાં-પર એક તરફથી જરાસંધે ચઢાઇ કરી, અને બીજી તરફથી કાલયવન નામના દક્ષિણ તરફના એક વીર પુરૂષે કરી, તેથી યાદવોને મથુરાંથી નાસવું પડ્યું. કાલયવન છેક સૌરાષ્ટ્ર સુધી કૃષ્ણની પાછળ પડ્યો. ત્યાં એક પર્વતની ગુફામાં મુચકુંડ નામનો ઋષી તપ કરતો હતો, તેને કૃષ્ણ જાણી કાલયવને જગાડ્યો. ઋષીએ ગુસ્સે થઇ પોતાની આંખમાંથી અગ્નિ પ્રદિપ્ત કર્યો તેથી કાલયવન બળી ખાખ થઇ ગયો. હરિ વંશ પુરાણ પ્રમાણે મથુરાં છોડ્યા પછી યાદવો સિંધુ દેશમાં ગયા અને ત્યાં દરિયા કિનારે દ્વારિકા નગર વસાવી રહ્યા. એ તરફના લો-કોમાં દંતકથા એવી છે કે દાનવોને હરાવી તેમની પાસેથી યાદવોએ દેશ જીતી લીધો.

દ્વારિકામાં મુખ્ય યાદવ સરદાર ઉગ્રસેન નામનો હતો અને તેને યદુ, ભોજ અને અંધક શાખાઓનો ટેકો હતો. આખો કાઠીઆવાડ દ્વિપકલ્પ યાદવોને તાબે હતો તેથી યાદવો પ્રભાસ અને ગીરનાર ઘણી વાર જાત્રાએ જતા. કૃષ્ણ અને બળદેવ હજી સુધી રાજ્યકર્તા નહોતા તોપણ તેમની પદવી મોટી હતી અને સર્વ મુખ્ય કામમાં તેમનો હાથ હતો. હસ્તિનાપુર અથવા દિલ્હીના રાજા પાંડવો સાથે તેમને ઘાટો મિત્રા-ચારીનો તથા સગાઇનો સંબંધ હતો. તેમાં અર્જુન અને કૃષ્ણ વચ્ચે ખાસ મિત્રાચારીનો સંબંધ હતો. અર્જુન ઘણીવાર કાઠીઆવાડમાં આવેલો તે પૈકી એક વખતનું વર્ણન મહાભારતમાં નીચે પ્રમાણે આ-પેલું છેઃ—"બીજાં તીર્થની જગાઓએ જઇ આવ્યા પછી અર્જુન અપ-રાન્તમાં ( પશ્ચિમ કિનારે ) આવ્યો અને ત્યાંથી પ્રભાસ ગયો. તેના આવવાની વાત સાંભળી કૃષ્ણ પ્રભાસ ગયા અને અર્જુનને આવકાર દીધો. પ્રભાસથી તેઓ સાથે રૈવતક ( ગીરનાર ) પર્વત આવ્યા. અહીં કૃષ્ણે સારી શોભા કરી પોતાના પરોણાને ગાયન અને નાચની ગમ્મત

કરાવી; ગીરનારથી સોનાના રથમા બેશી તેઓ દ્વારિકાં ગયા. અર્જુનના માન ખાતર શહેર શણગારવામા આવ્યુ; શેરીઓમાં જોવા આવનાર લોકોના ટોળેટોળા ભેગા થયાં. વૃષ્ણિ, અંધક અને ભોજ શાખાઓના માણસ કૃષ્ણના પરોણાને માન આપવાને ભેગાં થયાં.

ત્યારબાદ પોતાના મોટાભાઇ બળદેવની ઇચ્છા વિરૂદ્ધ કૃષ્ણે પોતાની બહેન સુભદ્રાનું હરણ કરવામા અર્જુનને મદદ કરી. ગીરનારની જાત્રા વખતે અર્જુન સુભદ્રા સાથે પ્યારમા પડયો હતો. એ જાત્રાનું વર્ણન મહાભારતમા આપેલુ છે તેમા ઉગ્રસેન અને તેની હજાર રાણીઓ પણ ત્યા આવેલી હોવાનુ જણાવ્યુ છે. અર્જુન સુભદ્રાને લઇ ગયા પછી આખરે વસુદેવ અને બળદેવ એમણે પોતાની સંમત્તિ આપી તેમનુ લગ્ન કરાવ્યુ હતું માઘ મહિનામા હજી સુધી દર વર્ષે ગીરનારમા ભાવનાયના દેવળ પાસે મેળો ભરાય છે તે ઘણુ કરીને ઉપર જણાવેલા યાદવ લોકોના મેળાવડાપરથી ચાલતો આવતો હશે

દ્વારિકાના યાદવો ઘણા વખતસુધી નિરાંતે રહ્યા નહીં. યુધિષ્ઠિરે રાજસુયયજ્ઞ કર્યો ત્યારે કૃષ્ણ હસ્તિનાપુર ગયા હતા તે અરસામા મૃતિકાવતીના* રાજા સાલ્વે દ્વારિકાપર ચઢાઇ કરી તેણે દ્વારિકાની સેના ઘણી ખરી કાપી નાખી, શહેર લુટયુ અને વગર હરકતે પાછો ચાલ્યો ગયો. કૃષ્ણ પાછા આવ્યા પછી સાલ્વપર ફોજ લઇને ચઢયા બન્ને લઢવૈયાનો દરિયા કિનારે ભેટો થયો. તેમની વચ્ચે ઉગ્ર યુદ્ધ થયું તેમા સાલ્વ મરાયો.

---

* મૃત્તિકાવતી ક્યા આવ્યુ હશે એ નક્કી થઇ શકતું નથી. તે સોરઠ દેશમા આવેલું હોવાનુ લખેલ છે અને સોભ રવાશ્રને મળતું છે તેથી એમ લાગે છે કે તે અમદાવાદની દક્ષિણે ચરોત્તરના ભાગમાં હશે.

યાદવોમાં માંહેમાંહેની લડાઇથી દ્વારિકામાં તેમની સત્તા થોડા વખતમાં જતી રહી. છેવટની લડાઇ, મહાભારતની લડાઇ થયા પછી છત્રીસમે વર્ષે થઇ. એક ગૃહણ્યને દહાડે બધા યાદવોને સહકુટુંબ લઇ કૃષ્ણ દ્વારિકામાંથી પ્રભાસ યાત્રાર્થે ગયા. ત્યાં દારૂની કેફમાં કેટલાક મુખ્ય યાદવો વચ્ચે બોલાચાલી થઇ. બોલાબોલાપરથી મારામારા થઇ અને ઘણા જણ એક બીજાને હાથે મરાયા. આ લડાઇને પુરાણમા યાદવાસ્થળી કહેલી છે. કૃષ્ણ હાથમાં લોઢાનું એક મુશળ લેઇને જેને તેને મારતા; પોતાના છોકરાને પણ તેમણે બાકી રાખ્યા નહીં. બળદેવ જંગલ તરફ નાશી ગયા અને ત્યાં મરણ પામ્યા. કૃષ્ણ થાક અને શોકથી એક તળાવ ઉપર પીંપળાના ઝાડ તળે સુતા હતા તેવામાં જંગલના એક પારધીએ તેમને દૂરથી શીકારનું જાનવર જાણી તીર માર્યું અને તેથી કરીને તે સ્થળે મરણ પામ્યા. કૃષ્ણ તે સ્થળે મરણ પામ્યા તેથી હજી સુધી એ સ્થળ દેહોત્સર્ગ એ નામથી ઓળખાય છે. મરતા પહેલાં કૃષ્ણે અર્જુનને બોલાવ્યો હતો. જ્યારે અર્જુન આવ્યો ત્યારે દ્વારિકા ઉજ્જડ થઇ ગયું હતું. અર્જુન આવ્યા પછી વસુદેવ મરી ગયા. અર્જુને વસુદેવ, બળદેવ અને કૃષ્ણની ઉત્તર ક્રિયા કરી અને બાકી રહેલા યાદવો, જેમાં મુખ્ય ભાગ સ્ત્રીઓનો હતો, તેમને લઇ ઉત્તર હિંદુસ્થાનમા ઇંદ્રપ્રસ્થ ( હસ્તીનાપુર ) તરફ જવા નીકળ્યો. રસ્તામાં પંજાબમાંથી* જતા અભીર લોકોએ તેનાપર હુમલો કર્યો અને કૃષ્ણની કેટલીક સ્ત્રીઓને અને અંધક યાદવોની વિધવાઓને લઇ ગયા. અર્જુન

---

* આ પરથી એમ લાગે છે કે ઘણા પ્રાચીન વખતમાં રણમાં થઇને જવાતું નહીં હોય અને તેથી કાઠીઆવાડથી ઇંદ્રપ્રસ્થ ( દીલ્હી ) જવાનો રસ્તો કચ્છ, સિંધ અને પંજાબમાં થઇને હશે.

ારિકા છોડી ગયા પછી, દ્વારિકા ઉપર દરિયો ફરી વળ્યો *

જાદવાસ્થળી ઇ સ ની પહેલા આશરે તેરસે ચૌદસે વર્ષપર થઇ હશે એમ અર્વાચીન શોધકો ધારે છે પણ પુરાણમા આ બનાવ પાચ છ હજાર વર્ષપર બન્યાનુ કહેલુ છે

# પ્રકરણ ૪ થું.

## મૌર્ય અને ગ્રીક રાજાઓ.

[ ઇ સ પૂ ૩૧૯–૧૯૭ ]

જાદવાસ્થળીના વખતથી તે ઇ સ ની પહેલા ત્રીજી ચોથી સદી સુધી ગુજરાતનો ઇતિહાસ જાણવાને કંઈ સાધન નથી આ દેશનો ઘણો ભાગ દરિયા કિનારે આવેલો હોવાથી દક્ષિણ તરફના ભાગમા તથા કાઠીઆવાડમા વેપારાર્થે ઘણા પરદેશી લોકો આવતા હશે, એ સભવિત છે હિંદુધર્મશાસ્ત્રમા ગુજરાતને મ્લેચ્છ દેશ ગણ્યો છે અને જાત્રા સિવાય બીજા કોઈ કારણસર તેમા જવાની મનાઇ કરેલી છે તેથી પણ એમ લાગે છે કે તેમા ઘણા પરદેશી આવી વસ્યા હશે અને કદાચ તે રાજ્ય પણ કરતા હશે યાદવોની પડતી થઇ ત્યારથી તે ઇ સ પૂ ૩૧૯ મા મૌર્યવશની સ્થાપના થઇ ત્યા સુધીના વખત માટે આ પ્રમાણે અટકળ કર્યા સિવાય બીજો કઇ સંતોષકારક રસ્તો નથી

મૌર્યવશનો અમલ ઇ પૂ ૩૧૯–૧૯૭

* આ પરથી એમ લાગે છે કે કૃષ્ણનુ દ્વારિકા વખતે હાલના દ્વારિકાથી જુદુ હશે પ્રભાસથી પૂર્વમા મૂળ દ્વારિકા નામે એક જગ્યા હજી ઓળખાય છે

મૌર્યવંશના રાજા ઈ. સ. પૂર્વે ચોથા સેંકડામાં મગધ દેશમાં ( હાલના બાહાર પ્રાંતમાં ) આવેલા પાટલીપુત્ર નગરમાં રાજ્ય કરતા હતા; હાલ ગંગા કિનારે જ્યાં પટણા નામનું શહેર છે, ત્યાંથી બે ત્રણ ગાઉ ઉપર એ પાટલીપુત્ર નગરી હતી. મૌર્યવંશના રાજાઓએ ઘણા ખરા હિંદુસ્તાનપર પોતાનું રાજ્ય સ્થાપ્યું હતું. તેઓ ઘણા સમર્થ હતા અને પરદેશના રાજાઓ સાથે, તેમાં ખાસ કરી યવન દેશ ( ગ્રીસ ) અને મીસર દેશના રાજાઓ સાથે મિત્રાચારી ધરાવતા હતા. બૌદ્ધ ધર્મનો ફેલાવો કરવાને તેઓ લડાઇઓ લડતા, ઉપદેશકો મોકલતા અને બીજું જેટલું બની શકે તેટલું કરતા. આથી કરીને બ્રાહ્મણ, બૌદ્ધ અને જૈન લોકોના ગ્રંથોમાં તેમના વિષે હકીકત મળી આવે છે એટલુંજ નહીં પણ ગ્રીસ અને ચીન દેશના ગ્રંથોમાં પણ મળી આવે છે.

મૌર્યવંશ સ્થાપનાર ચંદ્રગુપ્ત (ઇ. સ. પૂ. ૩૧૯) નો અમલ ગુજરાતમાં હતો એમ લેખો પરથી માનવાને કારણ મળે છે. જૂનાગઢની પડોશમાં ગિરનારના ડુંગરમાં એક ખડક ઉપર માળવા અને સૌરાષ્ટ્રમાં થએલા રૂદ્રદામા રાજાનો કોતરાવેલો લેખ છે; તેમાં લખ્યું છે કે ગિરીનગર ( જૂનાગઢ ) ની પડોશનું સુદર્શન નામનું તળાવ ચંદ્રગુપ્ત તરફથી નિમાયલા પુષ્યગુપ્ત નામના અધિકારીએ બંધાવ્યું હતું. આ પ્રમાણે પુષ્યગુપ્તને ચન્દ્રગુપ્ત તરફથી નિમાયલો અધિકારી જણાવ્યો છે તેપરથી સ્પષ્ટ થાય છે કે રાજા તરીકે ચંદ્રગુપ્તનો અમલ હોવો જોઇએ અને પુષ્યગુપ્ત તેના તરફથી નિમાએલો હાકેમ હોવો જોઇએ.

ચંદ્રગુપ્ત.

ચંદ્રગુપ્ત પછી પાટલીપુત્રના તખ્તપર તેનો દીકરો બિંદુસાર બેઠો હતો, એમ કેટલાંક પુરાણ અને જૈન તથા બૌદ્ધ ગ્રંથો પરથી જણાય છે. કેટલાક ગ્રંથકારો લખે છે કે બિંદુસારને સો પુત્ર હતા, જેમાંનો એક અશોક, પોતાના બાપના વખતમાં ઉજયિની ( ઉજ્જન ) માં અને બીજો કાસ્મીરમાં એ પ્રમાણે રાજ્ય કરતા હતા. બાપના મરણ પછી અશોકે પાટલીપુત્રનું તખ્ત પોતાને સ્વાધીન કરી લીધું ( ઇ. સ પૂ ૨૫૦ ), અને પોતાના એક સગા ભાઈ વગર બાકીના

બિંદુસાર અને અશોક રાજા.

બધા ભાઈઓને એક દહાડામાં મારી નાખ્યા તોપણ અશોક રાજાના વૃતાન્તપરથી જણાય છે કે તેણે પોતાનું રાજ્ય ઘણા પરાક્રમ અને ડહાપણ તથા નીતિથી ચલાવ્યું છે, અને તેની બરોબરીનો એક પણ સુજ્ઞ અને ધાર્મિક રાજા તેના પછી થયો નથી ઉપર જણાવેલા રૂદ્રદામાના લેખમાં લખ્યું છે કે સૌરાષ્ટ્રમાં અશોક રાજા તરફથી તુશસ્પ નામનો યવન અમલદાર હતો તેણે સુદર્શન તળાવને નહેરો બાંધી શોભિતું કર્યું આ પરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે ચંદ્રગુપ્તથી અશોક લગી એટલે ત્રણ પેઢી સુધી મૌર્ય વંશના રાજાઓનો અમલ સૌરાષ્ટ્રમાં ચાલેલો હોવો જોઈએ માળવા, ગુજરાત અને કોકણના કિનારાપર અશોકનો પૂર્ણ અમલ ચાલતો હોવાનો બીજો પણ પુરાવો મળી આવે છે અશોક રાજાએ પોતાના ધર્મ તથા નીતિવચનો પોતાની પ્રજાને માટે બોધ તરીકે શીલા તથા કીર્તિસ્તંભો ઉપર કોતરાવી નાખ્યા છે તે આજ સુધી કાયમ છે આ લેખો પૈકી જે આજ સુધીમાં માલમ પડી આવ્યા છે તે તેના રાજ્યની હદમાં માલમ પડ્યા છે પૂર્વમાં ઓડીઆ દેશમાં, કટક પ્રાન્તમાં ધવલી કરીને ગામ છે, તેની પાસેના પહાડોમાં એક ખડક ઉપર આવેલો એક લેખ છે ઉત્તરમાં કાબુલ પાસે કપુર્દિગિરી કરીને જગા છે તેના ખડક ઉપર એક લેખ કોતરેલો છ, પશ્ચિમમાં ગિરનાર અને સોપારા આગળ અને દક્ષિણમાં મ્હૈસુર આગળ આવા લેખો છે ગિરનાર અને સોપારા પાસેના લખો પરથી ખાત્રી થાય છે કે સૌરાષ્ટ્ર, ગુજરાત અને કોકણનો કિનારો અશોકના તાબામાં હોવો જોઈએ વળી અશોકના બાપના વખતમાં અશોક, માળવાનો સુબો હતો અને બાપના મરણ પછી માળવાનો રાજા હતો. માળવામાંથી દોહદને રસ્તે ગુજરાતમાં સહેલથી આવી શકાય છે, એટલે માળવા જેને તાબે હોય તેને ગુજરાત તાબે કરવું સહેલું છે લેખો પરથી આપણને માલમ પડે છે કે કાઠીઆવાડ અને સોપારા સુધીનું દક્ષિણ ગુજરાત અશોકને તાબે હતું એટલે ઉત્તર ગુજરાત તેને તાબે હશે એ અસંભવિત નથી મૌર્ય રાજાઓના વખતમાં ગુજરાતની રાજધાની ગિરિનગર (જૂનાગઢ) હતું અને મૌર્યવંશ પછી થએલા ક્ષત્રપ (ઈ. સ ૧૦૦–૩૮૦) અને ગુપ્ત

( ઇ સ ૩૮૦-૪૬૦ ) ગજાઓના વખતમા તેજ ગજ્ય ની નાયમ રહી હતી

અશોકે કોતરાવેલા લેખોમા ગજા પોતાની પ્રજાને આજ્ઞા કરે છે કે હિંસા ન કરવી, બ્રાહ્મણ શ્રવણનુ સન્માન કરવુ, માતાપિતા તથા સગાવહાલાને માન આપી તેમની સાથે સ્નેહથી વર્તવુ, સર્વ ધર્મમતને સરખી રીતે ધ્યાન આપી માનવા, ઊંચ નીચ કદી ગિણવા નહીં સર્વ માણસ અને પ્રાણી માત્ર ઉપર દયા રાખવી, અને ધર્મ તથા સુનીતિ સર્વ પ્રકારે આચરવી

દશરથ અને સપ્રતિ

અશોક રાજા પણ્ણો દયાળુ અને શરીર હતો તેના વખતમા બૌદ્ધ ધર્માચાર્યોની મોટી મોટી સભાઓ ભરાતી અને બૌદ્ધધર્મસત્ર એકત્ર કરવાની તથા બૌદ્ધ ધર્મનો ફેલાવો કરવાની તજવીજને ચાલતી રાજાએ દેશોદેશ બૌદ્ધ ધર્મના ઉપદેશકો મોકલ્યા હતા જૈન ગ્રથોપરથી જણાય છે કે અશોક પછી તેનો આધળો પુત્ર કુણલ ગાદીએ બેઠો નહોતો પણ તેના પૌત્ર દશરથ અને સપ્રતિ બેઠા હતા ગયા પાસે બરાબર નામના ડુગરામા અશોકે કોરાવેલી ગુફાઓ છે અને તેમા તેણે કોરાવેલા લેખ છે તેની પાસે એક બીજા ડુગરામા દશરથે કોરાવેલી ગુફાઓ છે, અને તેમા તેણે કોરાવેલા લેખ છે આ લેખ પૈકી એકમા લખેલુ છે કે બરાબર ડુગરામાની એક ગુફા "તર્તજ ગાદીએ બેઠેના દશરથે કોરાવેલી છે" બીજી ગુફાઓ અશોકે કોરાવેલી હોવાની વાત સારી પેઠે જાણીતી હોવી જોઇએ, માટે 'તર્તજ' શબ્દપરથી એમ અનુમાન થઇ શકે છે કે અશોક પછી દશરથ ગાદીએ બેઠો હશે જૈન ગ્રથકારો દશરથ વિષે કઇ કહેતા નથી પણ એમ કહે છે કે અશોક પછી કુણલનો છોકરો સપ્રતિ ગાદીએ બેઠો જૈન ધર્મનો ફેલાવો કરવાની બાબતમા બૌદ્ધ ગ્રથકાર અશોકની જેટલી તારીફ કરે છે તેટલી જૈન ગ્રથકાર સપ્રતિની કરે છે જૈન ગ્રથોમા લખ્યુ છે કે સપ્રતિએ હજારો જીન પ્રાસાદ ( દેવળો ) બધાવ્યા હતા પાટલીપુત્રકલ્પ નામના ગ્રથમા

જીનપ્રભાસુરી નામનો જૈન આચાર્ય પાટલીપુત્રની ઘણી દંતકથાઓ જણાવે છે. પરદેશોમાં ધર્મનો ફેલાવો કરવાની બાબતમાં સંપ્રતિને અશોક સાથે સરખાવી જીનપ્રભાસુરી કહે છે કે "પાટલીપુત્રમાં કુણુલનો છોકરો સંપ્રતિ રાજા થયો. તેણે શ્રવણોને માટે ઘણા વિહાર બંધાવ્યા હતા." આ પરથી એમ અનુમાન કરી શકાય છે કે અશોક પછી તેના રાજ્યના બે વિભાગ થયા હશે; દશરથ પૂર્વ હિંદુસ્તાનમાં રાજ્ય કરતો હશે, અને સંપ્રતિ જેને જૈન ગ્રંથકારો ઉજ્જનનો રાજા હોવાનું જણાવે છે, તે પશ્ચિમ હિંદુસ્તાનમાં રાજ્ય કરતો હશે. આ વિષે ચોકસ માહિતી મેળવવાનું સાધન નથી તોપણ સંપ્રતિને તાબે માળવા હોવાથી એમ લાગે છે કે ગુજરાતમાં પણ તેનો અમલ ચાલ્યો હશે. સંપ્રતિના મરણ પછી ગુજરાતમાં મૌર્ય વંશના અમલનો છેડો આવ્યો હશે. પાછળના વખતમા (ઇ. સ. ૫૦૦) માળવામાં અને ઉત્તર કોકણમા મૌર્ય સરદારો થઇ ગયા હોવાનુ જણાય છે પણ ગુજરાતમા તેમ થયેલું હોવાનો કંઇ પુરાવો મળતો નથી.

સંપ્રતિનું રાજ્ય ઇ. પૂ. આશરે ૧૯૭ મા પૂરૂ થયું, ત્યાર પછીનાં સત્તર વર્ષ સુધીના ગુજરાતના ઇતિહાસનો કંઇ પત્તો લાગતો નથી. ત્યાર પછીની જે માહિતી મળે છે તે પરથી ઈ. પૂ. ૧૮૦ થી ૧૦૦ સુધી ગુજરાતમાં બાકટ્રિયન અને ગ્રીક લોકનો અમલ હતો એમ લાગે છે. પેરિપ્લસનો કર્ત્તા (ઇ. સ. ૨૪૦) સૌરાષ્ટ્રના વર્ણનમા જણાવે છે કે 'આ ભાગમાં હજી સુધી જૂનાં દેવળો, છાવણીના પાયા અને મોટા કુવા વગેરે સિકંદરની સ્વારીના નિશાન માલમ પડે છે." પરંતુ સિકંદર કાઠીઆવાડ સુધી આવેલો નહોતો અને તેના પાછા ગયા પછી ઈ. પૂ. ૧૯૭ સુધી કાઠીઆવાડમાં મૌર્યોનો અમલ હતો તેપરથી ગેઝિટિયરના ઇતિહાસ કર્ત્તા એમ ધારે છે કે પેરિપ્લસના કર્ત્તા જે દેવળો અને કુવા વિષે લખે છે તે સિકંદરની સ્વારીના નિશાન નહીં પણ ઇ. પૂ. ૧૯૭ પછીના વખતમા બાકટ્રિયન અને ગ્રીક લોકોનો અમલ થયો હતો તેનાં નિશાન હોવા જોઇએ.

**બાકટ્રિયન અને ગ્રીક લોકોનો અમલ.**

ઇ પૂ ૩૨૦ વર્ષની લગભગમા ગ્રીસનો સિકંદર બાદશાહ એશિયા ખંડના ઇરાન વગેરે દેશો જીતી લઇ હિંદુસ્તાન જીતવાને મોટું લશ્કર લઇ આવ્યો હતો. સિંધુ નદી ઉતરી વાયવ્ય તરફનો ભાગ તેણે જીતી લીધો, અને આગળ વધવાની તેની મરજી હતી પરંતુ તેનું લશ્કર થાક અને મહેનતથી કટાળ્યુ હતું તેથી તેને પાછા ફરવાની જરૂર પડી આ થોડી જીત કરી સિકંદર પોતાના દેશ તરફ જતો હતો એવામા તે મરણ પામ્યો તેનું મોટું રાજ્ય તેના સરદારોએ પોતપોતામા વહેચી લીધુ આ સરદારોમા સેલ્યુકસ નાઇકેટર નામનો સરદાર ગ્રીક લોકોના એશિયાના દેશોપર રાજ કરવા લાગ્યો સેલ્યુકસ પછીના ત્રીજા રાજા બીજા એન્ટાયકસના વખતમા બાકટ્રિયા ( હાલનો તાતાર ) અને પારથીઆ દેશના ગ્રીક હાકેમો સ્વતંત્ર થયા હતા અને ત્યા પોતાનાં રાજ્ય સ્થાપન કર્યા હતા બાકટ્રિયાના રાજા ડેમેટ્રિયસે ઇ પૂ ૧૯૦ થી ૧૬૫ સુધી રાજ્ય કર્યું હતુ. જસ્ટિન નામનો એક લેખક ( ઇ સ. ૨૫૦) તેને હિંદુસ્તાનનો રાજા કહે છે. સ્ટ્રેબો નામનો એક લેખક ( ઇ પૂ. ૫૦ થી ઇ સ ૨૦ ) લખી ગયો છે કે બાકટ્રિયાના રાજા મેનન્ડર અને ડેમેટ્રિયસે સિકંદર કરતા પણ વધારે પ્રદેશ જીતી લીધો હતો તેઓએ ' પાતાલન ' જીતી લીધુ હતુ એટલું જ નહીં પણ ' સરોસ્ટસ ' અને ' સિગરડીસ ' ના રાજ્ય જે કિનારાપર આવેલા છે તે પણ જીતી લીધા હતા એવું ધારવામા આવે છે કે ' પાતાલન ' એ હાલના ( સિંધ ) હૈદ્રાબાદની જગોએ પાતાળ નામનુ જૂનુ શહેર હતુ તે હોવુ જોઇએ પાતાલત પડી કિનારે આવેલા 'સરોસ્ટસ' અને સિગરડીસના રાજ્ય જીતી લીધેલા હોવાનુ સ્ટ્રેબોએ જણાવેલુ છે તે પરથી ખાત્રીપૂર્વક એમ લાગે છે કે ' સરોસ્ટસ ' એ સુરાષ્ટ્ર અને સિગરડીસ, એ સાગરદ્વીપ અથવા કચ્છ હોવું જોઇએ મેનન્ડર ઇ પૂ ૧૨૬ મા રાજા થયો હતો તેનુ નામ ડેમેટ્રિયસ ( ઇ પૂ ૧૯૦ ) ની સાથે જણાવ્યું છે તેપરથી એમ અનુમાન થઇ શકે છે કે ડેમેટ્રિયસ હિંદુસ્તાનના અમુક ભાગ સુધી આવ્યો હશે અને ત્યાર પછી મેનન્ડર, સિંધ, કચ્છ અને કાઠીઆવાડ

સુધી આગળ વધ્યો હશે કચ્છ અને કાઠીઆવાડમાં બાકટ્રિયન રાજાઓના સિક્કા મળી આવ્યા છે તે પરથી જસ્ટિન તથા સ્ટ્રેબોના લખાણને ટેકો મળે છે. પંડિત ભગવાનલાલ ઇંદ્રજીત એમણે પચીસ વર્ષ સુધી શ્રમ લઈ ગુજરાત અને કાઠીઆવાડમાંથી પ્રાચીન સિક્કા શોધી કાઢયા છે, તેમાં બાકટ્રિયન-ગ્રીક સિક્કાઓમાં થોડા સિક્કા યુક્રેટાઈડીઝ ( ઈ પૂ ૧૮૦–૧૫૫ ) રાજાના, થોડા મેનન્ડર રાજાના, ( ઈ. પૂ ૧૨૬–૧૧૦ ) અને ઘણા એપોલો ડોટ્સ રાજાના ( ઈ. પૂ ૧૧૦–૧૦૦ ) મળેલા છે, પણ ડેમેટ્રિયસ રાજાનો એક પણ સિક્કો મળ્યો નથી યુક્રેટાઇડીઝ અને ડેમેટ્રિયસ સમકાલી હતા પણ બાકટ્રિયાની ગાદીપર ડેમેટ્રિયસ પછી યુક્રેટાઇડીઝ બેઠો હતો તેનો સિક્કો ગુજરાતમાથી મળી આવ્યો છે, તે પરથી એમ લાગે છે કે પ્રથમ તે ગુજરાત સુધી આવ્યો હશે. ગુજરાતમાં બાકટ્રિયન ગ્રીક લોકનો અમલ યુક્રેટાઇડીઝના વખતથી ( ઈ પૂ ૧૮૦ ) શરૂ થયો હશે, અને એપોલોડોટ્સ પછી ( ઈ પૂ ૧૦૦ ) બંધ થયો હશે

યુક્રેટાઈડીઝના સિક્કા કાઠીઆવાડમાથી મળી આવ્યા છે તે પરથી એમ જણાય છે કે કાઠીઆવાડ સુધી તેણે જીત કરી હશે, અથવા કાઠીઆવાડની પાસે આવેલા સિંધ દેશના રાજા તરીકે કાઠીઆવાડ તેની સત્તા નીચે આવ્યુ હશે તેણે કાઠીઆવાડ જીત્યુ હશે કે નહીં તોપણ જેના સિક્કા કાઠીઆવાડમાથી અને ગુજરાતમાથી મળી આવ્યા છે, એવા પહેલો બાકટ્રિયન-ગ્રીક રાજા એ છે

યુક્રેટાઇડીઝનુ રાજ્ય ક્યારે પૂરુ થયુ એ ચોક્કસ નથી, પણ એમ માનવામા આવે છે કે ઈ પૂ ૧૫૫ મા તેનુ રાજ્ય પૂરુ થયુ હતુ તેની પછી થયેલા મેનન્ડર અને એપોલોડોટસ વિષે વિશેષ માહિતી મળવાના સાધન છે સ્ટ્રેબો ( ઈ સ ૨૦ ) લખે છે કે મેનન્ડરે જીતેલા પ્રદેશમાં કચ્છ અને સુરાષ્ટ્ર દેશ હતા પેરિપ્લસનો કર્તા ( ઈ સ. ૨૫૦ ) લખે છે કે એપોલોડોટ્સ અને મેનન્ડરના સિક્કા હજી સુધી બરૂગાઝ ( ભરૂચ ) મા ચાલે છે મેનન્ડરના સિક્કા કાઠીઆવાડ અને દક્ષિણ ગુજરાતમાથી મળી આવેલા છે, અને શરૂઆતના ક્ષત્રપ રાજા નહપાન

અને ચેષ્ટન (ઇ. સ ૧૦૦-૧૪૦) ના સિક્કા કરતા તેમની સખ્યા વધારે માલમ પડી છે મેનન્ડરના સિક્કા આ પ્રમાણે વધારે ફેલાયેલા હોવાથી એમ અનુમાન થઇ શકે છે કે, બાકટ્રિયન-ગ્રીક રાજાઓ પૈકી આ દેશમા આવીને પહેલવહેલો તે રહ્યો હશે, અને પેરિપ્લસનો કર્તા સૌરાષ્ટ્રમા દેવળ, જૂના કુવા વગેરેને સિકદરની સ્વારીના નિશાન કહે છે તે સિકદરની સ્વારીના નિશાન નહીં પણ મેનન્ડરની છાવણીના નિશાન હશે વિલ્સન નામનો વિદ્વાન એમ ધારે છે કે મેનન્ડરની પછી એપોલોડોટ્સ રાજા થયો હશે, પરતુ જનરલ કનિંગહામનુ ધારવુ એવુ છે કે એપોલોડોટ્સની પછી મેનન્ડર રાજા થયો હશે, ગુજરાત અને કાઠીઆવાડમા આ બે રાજાઓના જે સિક્કા મળેલા છે તેપરથી ગેઝિટિયરનો ઇતિહાસ કર્તા એવુ અનુમાન કરે છે કે મેનન્ડરની પછી એપોલોડોટ્સ થયેલો હોવો જોઇએ મેનન્ડરના કરતા એપોલોડોટ્સના સિક્કા ઘણા મળી આવે છે અને તેની કારીગરી ઉતરતા પ્રકારની જણાય છે તે ઉપરથી એમ અનુમાન થઇ શકે છે કે, એપોલોડોટ્સ છેલ્લો રાજા હશે અને તેના સિક્કા ક્ષત્રપ રાજા નહપાન (ઇ સ ૧૮૦) ના સિક્કા પડવા લાગ્યા ત્યા સુધી ગમે તેમ કરી પાડવામા આવતા હશે અને ચાલતા હશે વળી પેરિપ્લસનો કર્તા (ઇ સ ૨૫૦) પોતાના વખત સુધી મેનન્ડર અને એપોલોડોટ્સના સિક્કા ભરૂચમા ચાલતા હોવાનુ લખે છે તેપરથી પણ એમ લાગે છે કે ક્ષત્રપ રાજાઓના સિક્કા સાથે લાબા વખત સુધી તેમના સિક્કા ચાલતા હશે

એપોલોડોટસનુ રાજ્ય ક્યાથી કયા સુધી ચાલ્યુ એ ચોકસ નથી. જનરલ કનિંગહામ ધારે છે કે તેનુ રાજ્ય ઇ પૂ ૧૬૫ થી ૧૫૦ સુધી ચાલ્યુ હશે, વિલ્સન અને ગાડનર ધારે છે કે ઇ પૂ ૧૧૦ થી ૧૦૦ સુધી ચાલ્યુ હશે ગેઝિટિયરનો ઇતિહાસ કર્તા વિલ્સન અને ગાડનરનુ કહ્યુ માન્ય રાખે છે, અને એપોલોડોટ્સના સિક્કા તેના સમય પછી ઘણા વખત સુધી પાડવામા આવતા હતા તે ઉપરથી એમ જણાય છે

કે ગુજરાતમાં રાજ્ય કરનાર છેલ્લો બાકટ્રિયન ગ્રીક રાજા તે હોવો જોઇએ. એપોલોડોટ્સ પછી બાકટ્રિયન ગ્રીક લોકના અમલનાં કંઇ નિશાન જણાતાં નથી, અને ઇ. સ. ૧૦૦ ના અરસામાં ક્ષત્રપ રાજાઓનો અમલ થયો ત્યાં સુધીના સમયની કંઈ ચોકસ માહિતી મળતી નથી. નામ વગરના કોઈ રાજાના તાંબાના શિક્કા મળી આવ્યા છે તેના ઉપર બેસિલિયસ બેસિલિયન સોટરમેગસ, એટલે કે રાજાઓનો રાજા મહારક્ષક, એમ લખેલું છે પણ તે શિક્કા કોના છે તે જણાયું નથી. આ શિક્કા કાઠીઆવાડ, કચ્છ, રાજપુતાના, ઉત્તર હિંદુસ્તાન, કાબુલની ખીણ વગેરે ઠેકાણેથી મળી આવ્યા છે, તે પરથી એમ લાગે છે કે જે રાજાના એ શિક્કા હશે તેનું રાજ્ય ઘણું વિસ્તીર્ણ હશે.

---

# પ્રકરણ ૫ મું.

## ક્ષત્રપ રાજાઓનો અમલ.

( ઇ. સ. પૂ ૭૦–ઇ. સ. ૩૯૮. )

ક્ષત્રપ રાજાઓ
ઇ. પૂ ૭૦–ઈ. સ. ૩૯૮.

બાકટ્રિયન-ગ્રીક રાજાઓના અમલ પછી ગુજરાતમાં ક્ષત્રપ નામના રાજાઓનો અમલ થયાની માહિતી મળે છે ક્ષત્રપ રાજાઓએ ત્રણ સદી કરતાં વધારે વખત સુધી ગુજરાતપર અમલ ભોગવ્યો હતો. તેમના વિષે જે માહિતી મળે છે તે તેમના શિક્કા અને તેમણે કોતરાવેલા લેખો ઉપરથી મળે છે. ક્ષત્રપ એ સંસ્કૃત શબ્દ છે. કેટલાક શિક્કામાં 'છત્રપ', 'છત્રન' અને 'ખતપ' એવું પ્રાકૃત નામ પણ જણાય છે ક્ષત્રપ રાજાઓ પૈકી કેટ-

શકના નામને અંતે 'સિંહ' અને કેટલાકને 'સેન' લખેલું છે તેપરથી કેટલાક વિદ્વાન એમ ધારે છે કે તેઓ પરદેશથી આવેલા નહીં હોય પરંતુ એ ખરું નથી 'ક્ષત્રપ' એ 'સત્રપ' પરથી થએલું સંસ્કૃત રૂપ છે અને તેનો અર્થ ક્ષત્રીને પાળનાર એવો થાય છે પ્રાચીન ઇરાનમાં પ્રગણાના હાકેમને સત્રપ કહેતા જ્યારે એ દેશમાં ગ્રીક લોકોનો અમલ થયો ત્યારે તેમણે પણ એ દેશમાં વપરાતું સત્રપ નામ પોતાના હાકેમોને માટે કાયમ રાખ્યું હતું સત્રપનો અર્થ 'રાજ્યનો પાળક' થાય છે બાકટ્રિઆમા ગ્રીક લોકોનો અમલ રહીથી લોકોએ બંધ કર્યો ત્યાર પછી ચાલેલા અંધેરની વખતે મલય, પહ્લવ, અભીર મેદ અને બીજી ભટકતી જાતો બાકટ્રિઆમાંથી ઉત્તર હિંદુસ્તાનમાં આવી અને દરેકે ત્યાં પોતાનું રાજ્ય સ્થાપન કર્યું પછી આ જાતોના સરદાર સ્વતંત્ર રાજા થયા અને ક્ષત્રપ, મહાક્ષત્રપ, વગેરે નામ ધારણ કરી રાજ્ય કરવા લાગ્યા પરંતુ શરૂઆતના રાજાઓના નામ પરદેશી છે તેથી એમ ધારવામાં આવે છે કે આ રાજાઓ મૂળમાં પરદેશી છતાં, આ દેશમાં રાજ્ય સ્થાપન કર્યા પછી પાછળથી તેમણે હિંદુ ધર્મ પાળ્યો હશે અને હિંદુ નામ ધારણ કર્યાં હશે

ક્ષત્રપ રાજાઓનો અમલ હિંદુસ્તાનના બે મોટા ભાગપર હતો, ઉત્તરમાં કાબુલની ખીણથી ગંગા અને જમનાના સંગમ સુધીના પ્રદેશપર અને પશ્ચિમમાં અજમેરથી ઉત્તર કોકણ સુધીના અને માળવાથી આ બધી સમુદ્ર સુધીના પ્રદેશપર તેમનો અમલ હતો, એટલા માટે પહેલા પ્રદેશના રાજાઓને ઉત્તરના ક્ષત્રપો અને બીજા પ્રદેશના રાજાઓને પશ્ચિમના ક્ષત્રપો એ પ્રમાણે ઓળખવામાં આવે છે

ક્ષત્રપ રાજાની બે શાખાઓ

સિકાઓ અને લેખોપરથી એમ જણાય છે કે ઉત્તરમાં ક્ષત્રપ રાજાઓનો અમલ ઇ પૂ ૭૦ માં શરૂ થયો અને કુશાન રાજા કનિષ્ક ઇ સ ૭૮ માં ગાદીએ બેઠો ત્યારે પૂરો થયો ઉત્તરના ક્ષત્રપ રાજાઓનો અમલ

ઉત્તરના ક્ષત્રપો
ઇ પૂ ૭૦–ઇ સ ૭૮

આશરે દોઢસો વર્ષ ચાલ્યા પછી તેમનો પ્રદેશ કુશાન રાજા કનિષ્કના રાજ્ય સાથે જોડાઇ ગયો.

ઉત્તરના ક્ષત્રપ રાજાઓના વંશનો નહપાન નામનો એક જુવાન આ સમયે પશ્ચિમ તરફ નીકળી આવ્યો અને એ તરફનો પ્રદેશ જીતી લેઇ ત્યાં પોતાનું રાજ્ય સ્થાપન કર્યું નહપાન પ્રથમ મદમન્ને રસ્તે પશ્ચિમ માળવા તરફ આવ્યો હશે,અને ત્યાંથી દોહદને રસ્તે દક્ષિણ ગુજરાત સુધી આવ્યો હશે; પશ્ચિમ માળવાથી દક્ષિણ ગુજરાત સુધીનો પ્રદેશ તાબે કરી લીધા પછી તેણે પોતાનું રાજ્ય સૌરાષ્ટ્ર તરફ અને દક્ષિણમા નાશીક તથા દખ્ખણ તરફ વધાર્યું હશે એમ લાગે છે ઉજ્જનનગરી વાળુ પૂર્વ માળવા અને ઉત્તર ગુજરાત નહપાને જીતી લીધા હશે કે નહીં એ જાણવાને કંઈ સાધન નથી.

ગુજરાતનો પહેલો ક્ષત્રપ રાજા : નહપાન

નહપાન વિષે જે માહિતી મળેલી છે તે તેના પોતાના સિક્કા કાઠીઆવાડ અને નાશીકમાંથી મળી આવ્યા છે તે પરથી, તેના જમાઈ ઉષવદાતે નાશીક અને કારલીના વિહારોમા કોતરાવેલા લેખો ઉપરથી, અને તેના પ્રધાન અયામે જુનરમા કોતરાવેલા લેખ પરથી મળેલી છે

નહપાનના સિક્કાની એક બાજુએ તેનુ ડોકુ કાઢેલુ છે અને તેની આસપાસ ગ્રીક ભાષામા લેખ લખેલો છે ડોકાને માથે ઓભળવાળી ટોપી ઘાલેલી છે અને વાળના જુલફા કાન સુધી આવી રહેલા છે ડોકા આગળ ડગલાનો કૉલર દેખાય છે સિક્કાની ઉંધી બાજુએ નાગરી લિપિમા ડોકાવાળી બાજુનો ગ્રીક મજકુર લખેલો છે એક દરગા એના સિક્કાની કારીગરી સારી છે સિક્કાનુ બીબુ વખતો વખત બદલવામા આવતુ હતુ એમ લાગે છે, કારણ કે દાક્તર ભગવાનલાલને નહપાનના ચાર સિક્કા મળેલા છે તે પૈકી એકમા તેની જુવાનીની આકૃતિ છે, બીજામા ઘડપણની છે અને બાકીના બેમા વચલી વયની આકૃતિ છે. નહપાનના સિક્કામા 'ક્ષત્રપ' ખિતાબ વાપરેલો નથી માત્ર તેના કુળનું નામ છહરાત (ક્ષહરાત) લખેલુ છે પરન્તુ ઉષવદાતે કોતરાવેલા નાશીકના લેખમા તેનું નામ 'ક્ષહરાત ક્ષત્રપ' નહપાન એ પ્રમાણે ઘણીવાર વાપરેલુ છે.

ઉશ્વદાત એ નહપાનનો જમાઇ હતો નહપાનની દીકરી દખમીતા અથવા દક્ષમીત્રાને તે પરણ્યો હતો. ઉશ્વદાતના નામ સાથે કઇ રાજ્યચિન્હ જણાતું નથી "દીનીકનો પુત્ર અને નહપાનનો જમાઇ ઉશ્વદાત"

ઉશ્વદાત, ઇ સ ૧૦૦ થી ૧૨૦

એટલુંજ તે પોતાના વિષે લખે છે તેપરથી એમ લાગે છે કે તેનુ કઇ સ્વતત્ર રાજ્ય નહીં હોય પણ માત્ર તેના સસગને લીધે તે ખ્યાતિમા આવ્યો હશે નહપાનને દીકરો હોવાનુ જણાતુ નથી તેથી ઉશ્વદાત કદાચ તેનો ઘરજમાઇ થઇને રહ્યો હશે અને નહપાનના રાજ્યમા મોટો હોદ્દો ભોગવતો હશે નાશીક અને કારલીનાળા લેખોમા ઉશ્વદાતે કરેલા પરોપકાર અને પુણ્યના કામની નોધ કરેલી છે તેમા મુખ્ય નીચે પ્રમાણે છે—આબુ પમે દક્ષિણ ગુજરાતમા બનાસ નદીને કાંઠે ત્રણમે ગાયો અને સુવર્ણદાન આપ્યા તથા પગથીયા બધાવ્યા, દેવ નિમિત્ત બ્રાહ્મણોને સોળ ગામ અર્પણ કર્યા, દર વર્ષે એક લાખ બ્રાહ્મણ જમાડ્યા, પ્રભાસમા બ્રાહ્મણોની આઠ કન્યા પરણાવી; અજમેર પાસે પુષ્કરજીમા ત્રણ લાખ ગાયો અને એક ગામ દાનમા આપ્યા. ભરૂકચ્છ ( ભરૂચ ) મા, દશપુરમા અને નાશીક પાસેના ગોવર્ધન પહાડમા તથા સોપારામા જળાશયો બધાવ્યા અને અબિકા, દમણગગા, તાપી, કાવેરી વગેરે નદીઓપર ઘાટ બધાવ્યા ઉશ્વદાતના આ પુણ્ય અને પરોપકારના કામ પરથી જણાય છે કે તે બ્રાહ્મણ લોકોનો ધર્મ પાળતો હશે. તેણે નાશીક અને કારલી પાસે બૌદ્ધ ધર્મવાળાઓને માટે ગુફાઓ કરાવેલી છે અને તેમના નિર્વાહને માટે દાન આપેલા છે ખરા, પણ તે, તેનો સસરો અને તેની સ્ત્રી બૌદ્ધ ધર્મ પાળતા હશે તેથી આપ્યા હશે એમ લાગે છે નહપાનના સિક્કાઓપર બૌદ્ધ ધર્મના ચિન્હ છે તેથી તે બૌદ્ધ ધર્મ પાળતો હશે એમ લાગે છે ઉશ્વદાતે કરેલા પુણ્યના કામ ઘણા વિસ્તીર્ણ પ્રદેશમા આવેલા છે, તેપરથી નહપાનનુ રાજ્ય ઘણુ વિસ્તીર્ણ હશે એમ લાગે છે

નહપાનનો સમય નક્કી કરવો એ ઘણું મુશ્કેલ કામ છે નાશીકની ગુફાવાળા લેખમા ઉશ્વદાતે લખ્યુ છે કે એ લેખ ૪૧ અને ૪૨ મા વર્ષમા કોતરાવ્યો છે જુન્નરવાળા લેખમા નહપાનનો પ્રધાન

નહપાનનો સમય, ઇ સ ૭૮ થી ૧૨૦

અયામ લખે છે કે એ લેખ ૪૬ મા વર્ષે કોતરાવ્યો છે પણ એ વર્ષ કયા સનના તે લખ્યુ નથી એ લેખોમા ' વર્ષ ' ફલાણુ એમ મોઘમ જણાવ્યુ છે ઉશ્વદાતે આપેના દાન અને બધાવેલા સાર્વજનિક કામોની નોધ નાશીકના લેખમા આપી છે તેમા ૪૨ મુ વર્ષ જણાવ્યુ છે. આ સાર્વ જનિક કામો બધાવવાને કેટલોક વખત લાગ્યો હશે, તેથી એ વખતે ઉશ્વદાતની ઉમ્મર ૪૦ થી ૪૫ સુધીની હશે એમ માનીએ તો તેનો સસરો નહપાન જે તે વખતે જીવતો હતો તેની ઉમ્મર વીસ વર્ષ વધારે એટલે આશરે ૬૫ વર્ષની હોવી જોઇએ નહપાનના પ્રધાન અયામે કોતરાવેલા જુન્નરના લેખમા ૪૬ મુ વર્ષ જણાવ્યું છે તે પરથી એમ લાગે છે, કે ઉશ્વદાતે કોતરાવેલી ગુફાઓની સાલ પછી નહપાન કેટલાક વર્ષ વધારે જીવ્યો હોવો જોઇએ તેના એક શિલાલેખ તેના ડોકાની છાપ આપેલી છે તેપરથી પણ જણાય છે કે નહપાન ઘણી મોટી ઉમ્મર સુધી જીવ્યો હશે. અયામના લેખ પછી નહપાન ઘણા વર્ષ જીવ્યો નહીં હોય એમ માનીએ તોપણ આટલું તો માની શકાય એમ છે કે જે સવતના ઉપર જણાવેલા ૪૧, ૪૨ અને ૪૬ વર્ષ હશે તે સવતના આશરે ૫૦ મા વર્ષ સુધી તે જીવતો હશે અને મરતી વખતે તેની ઉમ્મર આશરે ૭૫ વર્ષની હશે ૭૫ માથી ૫૦ બાદ કરતા પચીસ રહે છે અને એથી ઓછી ઉમ્મરે નહપાને પ્રદેશ જીતી લીધો હશે એ સભવિત લાગતુ નથી, માટે એમ અનુમાન કરી શકાય છે કે જે સવતના ઉપર જણાવેલા ૪૧, ૪૨ અને ૪૬ વર્ષ છે તે સવત નહપાને ગુજરાત વગેરે દેશો જીતી લીધા પછી પોતે ચલાવ્યો હશે નહપાનનો જમાઇ પોતે શક જાતનો હોવાનુ જણાવે છે, તેથી નહપાન પણ શક જાતનો હશે એમ લાગે છે. આપરથી એમ અટકળ થઇ શકે છે કે નહપાને ગુજરાત જીતી

લીધા પછી ચલાવેલો સવત્ જે પ્રથમ ' વર્ષ ' નામથી ઓળખાતો હતો તે પાછળથી ' શકવર્ષ ' અથવા 'શક સવત્સર' ના નામથી ઓળખાયો હશે; અને પાછળથી અગિયારમા કે બારમા સૈકામા પૈઠણના શાલિવાહન રાજાના નામથી દક્ષિણના લોકે નહપાન ના શક સવત્સરને, શાલિવાહનનો શક ઠોકી બેસાડ્યો હશે આ પ્રમાણે જોતા ઉષવદાતના નાશીક લેખોમા જે વર્ષ આપેલુ છે તે નહપાનના શક સવત્નુ હોવુ જોઈએ એમ માની શકાય છે એ પણ સવત્ નહપાનની પછી થયેલા બીજા ક્ષત્રપ રાજાઓએ લગભગ ત્રણસે વર્ષ સુધી આગળ ચલાવ્યો છે

કદાચ એવી શકા કાઢવામા આવશે કે નહપાન અને બીજા ક્ષત્રપ રાજાઓના શિલાલેખ જે વર્ષ જણાવ્યા છે તે શક સવત્સરને બદલે ગુજરાત અને માળવામા હાલ ચાલતા વિક્રમ સવતના કેમ નહીં હોય ? પરતુ હાલમા માળવામાથી કેટલાક લેખ મળી આવ્યા છે તેપરથી ખાત્રી થાય છે કે ઇ પૂ ૫૬ થી શરૂ થતો જે સવત્ હાલ વિક્રમ સવતના નામથી ઓળખાય છે તે વિક્રમ નામના તે વખત થઇ ગએલા કોઇ રાજાએ શરૂ કર્યો નહતો, પણ માલવ નામની જાતે માળવા જીતી લીધું તેપરથી શરૂ કર્યો હતો અને માલવ કાલ તરીકે શરૂઆતમા ઓળખાતો હતો જેમ શક સવત્ પાછળથી શાલિવાહનના નામ સાથે જોડાયો તેમ નવમા સૈકામા આ માલવ કાલ, ઉજ્જન ના વિક્રમાદિત્ય રાજાના નામ સાથે જોડાઇ વિક્રમ સવત્ તરીકે ઓળખાવા લાગ્યો

**વિક્રમ સંવત.**

માળવાનુ અસલ નામ અવન્તી હતુ ઇ સ ના બીજા સૈકા પહેલાના કોઇ સસ્કૃત ગ્રથમા માલવ દેશ એ નામ વાપરેલુ જણાતુ નથી માલવ અથવા માલય નામની જાતે એ દેશ જીતી લીધો અને ત્યા આવી વસી તેથી અવન્તી નામ બદલાઇને માલવદેશ અથવા માળવા નામ થયુ જેમ કાઠી લોકોના નામપરથી કાઠીઆવાડ થયુ અને મેવ અથવા મેદ લોકોના નામપરથી મેવાડ થયુ તેમ માલવ અથવા માલય જાતના નામપરથી માળવા થયુ માલવ લોકો ઉત્તર હિંદુસ્તાનમાથી આવ્યા

અને ચષ્ટનના બાપનું નામ ચ્સમોતિક હોવાનું જણાવ્યું છે. આ નામ પરદેશી લાગે છે. નહપાન સાથે ચષ્ટનને શો સંબંધ હતો તે જણાયું નથી. ચષ્ટનનો બાપ "ક્ષત્રપ" અથવા બીજા કોઈ કુળ કે નામથી ઓળખાએલો નથી. તેથી એમ લાગે છે કે તે કંઈ પદવી વગરનો માણસ હશે અને તેના છોકરાએ કોઈ રીતે નહપાનનો આ મુલક તાબે કરી લીધો. હોવાથી તે 'ક્ષત્રપ' અને પાછળથી 'મહા ક્ષત્રપ' કહેવાયો હશે. નહપાનનો ઘણોખરો મુલક ચષ્ટનના તાબામાં આવ્યો હશે એમ લાગે છે. ચષ્ટનના તેમજ તેના પુત્ર અને પૌત્રના સિક્કામાં સાલ આપી નથી. તોપણ એમ માનવાને કારણ મળે છે કે તેઓ નામ વગરનો પ્રઈ સંવત વાપરતા હતા, કારણ કે ચષ્ટનના પૌત્ર રૂદ્રદામાના ગીરનારના લેખમાં ૭૨ મું વર્ષ લખેલું છે. આ ૭૨ મા વર્ષ પહેલાં રૂદ્રદામાએ કેટલાં વર્ષ રાજ્ય કર્યું હશે એ નક્કી કરવાને કંઈ સાધન નથી; તોપણ તે પહેલાંથી રાજ્ય કરતો હશે એવો સંભવ છે ૭૨ પહેલાં સાત વર્ષથી રૂદ્રદામા રાજ્ય કરતો હશે એમ માનીએ તો તેનું ગાદીએ બેઠાનું વર્ષ ૬૫ ધારી શકાય. આમાંથી તેના બાપ જયદામાના રાજ્યના આશરે પચીસ વર્ષ બાદ કરીએ તો ચષ્ટને ગુજરાત છતી લીધાની સાલ ૪૦ આવે છે, એટલે કે નહપાનનાં છેવટનાં વર્ષોમાં તે નહપાનનો સમકાલીન રાજા હોવો જોઇએ. ટોલેમી નામના એક પ્રખ્યાત ગ્રીક ભૂગોળ અને ખગોળવેત્તાએ પોતાના ગ્રંથમાં પૃથ્વીનું વર્ણન આપેલું છે. તેમાં હિંદુસ્તાનનાં શહેર, નદી, પર્વત, બંદરો વગેરેનાં નામ લખેલાં છે, અને મુખ્ય શહેરો તથા બંદરોના તો રેખાંશ અને અક્ષાંસ પણ આપેલા છે. એ ગ્રંથમાં વળી તેણે લખ્યું છે કે ઓઝની (ઉજ્જન) માં ટયાસટનસ નામનો રાજા હતો. ટયાસટનસ રાજા અને જૂનાગઢના રૂદ્રદામાના લેખમાં જે રાજાનું નામ ચષ્ટન લખેલું છે તે એકજ હતો એમ ડાક્તર ભાઉ દાજીએ સાબીત કર્યું છે. ત્યારબાદ થયેલી નવી શોધથી આ વાત દૃઢ થઈ છે. આ પ્રમાણે ચષ્ટન પ્રથમ ઉજ્જનમાં રાજ્ય કરતો હોવો જોઇએ. તેના સિક્કા અજમેર અને કાઠીઆવાડમાંથી મળી આવેલા છે, તે પરથી જણાય છે કે પાછળથી તેના કબજામાં વધારે પ્રદેશ આવેલો હોવો જોઇએ. વળી પ્રથમ તેણે ક્ષત્રપ એ નામ ધારણ કર્યું છે અને પછીથી મહાક્ષત્રપ ધારણ

કર્યું છે તેપરથી પણ એમ જણાય છે કે તેની સત્તા પ્રથમ થોડા પ્રદેશપર હશે અને પાછળથી ઘણાપર પ્રસરી હશે. નહપાનના સમયમ ચષ્ટનની સત્તા કદાચ પ્રથમ અજમેર અને મેવાડની આસપાસના પ્રદેશમાં સ્થાપન થઇ હશે. માલય લોકોની સામે જે ઉત્તમભદ્ર ક્ષત્રિયોને મદદ કરવા ઉષવદાત ૪૨ ની સાલમાં ગયો હતો તે ક્ષત્રિય જાતનો કદાચ ચષ્ટન હશે અને માલય લોકોને હાંકી કાઢયા પછી તેણે પોતાની રાજ્યધાની ઉજ્જનમાં સ્થાપન કરી હશે.

નહપાનને છોકરો ન હોવાથી તેના મરણ પછી તેનું રાજ્ય કદાચ તેના જમાઈ ઉષવદાતને મળ્યું હશે; પરંતુ તેની પાસેથી તે થોડા વખતમાં તેના આંધ્ર જાતના પડોશીઓએ લઈ લીધું હોય એમ જણાય છે, કારણ કે ગૌતમી પુત્ર શાતકરણીનું એક વિશેષણ ખખરાત (અથવા ક્ષહરાત) વંશનો નાશ કરનાર હોવાનું માલમ પડયું છે. ઉત્તર કોંકણ, દક્ષિણ, ગુજરાત અને કાઠીઆવાડ આંધ્ર લોકોએ લઈ પોતાના રાજ્ય સાથે મેળવી દીધાનું ગૌતમી પુત્રના નાશીક પાસેના લેખથી જણાય છે. એ લેખમાં સુરાષ્ટ્ર અને અપરાન્ત તેના રાજ્યમાં હોવાનું લખેલું છે. આંધ્ર લોકોની છત લાંબો વખત કાયમ રહેલી જણાતી નથી. ચષ્ટને તેમની પાસેથી કાઠીઆવાડ અને નર્મદા સુધીનો દક્ષિણ ગુજરાતનો પ્રદેશ લઈ લીધેલો હોવાનું માલમ પડે છે. આ પ્રમાણે જ્યારે મેવાડ, માળવા, ઉત્તર અને દક્ષિણ ગુજરાત તથા કાઠીઆવાડ ચષ્ટનને તાબે આવ્યાં ત્યારે તેણે મહા ક્ષત્રપ નામ ધારણ કરેલું લાગે છે.

આંધ્ર લોકે નહપાનનો મુલક લઈ લીધો, ઈ. સ. ૧૩૮.

ચષ્ટન પછી તેના વંશના રાજાઓ એક પછી એક ગાદીએ બેઠા હતા. તેમના સિક્કામાં સાલો આપેલી છે, તથા દરેકે પોતાના સિક્કાપર પોતાનું તથા પોતાના બાપનું નામ જણાવ્યું છે, તેથી ચષ્ટન પછીના બધા ક્ષત્રપ રાજાઓની વંશાવળી સંતોષકારક રીતે મળી છે.

ચષ્ટનનો વંશ.

ચષ્ટન પછી ગાદીએ બેસનાર ચષ્ટનના પુત્ર જયદામાના સિક્કા ઘણા થોડા મળ્યા છે, તે પરથી એમ ધારવામાં આવે છે કે તેનું રાજ્ય ઘણો થોડો વખત ચાલ્યું હશે. વળી તેને 'ક્ષત્રપ' લખેલો છે, 'મહાક્ષત્રપ' લખેલો નથી, તેથી પણ એમ ધારવામાં આવે છે કે તેના વખતમાં ક્ષત્રપનું રાજ્ય કમી થયું હશે અથવા તેના બાપના વખતમાં તે માત્ર કાઠીઆવાડનો સુબો હશે. કાઠીઆવાડમાંથી જયદામાના ત્રણ સિક્કા મળેલા છે તે પૈકી બે રૂપાના છે અને ત્રીજો તાંબાનો છે. રૂપાના સિક્કા જુનાગઢથી મળેલા છે અને તેમાં ચષ્ટનના સિક્કાની પેઠે એક બાજુએ રાજાનું ડોકું અને બીજી બાજુએ સૂર્ય અને ચંદ્રનાં ચિહ્ન છે.

૩ જો ક્ષત્રપ રાજાઃ જયદામા, ઇ. સ. ૧૪૦–૧૪૩.

જયદામાની પછી તેનો પુત્ર રૂદ્રદામા ગાદીએ બેઠો. રૂદ્રદામાના સિક્કા ચષ્ટનના સિક્કા જેવા છે અને કાઠીઆવાડમાંથી ઘણા મળી આવ્યા છે. તેના પોશાકનો ઘાટ ચષ્ટનના જેવો જણાય છે. રૂદ્રદામાના સિક્કા રૂપા સિવાય બીજી કોઈ ધાતુપર પાડેલા માલમ પડ્યા નથી.

૪ થો ક્ષત્રપ રાજાઃ રૂદ્રદામા, ઇ. સ. ૧૪૩–૧૫૮.

ગીરનારના ખડકપર રૂદ્રદામાએ કોતરાવેલા લેખપરથી રૂદ્રદામાવિષે ઘણી માહિતી મળે છે. મૌર્ય રાજા ચંદ્રગુપ્તના વખતમાં (ઇ. પૂ. ૩૦૦) સુદર્શન તળાવને જે બાંધ બાંધ્યો હતો અને જે અશોકના વખતમાં (ઇ.પૂ.૨૪૦) દુરસ્ત કર્યો હતો તે ભારે વરસાદથી એકાએક તુટી જવાથી નવીન બંધાવ્યાનું એ લેખમાં લખ્યું છે. વળી તેમાં એમ પણ લખ્યું છે કે "આખા આનર્ત અને સુરાષ્ટ્રનું રક્ષણ કરવા રાજાએ નીમેલા" પહલવ જાતના કુલૈપના પુત્ર સુવિશાખના હુકમથી એ બાંધ બંધાવેલો છે. પહલવ એ જૂના ઇરાની અને પાર્થિયન લોકનું નામ છે. દાકતર ભાઉ દાજીનું ધારવું એવું છે કે 'સુવિશાખ' એ "સ્યાવક્ષ" નું સંસ્કૃત રૂપ હશે. ફારસીના લેખમાં પણ એવુંજ એક નામ, સીયવક્ષ આપેલું છે, અને તે પણ જે મૂળપરથી સુવિશાખ થયું હશે તેપરથી થયેલો અપભ્રંશ હશે એમ લાગે છે.

રૂદ્રદામાનો લેખ.

કારલીના લેખ વાળો ' સોવસક ' અબુલામાનો વતની હોવાનું લખેલું છે. આ અબુલામા ઇરાનના અખાતમાં આવેલું, જૂના વખતમાં વેપારનું મુખ્ય મથક, ઓબોલ્હા બંદર હશે. ઇરાનના અખાતનાં બંદરો અને પશ્ચિમ હિંદુસ્તાનનાં બંદરો વચ્ચે વેપાર ચાલતો હોવાથી, પહલવ લોકો ઘણા જૂના વખતથી પશ્ચિમ હિંદુસ્તાનમાં આવી વસ્યા હશે, અને હાલના પારસીઓની પેઠે તેમના સાહસિકપણાને લીધે ઘણા પ્રતિષ્ઠિત થઈ પડ્યા હશે. આગળ જતાં તેમની સત્તા એટલી બધી વધી પડી હતી કે પાંચમી સદીના અરસામાં હિંદુ નામવાળા અને હિંદુ ધર્મ પાળતા તથા હિંદુ ઉત્પત્તિનું ડોળ ઘાલતા ' પલ્લવ ' રાજા દખણમાં રાજ્ય કરતા હતા.

સુદર્શન સરોવરપરનો લેખ: ઇ. સ. ૧૫૧.

સુદર્શન સરોવરપરના રૂદ્રદામાના લેખપરથી જણાય છે કે આનર્ત અને સુરાષ્ટ્ર તેના પહલવ સુબાના હાથ નીચે હતાં, તેથી એમ લાગે છે કે રૂદ્રદામાની રાજ્યધાની ગુજરાત અથવા કાઠીઆવાડમાં નહીં હોય; તેના દાદા ચષ્ટનની પેઠે તેની રાજ્યધાની પણ ઉજ્જન હશે. એ લેખમાં વળી લખ્યું છે કે " જેણે પોતે મહા ક્ષત્રપનો ખિતાબ મેળવ્યો હતો " એ પરથી એમ લાગે છે કે મહા ક્ષત્રપનો ખિતાબ તેના દાદા ચષ્ટનને હતો પણ તેના બાપ જયદામાને નહોતો, તે રૂદ્રદામાએ પાછો મેળવ્યો હશે. એ લેખમાં વળી લખ્યું છે કે અકરાવંતી[1] અનૂપ,[2] આનર્ત, સુરાષ્ટ્ર, સ્વભ્ર,[3] મરુ,[4]

---

૧ અકર અને અવન્તી મળીને અકરાવંતી થયું છે; માળવાના જે ભાગમાં ઉજ્જન આવ્યું છે તેનું નામ અવન્તી હતું. અકર એ હાલનું બિહસ પ્રગણું છે.

૨ અનૂપ એટલે સારી પેઠે પાણી સીંચેલો: એ દેશ ગુજરાતનો કોઇ ભાગ હશે.

૩ સ્વભ્ર, એ સાબરમતી આગળનો પ્રદેશ છે; એમાં ઉત્તર ગુજરાતનો ઘણો ખરો ભાગ આવી જાય છે.

૪ મરુ એ મારવાડનું બીજું નામ છે.

કચ્છ, સિંધુસુવીર,[૫] કુકુર,[૬] અપરાંત[૭] અને નિશાદ[૮] દેશ તેને તાબે હતા; એટલે પૂર્વે ભિલ્સાથી પશ્ચિમે સિંધ સુધીનો અને ઉત્તરે આબુથી દક્ષિણે ઉત્તર કોકણ સુધીનો કચ્છ સુદ્ધાંતનો પ્રદેશ રૂદ્રદામાને તાબે હોવો જોઇએ. યૌધેય જાતના લોકો સાથે તથા દક્ષિણાપથના શાતકરણી રાજા સાથે રૂદ્રદામાએ લડેલી લડાઇઓની નોંધ પણ એ લેખમાં કરી છે. યૌધેય જાતના સંબંધમાં એ લેખમાં એવું લખ્યું છે કે તેઓ ઉદ્ધત અને અભિમાની થઇ ગયા હતા માટે રૂદ્રદામાએ તેમનો ખોડો કાઢી નાખ્યો.

માલવ લોકોની પેઠે યૌધેય લોકોમાં પણ પ્રજાસત્તાક રાજ્ય હતું. ઇસ્વી સનના ત્રીજા સૈકડાના અરસાના એ લોકોના કેટલાક શિક્કા મથુરાં અને સારનપુર વચ્ચેના પ્રદેશમાંથી મળી આવ્યા છે. એ શિક્કાની છતી બાજુએ પોશાક પહેરેલા અને હાથ લાંબો કરેલા પુરૂષની આકૃતિ છે, અને ઉંધી બાજુએ કાર્તિકસ્વામીની ઉભી મૂર્તિ છે અને ગુપ્ત લીપિમાં લેખ લખેલો છે. યૌધેય લોકોના શિક્કા કનીષ્ક રાજાના શિક્કા જેવા છે અને તેમના શિક્કા કનિષ્કના મુલકમાંથી મળી આવેલા છે તેપરથી એમ લાગે છે કે કનિષ્કના વંશજો પાસેથી તેમણે પ્રદેશ લઈ લીધો હશે. આપરથી રૂદ્રદામાના લેખમાં તેમને ઉદ્ધત અને અભિમાની જણાવ્યા હશે તથા રૂદ્રદામાએ તેમને હરાવી તેમનો ગર્વ ઉતાર્યો હશે એમ લાગે છે.

**યૌધેય જાતના લોકો.**

દક્ષિણાપથના શાતકરણી રાજાના સંબંધમાં સુદર્શન લેખમાં એવું લખેલું છે કે તેને બે વાર હરાવ્યો છતાં, નજીકનો સગો જાણી રૂદ્રદામાએ જીવતો રાખ્યો. શાતકરણી એ કુળનું નામ છે તેથી આ કોનો કયો શાતકરણી

૫ સિંધુ એ હાલનો સિંધ દેશ અને સુવીર એ મુલતાન સુધીનો ઉત્તર સિંધનો પ્રદેશ છે.

૬ કુકુર એ ક્યાં હશે તે જણાતું નથી.

૭ અપરાંત, એ ઉત્તરે મહીથી દક્ષિણે ગોવા સુધીનો દરિયા કિનારાનો પ્રદેશ છે.

૮ નિશાદ એ કયો ભાગ હશે તે નક્કી થઈ શકતું નથી.

રાજા રૂદ્રદામાનો સગો થતો હશે અને શો સગો થતો હશે એ જાણવાને પૂરતાં સાધન નથી, પણ એમ ધારવામાં આવે છે કે રૂદ્રદામાની વખતે યશશ્રી શાતકરણી રાજા હતો અને તેની મા ક્ષત્રપ કુળની હતી તેથી તેના મોસાળ પક્ષમાં તે રૂદ્રદામાનો સગો થતો હશે.

રૂદ્રદામાનાં બીજાં પણ ઘણાં વખાણ સુદર્શન લેખમાં કરેલાં છે. તે વ્યાકરણ, ન્યાય, રાજનીતિ વગેરે શાસ્ત્રોમાં પ્રવીણ થયેલો હોવાનું જણાવ્યું છે; તેને ઘણા રાજાની કુંવરીઓએ સ્વયંવરમાં વરમાળા પહેરાવેલી હોવાનું જણાવ્યું છે; અને લડાઇ સિવાય બીજે કોઈ પ્રસંગે માણસને નહીં મારવાનો તેણે સંકલ્પ કર્યાનું, અને તે પાળ્યાનું જણાવ્યું છે. વળી એ તળાવનો બાંધ રાજાએ તે ગામની અથવા પ્રગણાની પ્રજાપર વિશેષ કર નાખ્યા વગર પોતાની ખાનગી સિલકમાંથી વેઠ કે જુલમ કર્યા વિના બંધાવ્યો હતો એમ પણ લખેલું છે.

ચષ્ટનનું રાજ્ય ક્ષત્રપ વર્ષ ૬૦ ( ઇ. સ. ૧૩૮ ) માં પૂરું થયાનું જણાવ્યું છે અને જયદામાનું ટુંકું રાજ્ય પાંચ વર્ષ આશરે હશે એમ માનવામાં આવ્યું છે તેથી રૂદ્રદામાના રાજ્યની શરૂઆત ક્ષત્રપ વર્ષ ૬૫ ( ઇ. સ, ૧૪૩ ) માં થયેલી હોવી જોઇએ. ગીરનાર લેખમાં ક્ષત્રપનું ૭૨ મું વર્ષ આપેલું છે તેથી ત્યાર પછી ૮૦ મા વર્ષ સુધી રૂદ્રદામા જીવ્યો હશે એમ માનીને ચાલીએ તો રૂદ્રદામાએ ઇ. સ. ૧૪૩ થી ઇ. સ. ૧૫૮ સુધી રાજ્ય કર્યું હોવું જોઇએ.

રૂદ્રદામા પછી તેનો પુત્ર દામાઝડ અથવા દામાજડશ્રી ગાદીએ બેઠો તેના વિષેની સર્વે માહિતી તેના છ સિક્કા દાકતર ભગવાનલાલે મેળવ્યા છે તેપરથી મળે છે. એ છએ સિક્કા સારી કારીગરીના છે અને રૂદ્રદામાના સિક્કાના જેવા ઘાટના છે. છતી બાજુએ રાજાનું ડોકું છે અને તેની આસપાસ ઉકલી શકે નહીં એવો ગ્રીક લેખ છે. પાછળના ક્ષત્રપ રાજાઓના સિક્કામાં નાગરી આંકડામાં વર્ષ લખેલું છે તેમ આ સિક્કામાં નથી. ઉંધી બાજુએ સૂર્ય અને ચંદ્રનાં ચિહ્ન અને વાંકી ચૂકી લીંટી છે તથા તેની આસપાસ નાગરી લિપિમાં રાજાનું નામ છે. દામાઝડ એ શરૂઆતમાં વાપરેલું

૫ મો ક્ષત્રપ રાજા: દામાઝડ અથવા દામાજડશ્રી ૧ લો, ઇ. સ. ૧૫૮–૧૬૮.

નામ હશે અને પાછળથી દામાજડશ્રી વાપર્યું હશે એમ લાગે છે. દામાઝડને તેનો પુત્ર પોતાના શિક્કામાં મહાક્ષત્રપ લખે છે, પણ દામાઝડના પોતાના શિક્કામાં માત્ર ક્ષત્રપ લખેલું છે દામાઝડના શિક્કા ઘણા થોડા અને તેપણ એકજ ઠેકાણેથી મળેલા છે તેપરથી એમ લાગે છે કે તેના પિતાના વખતમાં તેણે યુવરાજ તરીકે રાજ્ય કર્યું હશે અથવા તો તે ઘણો અદેશ ખોઇ બેઠો હશે તેનું રાજ્ય ઘણો થોડો વખત ચાલેલું જણાય છે. એવું ધારવામાં આવે છે કે ક્ષત્રપ ૯૦ મા વર્ષમાં એટલે ઇ. સ. ૧૬૮ મા તે પૂરું થયું હશે.

૬ ઠો ક્ષત્રપ રાજા:જીવદામા, ઇ સ ૧૭૮.

દામાજડશ્રી પછી તેનો પુત્ર જીવદામા ગાદીએ બેઠો. આ રાજાના ચાર શિક્કા મળી આવેલા છે. તેમાં એકમાં ૧૦૦ ની સાલ છે, બીજામાં સાલ જણાતી નથી અને ત્રીજા અને ચોથામાં ૧૧૮ ની સાલ છે. આપરથી એમ માની શકાય કે જીવદામાનું રાજ્ય ઓછામાં ઓછું ૧૮ વર્ષ ચાલ્યું હોવું જોઇએ, પરંતુ જીવદામાએ અઢાર વર્ષ રાજ્ય કર્યું હોય તો તેના શિક્કા થોડા મળી આવ્યા છે તેને બદલે વધારે મળવા જોઇએ વળી ૧૦૨ ની અને ૧૧૮ મા વર્ષની દરમીઆન જીવદામાના કાકા (રૂદ્રદામાના પુત્ર) રૂદ્રસિંહના શિક્કા મળી આવ્યા છે, તેપરથી એમ અનુમાન કરવામાં આવે છે કે જીવદામા ગાદીએ બેઠા પછી થોડા વખતમાં તેના કાકા રૂદ્રસિંહે તેને ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યો હશે અને ૧૧૮ મા રૂદ્રસિંહના મરણ પછી અથવા તેની હાર થયા પછી જીવદામા ફરી ગાદીએ બેઠો હશે

૭ મો ક્ષત્રપ રાજા રૂદ્રસિંહ ઇ સ ૧૮૧-૧૯૬

રૂદ્રસિંહ એ દામાજડશ્રીનો ભાઈ હતો તેના ઘણા શિક્કા મળી આવ્યા છે દાક્તર ભગવાનલાલને નીચે શિક્કા મળ્યા હતા તે પૈકી વીસપર, નીચે જણાવેલી સાલો સ્પષ્ટ રીતે જણાય છે, ૧૦૩, ૧૦૬, ૧૦૮, ૧૦૯, ૧૧૦, ૧૧૨ ૧૧૩, ૧૧૪, ૧૧૫, ૧૧૬ અને ૧૧૮. સર્વથી પહેલી સાલ ૧૦૩ છે અને છેલ્લી ૧૧૮ છે તેથી એમ લાગે છે કે જીવદામા ગાદીએ બેઠા પછી તેને રૂદ્રસિંહે

ગાદીપરથી ઉઠાડી મૂકેલો હશે અને રૂદ્રસિંહે ૫ હ્ ૪૫ રાજ્ય કર્યા પછી, જીવદામા ફરીથી ગાદીએ બેઠો હશે

રૂદ્રસિંહે તાંબાના સિક્કા પણ પાડેલા હોવાનુ જણાય છે પંડિત ભગવાનલાલને તેનો એક તાંબાનો સિક્કો ઉજ્જનથી મળી આવ્યો હતો, તેની પર ૧૧૭ ની સાલ લખેલી છે.

ઉત્તર કાઠીઆવાડમા હાલાર પ્રાંતમા ગુંડ કરીને નાનુ ગામ છે. ત્યાના એક જૂના કુવામાથી પથ્થરપર કોતરેલો લેખ મળી આવ્યો છે, તે રૂદ્રસિંહના વખતનો છે. એ લેખમા લખ્યુ છે કે સાર્વજનિક ઉપયોગને માટે એ કુવો રસોપદ્ર ગામની પાસે આભીર જાતના સેનાપતિ બાપકના પુત્ર સેનાપતિ રૂદ્રભૂતિએ બંધાવ્યો હતો એ લેખમા ૧૦૩ ની સાલ અક્ષરે અને આંકડે લખેલી છે અને રૂદ્રસિંહ રાજા હોવાનુ જણાવ્યુ છે. વળી રૂદ્રસિંહની નીચે પ્રમાણે વંશાવળી પણ આપેલી છે.—૧ ચષ્ટન, ૨ જયદામા, ૩ રૂદ્રદામા, ૪ રૂદ્રસિંહ; અને વિશેષમા એમ જણાવ્યુ છે કે ચોથો રાજા પહેલા રાજાનો પ્રપૌત્ર, બીજાનો પૌત્ર અને ત્રીજાનો પુત્ર છે. દામાજડશ્રી અને જીવદામાના નામ આ લેખમા આપેલી વંશાવળીમા આપ્યા નથી તેનુ કારણ કદાચ એટલુંજ હશે કે તે વખતનો રાજ્યકર્તા, રૂદ્રસિંહ, પેઢીના મૂળ પુરૂષ સાથે કેવો સબંધ ધરાવે છે એટલુજ બતાવવાને વંશાવળી આપી હશે, આખી વંશાવળી બતાવવાને આપી નહીં હોય

રૂદ્રસિંહ પછી તેનો પુત્ર રૂદ્રસેન ૧ લો ગાદીએ બેઠો. તેના પિતાની પેઠે તેના પણ ઘણા સિક્કા મળી આવ્યા છે પંડિત ભગવાનલાલે એકઠા કરેલા તેંતાળીસ સિક્કામાં સત્તાવીસપર નીચેની સાલો લખેલી છે ૧૨૫, ૧૩૦, ૧૩૧, ૧૩૨, ૧૩૩, ૧૩૪, ૧૩૫, ૧૩૬, ૧૩૮, ૧૪૦, ૧૪૨, એટલે આ સિક્કાપરથી જણાય છે કે તેનુ રાજ્ય મોડામા મોડુ ઇ સ ૨૦૩ થી શરૂ થયુ હશે અને વહેલામાં વહેલુ ઇ. સ ૨૨૦ મા પૂરૂં થયું હશે તેના એ

૮ મો ક્ષત્રપ રાજા રૂદ્રસેન, ૧ લો ઇ સ ૨૦૩–૨૨૦

તાંબાના શિક્કા પણ ઉજ્જનથી મળી આવ્યા છે, તેના પર ૧૪૦ ની સાલ લખેલી છે

રૂદ્રસેન ૧ શિક્કા સિવાય એક મુલિયાસર આગળ અને બીજો જસદણ આગળ એ પ્રમાણે બે લેખ મળી આવ્યા છે, તે પરથી પણ રૂદ્રસેન વિષે માહિતી મળે છે મુલિયાસરવાળો લેખ, મુલિયાસરથી દશ માઇલ છેટે આવેલા દ્વારકાના પુસ્તકાલયમા છે તેમા રૂદ્રસેન રાજા હોવાનુ જણાવ્યુ છે અને ૧૨૨ મા વર્ષના વૈશાખ વદી પાચમની મીતિ આપેલી છે જસદણના લેખમા ૧૨૬ મા વર્ષના ભાદ્રપદ વદી પાચમની મીતિ આપેલી છે અને નીચે પ્રમાણે રાજાની વશાવળી આપી છે —

મહા ક્ષત્રપ ચષ્ટન

ક્ષત્રપ જયદામા

મહા ક્ષત્રપ રૂદ્રદામા.

મહા ક્ષત્રપ રૂદ્રસિંહ.

મહા ક્ષત્રપ રૂદ્રસેન

આ દરેક રાજાને ' સ્વામી ' અને 'ભદ્રમુખ' કહેલા છે રૂદ્રસેનનુ રાજ્ય ૧૨૨ મા વર્ષમા ( ઇ સ ૨૦૦ ) હોવાનુ મુલિયાસરના લેખપરથી જણાય છે તેથી રૂદ્રસિંહ પછી છવ્વામા ફરીથી ગાદીએ બેઠો હશે તોપણ ત્યારપછી તેનુ રાજ્ય ઘણો થોડો વખત ચાલેલુ હોવુ જોઇએ

૯ મો ક્ષત્રપ રાજા પૃથિવીસેન, ઈ સ ૨૨૦-૨૨૨

રૂદ્રસેન પછી તેનો પુત્ર પૃથિવીસેન ગાદીએ બેઠો હશે, એમ પૃથિવીસેનનો એક શિક્કો અમરેલી આગળથી મળી આવ્યો છે, તે પરથી જણાય છે એ શિક્કામા ૧૪૪ ની સાલ છે એટલે કે રૂદ્રસેનના જે શિક્કા મળી આવ્યા છે તેમા છેલ્લામા છેલ્લી ૧૪૨ ની સાલ છે, તે પછી બે વર્ષનો આ શિક્કો છે. પૃથિવીસેનનો આટલો આજ શિક્કો મળેલો છે અને તેમા તેને ક્ષત્રપ લખેલો છે તથા તેના કાકા, સંઘદામાનો શિક્કો પણ એજ સાલનો મળી આવ્યો છે, તે પરથી એમ લાગે છે કે પૃથિવીસેને ઘણો થોડો વખત રાજ્ય કર્યું હશે અને તેપણ સુરાષ્ટ્ર

અથવા કાઠીઆવાડના ક્ષત્રપ તરીકે કર્યું હશે અને ત્યાર પછી તેના કાકાએ તેને ગાદીપરથી ઉઠાડી મૂક્યો હશે.

સંઘદામા એ રૂદ્રસેનનો ભાઇ થાય અને રૂદ્રસિંહનો પુત્ર થાય તેનો એક સિક્કો પંડિત ભગવાનલાલને અને એક રાજેશ્રી વજેશંકર ગૌરીશંકરને મળી આવ્યો છે એ સિક્કાઓ પર અનુક્રમે ૧૪૫ અને ૧૪૪ ની

૧૦ મો ક્ષત્રપ રાજા સંઘદામા, ઇ સ ૨૨૩-૨૨૬

સાલો છે. સંઘદામા પછી થયેલા રાજા દામસેનના જે સિક્કા મળેલા છે તેમા ૧૪૮ પહેલાની સાલ નથી તેથી સંઘદામાએ ૧૪૪ થી ૧૪૮ સુધી (ઇ. સ ૨૨૨ થી ૨૨૬ સુધી) એટલે કે ચાર વર્ષ રાજ્ય કરવું હોવું જોઇએ

સંઘદામા પછી તેનો ભાઈ દામસેન ગાદીએ બેઠો તેના ઘણા સિક્કા મળી આવ્યા છે ૨૩ સિક્કામા અગીયાર પર નીચેની સાલો છે –૧૪૮, ૧૫૦, ૧૫૩, ૧૫૫ ૧૫૬, ૧૫૭, ૧૫૮ તેના પુત્ર વીરદામા નામના

૧૧ મો ક્ષત્રપ રાજા દામસેન, ઈ સ. ૨૨૬ ૨૩૬

૧૫૮ ની સાલના સિક્કા મળી આવ્યા છે તે પરથી એમ લાગે છે કે દામસેને ઘણુંમા ઘણું દશ કરતા વધારે વર્ષ (૧૪૮–૧૫૮) રાજ્ય કર્યું નહીં હોય

બીજો દામાજડશ્રી પોતાના સિક્કાપર રૂદ્રસેનનો પુત્ર હોવાનુ લખે છે તેના પાચ સિક્કા મળી આવેલા છે તે બધાપર ૧૫૪ ની સાલ છે, પરંતુ આ સાલ દામસેનના રાજ્યમા આવે છે, તેથી એમ લાગે કે દામાજડશ્રી સગીર ઉમરનો હશે અથવા સૂબો હશે અથવા કદાચ

૧૨ મો ક્ષત્રપ રાજા બીજો દામાજડશ્રી, ઇ સ ૨૩૬

સ્વતંત્ર રાજા હશે

દામસેન પછી, તેના પુત્ર વીરદામા, યશદામા અને વિજયસેનના સિક્કા મળી આવ્યા છે વીરદામાના સિક્કા ૧૫૮ અને ૧૬૩ ની સાલના છે, યશદામાના ૧૬૦ અને ૧૬૧ ની સાલના છે અને વિજયસેનનો જૂનામા જૂનો

૧૩ મો ક્ષત્રપ રાજા વીરદામા, ઈ સ ૨૩૬ ૨૩૮

સિક્કો ૧૬૦ નો છે એ ત્રણ ભાઈઓમાં વીરદામા માત્ર ' ક્ષત્રપ ' લખાણો છે. તેથી એમ લાગે છે કે તેના બાપના રાજ્યનો માત્ર થોડો ભાગ તેના કબજામાં હશે બીજો ભાઈ યશદામા પ્રથમ ૧૬૦ મા ' ક્ષત્રપ ' લખે છે, પરંતુ ૧૬૧ મા મહા ક્ષત્રપ લખે છે ત્રીજો ભાઈ વિજયસેન ૧૬૦ માં મહા ક્ષત્રપ લખે છે તેથી કદાચ તેણે યશદામાને હરાવી મુખ્ય રાજ્યસત્તા લઈ લીધી હશે

વીરદામાના સિક્કાની સારી સંખ્યા મળેલી છે. પંડિત ભગવાનલાલને ૨૬ સિક્કા મળ્યા હતા તે વિજયસેનના સિક્કાની મોટી સંખ્યા ભેગા મળ્યા હતા આ ૨૬ સિક્કા પૈકી ૭ પર ૧૫૮ ની સાલ અને ચાર ઉપર ૧૬૦ ની સાલ લખેલી છે

૧૪ મો ક્ષત્રપ રાજા યશદામા, ઇ સ ૨૩૯

યશદામાના સિક્કા ઘણા થોડા મળ્યા છે પંડિત ભગવાનલાલને સાત મળ્યા હતા તેમા છતી બાજુએ યશદામાનુ ડાકુ, તેના બાપના ડાકાની નકલ કરી હોય એવુ જણાય છે એ સાત સિક્કા પૈકી માત્ર બે પર સાલ સ્પષ્ટ દેખાય છે એકની પર ૧૬૦ ની સાલ છે તેમા મહાક્ષત્રપ દામસેનનો પુત્ર ક્ષત્રપ યશદામા લખેલુ છે બીજાપર ૧૬૧ ની સાલ છે તેમા મહાક્ષત્રપ દામસેનનો પુત્ર મહાક્ષત્રપ યશદામા એમ લખેલુ છે.

૧૫ મો ક્ષત્રપ રાજા વિજયસેન, ઈ સ ૨૩૮-૨૪૯

વિજયસેનના સિક્કા ઘણા મળે છે પંડિત ભગવાનલાલે ૧૬૭ એકઠા કર્યા હતા તે બધા સારી કારીગરીના છે, સારી સ્થિતિમા છે અને તેમનાપરના અક્ષર ઠીક છે તે પૈકી ૫૪ ઉપર નીચેની સાલો સ્પષ્ટ રીતે વંચાય છે ૧૬૦, ૧૬૧, ૧૬૨, ૧૬૩, ૧૬૪, ૧૬૫, ૧૬૬, ૧૬૭, ૧૬૮, ૧૭૦, અને ૧૭૧ આપરથી વિજયસેને ઓછામા ઓછુ ૧૬૦ થી ૧૭૧ (ઇ સ. ૨૩૮-૨૪૯) સુધી એટલે કે અગીઆર વર્ષ રાજ્ય કર્યુ હોવુ જોઇએ.

વિજયસેનના બધા સિક્કામા મહાક્ષત્રપ દામસેનનો પુત્ર મહાક્ષત્રપ વિજયસેન એમ લખેલુ છે, પરતુ ૧૬૬ ની સાલના બે સિક્કાપર તેને માત્ર

" ક્ષત્રપ " લખેલો છે, તેનું કાંઈ કારણ સમજાતું નથી. ઈશ્વરદત્ત નામના કોઈ નવીન રાજાના બે શિક્કા વિજયસેનના શિક્કાના જેવી કારીગરીના મળ્યા છે તેથી કદાચ થોડો વખત તેણે વિજયસેનની સત્તા લઈ લીધી હોય એમ લાગે છે.

**૧૬ મો ક્ષત્રપ રાજા: દામાજડશ્રી ૩ જો, ઈ. સ. ૨૫૦–૨૫૫.**

વિજયસેન પછી તેનો ભાઈ દામાજડશ્રી ગાદીએ બેઠો. તેના શિક્કા ઘણા થોડા મળેલા છે અને કારીગરીમાં વિજયસેનના શિક્કા કરતાં ઘણા ઉતરતા છે. તે પંડિત ભગવાનલાલને સાત મળ્યા હતા તે પૈકી ત્રણ પર–૧૭૪, ૧૭૫, અને ૧૭૬ ની સાલ લખેલી છે. દામાજડશ્રી પછી વિજયસેનના પુત્ર રૂદ્રસેનના શિક્કા પડેલા છે, અને તેપર વહેલામાં વેહેલી સાલ ૧૭૮ ની છે. વિજયસેનના છેલ્લામાં છેલ્લા શિક્કા ૧૭૧ ની સાલના મળ્યા છે, તેથી દામાજડશ્રી ૧૭૨ માં ગાદીએ બેઠો હશે, અને તેનું રાજ્ય ૧૭૬ પછી પણ ૧૭૮ પહેલાં પૂરૂં થયું હશે, એટલે કે આસરે પાંચ વર્ષ ચાલ્યું હશે.

**૧૭ મો ક્ષત્રપ રાજા: રૂદ્રસેન બીજો, ઇ. સ. ૨૫૬–૨૭૨.**

દામાજડશ્રી પછી, બીજો રૂદ્રસેન ગાદીએ બેઠો. બીજો રૂદ્રસેન એ તેરમા ક્ષત્રપ રાજા વીરદામાનો પુત્ર હતો એમ તેના શિક્કામાં લખેલા લેખપરથી જણાય છે. વિજયસેનની પેઠે બીજા રૂદ્રસેનના શિક્કા પણ ઘણા મળી આવે છે. તેમની કારીગરી તથા ચાંદી હલકા પ્રકારની છે. પંડિત ભગવાનલાલે એકઠા કરેલા ૮૪ શિક્કામાં અગીઆરપર નીચેની સાલો સ્પષ્ટ જણાય છે. ૧૭૮, ૧૮૦, ૧૮૩, ૧૮૫, ૧૮૬, ૧૮૮ અને ૧૯૦. ૧૭૬ ની સાલ સુધીના દામાજડશ્રી ત્રીજાના શિક્કા મળેલા છે તેપરથી એમ લાગે છે કે રૂદ્રસેનના રાજ્યની શરૂઆત ૧૭૮ થી થઈ હશે. રૂદ્રસેનના પુત્ર વિશ્વસિંહના જૂનામાં જૂના શિક્કા ૧૯૮ ની સાલના મળે છે, એટલે તે પહેલાં રૂદ્રસેન મરણ પામેલો હોવો જોઈએ. ૧૯૦ અને ૧૯૮ ની વચ્ચે એટલે ૧૯૪ માં રૂદ્રસેન મરી ગયો હશે એમ ધારીએ તો તેનું રાજ્ય આશરે સોળ વર્ષ ચાલ્યું હશે એમ લાગે છે. તેના શિક્કાની સારી સંખ્યા મળી આવે છે તે પરથી પણ રૂદ્રસેનનું રાજ્ય એટલાં વર્ષ ચાલ્યું હશે એમ માની શકાય છે.

રૂદ્રસેન બીજા પછી તેનો પુત્ર વિશ્વસિંહ ગાદીએ બેઠો. વિશ્વસિંહના શિક્કા તેના પિતાના શિક્કાની પેઠે પુષ્કળ મળી આવે છે. એ શિક્કાની છાપ વગેરે સારી રીતે પડેલી જણાતી નથી. પંડિત ભગવાનલાલે એકઠા

**૧૮ મો ક્ષત્રપ રાજાઃ વિશ્વસિંહ, ઇ. સ. ૨૭૨–૨૭૮.**

કરેલા ૫૪ શિક્કામાં માત્ર ચારપર વાંચી શકાય એવી સાલ છે. એકની પર ૧૯૮, બેપર ૨૦૦ અને એકપર ૨૦૧, એ પ્રમાણે સાલો છે. ૨૦૧ ની શાલમાં વિશ્વસિંહનું રાજ્ય પૂરું થયું હશે, કારણ કે તેના પછી ગાદીએ બેસનાર તેના ભાઇ ભર્તૃદામાનો ૨૦૦ ની સાલનો શિક્કો મળી આવ્યો છે. આ પરથી એમ ધારી શકાય છે કે વિશ્વસિંહે ૧૯૪ થી ૨૦૦ ( ઇ. સ, ૨૭૨–૨૭૮ ) સુધી ૬ વર્ષ રાજ્ય કર્યું હશે.

વિશ્વસિંહના કેટલાક શિક્કામાં મહાક્ષત્રપને બદલે ' ક્ષત્રપ ' લખેલું છે. તેનું કારણ શું હશે તે ચોકસ જણાતું નથી. કદાચ તેને કોઇએ હરાવ્યો હશે અને પોતાનો ખંડીઓ બનાવ્યો હશે; અથવા શરૂઆતમાં કોઈ દેશના હાકેમ તરીકે તેણે રાજ્યની શરૂઆત કરી હશે અને પાછળથી બધા પ્રદેશોનો રાજા થયો હશે.

વિશ્વસિંહ પછી તેનો ભાઈ ભર્તૃદામા ગાદીએ બેઠો. તેના શિક્કા ઘણા મળી આવે છે, પરંતુ કારીગરી અને ઘાટમાં તે વિશ્વસિંહના શિક્કા કરતાં પણ હલકી જાતના છે. પંડિત ભગવાનલાલે મેળવેલા ૪૫ શિક્કામાં સા-

**૧૯ મો ક્ષત્રપ રાજાઃ ભર્તૃદામા, ઇ. સ. ૨૭૮–૨૯૪.**

તપર, ૨૦૨, ૨૦૭, ૨૧૦, ૨૧૧ અને ૨૧૪ ની સાલો છે. ભર્તૃદામા પછી ગાદીએ બેસનારનો જૂનામાં જૂનો શિક્કો ૨૧૮ ની સાલનો છે, તેથી ભર્તૃદામાનું રાજ્ય ૨૦૨ થી ૨૧૬ ( ઇ. સ. ૨૭૮– ૨૯૪ ) સુધી ચાલ્યું હશે એમ માનવાને હરકત નથી. ભર્તૃદામાના ઘણા ખરા શિક્કામાં તેને મહા ક્ષત્રપ લખેલો છે, તેમ થોડામાં ક્ષત્રપ પણ લખ્યો છે. આ ઉપરથી એમ ધારી શકાય છે કે તેણે ક્ષત્રપથી શરૂઆત કરી હશે અને પાછળથી ' મહાક્ષત્રપ ' ની સત્તા તથા પદવી મેળવી હશે.

ભર્તૃદામા પછી તેનો પુત્ર વિશ્વસેન ગાદીએ બેઠો. તેના સિક્કાની સારી સંખ્યા મળેલી છે, પણ એ સિક્કા બરાબર પાડેલા નથી, તે પરનો લેખ અપૂર્ણ છપાયો છે અને ઘણા સિક્કા પર સાલ જણાતી નથી. પંડિત ભગવાનલાલે મેળવેલા ૨૫ સિક્કા પૈકી, માત્ર ત્રણપર સાલો છે, એકપર ૨૧૮ અને બેપર ૨૨૨ ની સાલ છે. સિક્કા પરના લેખમાં મહાક્ષત્રપ ભર્તૃદામાનો પુત્ર ક્ષત્રપ રાજા વિશ્વસેન એમ લખેલું છે. વિશ્વસેનને 'ક્ષત્રપ' નો હલકો ખિતાબ આપેલો છે અને તેની પછીના રાજાઓને પણ ક્ષત્રપ લખેલું છે, તેપરથી એમ લાગે છે કે આશરે ૨૨૦ ( ઇ. સ. ૨૯૮ ) ની સાલથી ક્ષત્રપ રાજાઓની પડતી થઈ હશે.

૨૦ મો ક્ષત્રપ રાજા: વિશ્વસેન, ઇ. સ. ૨૯૪–૩૦૦.

સતારાથી ત્રીસ માઇલ પર કૃષ્ણા નદીપર આવેલા કરાડ ગામ પાસેથી સન ૧૮૬૧ માં દાટેલા સિક્કાઓનો ચરૂ મળી આવ્યો છે તે પરથી એમ લાગે છે કે ઉત્તર કોકણ અને પશ્ચિમ દક્ષિણનો કેટલોક ભાગ વિશ્વસેનના વખત સુધી ( ઇ. સ ૩૦૦ ) ક્ષત્રપ રાજાઓને તાબે હશે. એ ચરૂમાં નીચે જણાવેલા ૭ રાજાઓના સિક્કા હતા. વિજયસેન (ઇ. સ. ૨૩૮–૨૪૯); તેનો ભાઈ દામાજડશ્રી ૩ જો ( ઇ. સ. ૨૫૧–૨૫૫ ); વીરદામાનો પુત્ર રૂદ્રસેન ૨ જો (ઇ. સ. ૨૫૬–૨૭૨ ); રૂદ્રસેનનો પુત્ર વિશ્વસિંહ ( ઇ. સ. ૨૭૨–૨૭૮ ); બીજા રૂદ્રસેનનો પુત્ર ભર્તૃદામા ( ઇ. સ. ૨૭૮–૨૯૪ ); અને ભર્તૃદામાનો પુત્ર વિશ્વસેન ( ઇ. સ. ૨૯૪–૩૦૦ ). કદાચ કોઈ ગુજરાતી જાત્રાળુ એ સિક્કા એ જગોએ લઈ ગયો હશે એમ માનવામાં આવે તો એ સિક્કા માલમ પડી આવવાથી એ જગ્યાસુધી ક્ષત્રપ રાજાઓનો અમલ હશે એમ કહેવાય નહીં. પરંતુ કોઈ જાત્રાળુ એ સિક્કા ત્યાં લઈ ગયો હશે એમ માનવાને બદલે ત્યાંના કોઈ રહીશે સાં ચાચવતું નાણું દાટયું હશે એમ માનવું વધારે સરળ છે. ગેઝિટિયરનો ઇતિહાસકર્તા નીચેનાં કારણથી એમ માને છે કે એ સિક્કા એ જગોએ ક્ષત્રપ રાજાઓનો અમલ હોવાનું બતાવે છે:—(૧) એ ચરૂમાં જે રાજાઓના સિક્કા છે તેમાં સૌથી પહેલા વિજયસેન (ઇ. સ. ૨૩૮–૨૪૯ ) ના વખતમાં ક્ષત્રપ

રાજાઓનો અમલ દક્ષિણ સુધી પ્રસર્યો હશે, કારણ કે તે વખતે પશ્ચિમ (ઈ. સ. ૧૮૦–૨૦૦) અને પૂર્વ (ઇ. સ. ૨૨૦) શતકરણીઓનો છેડો આવલો હતો, અને બીજો કોઈ દક્ષિણ વંશ સ્થાપન થયો નહતો; (૨) એ શિક્કા વાળા બધા રાજા મહાક્ષત્રપ છે અને પેરિપ્લસ (ઇ. સ. ૨૪૭) માં આપેલા વર્ણનથી, તેઓનો સૌથી પહેલો, વિજયસેન ઘણી દોલત અને સત્તાવાળો જણાય છે. (૩) વિશ્વસેન પછીના શિક્કા નથી એ વાત ચષ્ટનની પેઢીમાં છેલ્લો વિશ્વસેન હતો અને વિશ્વસેન પછી ગુજરાતના ક્ષત્રપ રાજાઓની પડતી થઈ એ વાત સાથે મળતી આવે છે. વળી જે રાજાઓના શિક્કા કરાડ આગળથી મળ્યા છે તે રાજાઓના વખતમાં ક્ષત્રપસત્તા સર્વોપરી હતી, એ વાતને વરાડ પ્રાંતમાં અમરાવતી આગળ મહાક્ષત્રપ દામાજડશ્રીના પુત્ર મહાક્ષત્રપ રૂદ્રસેન (બીજો) (ઇ. સ. ૨૫૬–૨૭૨) ના શિક્કા મળી આવ્યા છે તેથી પણ ટેકો મળે છે.

**૨૧ મો ક્ષત્રપ રાજા: રુદ્રસિંહ ૨ જો, ઈ. સ. ૩૦૮–૩૧૮**

વિશ્વસેન પછી ચષ્ટનથી સીધા વંશના રાજા થએલા જણાતા નથી; તેનું કારણ કદાચ એમ હશે કે વિશ્વસેનને સંતાન નહીં હોય, અથવા તો કોઈ બીજા રાજાએ તેને હરાવી રાજ્ય લઈ લીધું હશે ગમે તે કારણ હશે તોપણ એટલું તો નક્કી છે કે આઠ વર્ષ પછી (ઇ. સ. ૩૦૦–૩૦૮) જીવદામાનો પુત્ર રૂદ્રસિંહ નામનો નવો રાજા થએલો જણાય છે. રૂદ્રસિંહના શિક્કામાં તેના બાપ જીવદામાને માટે માત્ર સ્વામિ જીવદામા એટલુજ લખેલુ છે તેપરથી એમ ધારવામાં આવે છે કે જીવદામા એ ક્ષત્રપ વંશના રાજાના વખતમાં કોઈ મોટો અધિકારી હશે. વળી રૂદ્રસેન પોતાને ક્ષત્રપ લખે છે તેથી પણ એમ ધારી શકાય છે કે ક્ષત્રપ વંશનો તે સંબંધી હશે અને વિશ્વસેનના વખતમાં ક્ષત્રપ રાજ્ય તૂટી ગયું તેનો કંઈ લાભ તેને મળ્યો હશે વિશ્વસેનના પછી રાજકીય ઉથલપાથલ થયેલી હોવી જોઈએ, એમ રૂદ્રસેનના શિક્કા પરથી લાગે છે; કારણ કે પહેલાંના ક્ષત્રપ રાજાઓના શિક્કા કરતાં રૂદ્રસેનના શિક્કા ઉચી બનાવટના જણાય છે.

રૂદ્રસેનના બાર સિક્કા પંડિત ભગવાનલાલે મેળવ્યા છે તે પૈકી પાંચપર સાલ સ્પષ્ટ જણાય છે, ત્રણપર ૨૩૦, એકપર ૨૩૧, અને એકપર ૨૪૦ એ પ્રમાણે સાલો છે. રૂદ્રસિંહનાં વહેલામાં વહેલો સિક્કો ૨૩૦ ની સાલનો (ઇ. સ. ૩૦૮) મળેલો છે અને વિશ્વસેનનો છેલ્લામાં છેલ્લો ૨૨૨ (ઇ. સ ૩૦૦) ની સાલનો છે, તેથી ૨૨૨ થી ૨૩૦ (ઇ. સ. ૩૦૦–૩૦૮) નું વચ્ચમાં આવું પડે છે.

રૂદ્રસેન પછી તેનો પુત્ર યશદામા ગાદીએ બેઠો. તેના માત્ર ત્રણ સિક્કા મળેલા છે તે પૈકી બેપર ૨૩૯ ની સાલ છે રૂદ્રસેનનો ૨૪૦ ની સાલનો સિક્કો મળેલો છે, તેથી હાલ જેમ એક સાલ પૂરી થતાં પહેલાં નવી સાલના સિક્કા પાડવામાં આવે છે તેમ, ૨૪૦ ની સાલના થોડા સિક્કા પાડ્યા પછી રૂદ્રસિંહ મરી ગયો હશે અને યશદામાનું રાજ્ય ૨૩૯ થી શરૂ થયું હશે એમ લાગે છે. પોતાના બાપની પેઠે યશદામા પણ પોતાને 'ક્ષત્રપ' લખે છે.

૨૨ મો ક્ષત્રપ રાજા યશદામા બીજો, ઇ. સ ૩૧૮.

યશદામા પછી જે સિક્કો મળે છે તે દામસિરિ રાજાનો છે. એ રાજા પોતાના સિક્કામાં પોતાને તથા પોતાના પિતાને મહાક્ષત્રપ લખે છે તેના બાપનું નામ રૂદ્રસિંહ લખ્યું છે તેથી તે યશદામાનો ભાઇ થતો હશે. દામસિરિનો માત્ર એકજ સિક્કો મળ્યો છે અને તેની પર ૨૪૨ ની સાલ છે. રૂદ્રસિંહના પોતાના સિક્કામાં તેમજ યશદામાના સિક્કામાં રૂદ્રસેનને માત્ર "ક્ષત્રપ" લખ્યો છે, છતાં દામસિરિના સિક્કામાં 'મહાક્ષત્રપ' લખ્યો છે તેથી એમ લાગે છે કે યશદામા કરતાં દામસિરિ વધારે પરાક્રમી નિવડ્યો હશે, અને પોતે 'મહાક્ષત્રપ' નામ ધારણ કરી, પોતાના બાપને પણ માનાર્થે 'મહાક્ષત્રપ' લખ્યો હશે. બાપ કરતાં વધારે પરાક્રમી નિવડેલા છોકરાએ આવી રીતે બાપને માન આપ્યાના ઘણા દાખલા મળી આવે છે.

૨૩ મો ક્ષત્રપ રાજા દામસિરિ. ઇ સ. ૩૨૦.

દામસિરિના સિક્કા વધારે મળ્યા નથી તે પરથી એમ લાગે છે કે તેનું રાજ્ય ટુંકો વખત ચાલ્યું હશે. દામસિરિ પછી વળી બીજું ત્રીસ વર્ષનું

ખાલું આવે છે દામસિરિ પછીનો જે સિક્કો મળ્યો છે તે ૨૭૦ ની સાલનો છે પાછળના ક્ષત્રપ રાજાઓના સિક્કા પ્રથમના ક્ષત્રપ રાજાઓના સિક્કા કરતા વધાર મળવા જોઇએ તેને બદલે ઘણા થોડા મળે છે તે પરથી એમ અનુમાન થઈ શકે છે કે ૨૭૦ ની સાલ (ઇ સ. ૩૨૧–૩૪૮) સુધીમા પૂરા થતા ત્રીસ વર્ષમા બીજી કઈ રાજકીય ઉથલપાથલ થઇ હશે.

જે સિક્કાપર ૨૭૦ ની સાલ છે તેમાં મહાક્ષત્રપ રૂદ્રદામાનો પુત્ર રાજા મહાક્ષત્રપ રૂદ્રસેન, એમ લખેલું છે. તેનો ઘાટ વશદામાના સિક્કાને મળતો છે આ રૂદ્રસેનના માત્ર બે સિક્કા ૨૭૦ ની સાલના મળ્યા છે પણ એજ રાજાના જુદા ઘાટના બીજા ચોપન સિક્કા મળ્યા છે તેમાના બાર પર ૨૮૮, ૨૯૦, ૨૯૨, ૨૯૩, ૨૯૪, ૨૯૬ અને ૨૯૮ ની સાલ છે આ રીતે બે ઘાટના સિક્કા મળ્યા છે અને ૨૭૦ થી ૨૮૮ ની સાલોનો એકે સિક્કો મળ્યો નથી તેથી એમ ધારવામા આવે છે કે એ વખતમા પણ કઈક રાજકીય ફેરફાર થયો હશે કદાચ રૂદ્રસેનનુ રાજ્ય ૨૭૦ પછી ગયુ હશે અને ૨૮૮ થી પાછુ થયુ હશે, તેમજ તે ૨૯૮ સુધી ચાલ્યુ હશે પોતાને તથા પોતાના પિતાને રૂદ્રસેન મહાક્ષત્રપ લખે છે તે ઉપરાત સ્વામિ પણ લખે છે રૂદ્રસેનના પિતાનો એકે સિક્કો મળતો નથી તે પરથી એમ ધારવામા આવે છે કે રૂદ્રસેનનો પિતા સ્વતત્ર રાજા નહીં હોય પણ માનની ખાતર રૂદ્રસેને તેને મહાક્ષત્રપ લખ્યો હશે ૨૭૦ ની સાલના સિક્કાપર મહાક્ષત્રપ સ્વામિ રૂદ્રદામાનો પુત્ર રાજા મહાક્ષત્રપ સ્વામિ રૂદ્રસેન, એવો લેખ છે તે ૨૮૮ થી ૨૯૮ સુધીના સિક્કાપર પણ છે.

૨૪ મો ક્ષત્રપ રાજા રૂદ્રસેન ૩ જો, ઇ સ ૩૪૮–૩૭૬

રૂદ્રસેન પછી સત્યસેનના પુત્ર ક્ષત્રપ રૂદ્રસેનના સિક્કા મળ્યા છે. પંડિત ભગવાનલાલને આ રાજાના પાચ સિક્કા મળ્યા છે, પણ સિક્કો પાડનામા કાળજી વાપરેલી ન હોનાથી એકે પર સાલ પડી નથી.

૨૫ મો ક્ષત્રપ રાજા રૂદ્રસેન ૪ થો ઈ સ ૩૭૮–૩૮૮

ક્ષત્રપ રુદ્રસેનના ૩૦૦, ૩૦૪, અને ૩૧૦ ની સાલોવાળા શિક્કા જનરલ કનિંગહામને મળ્યા હતા. આ પરથી એમ લાગે છે કે આ રુદ્રસેન, રુદ્રદામાના પુત્ર રુદ્રસેન પછી રાજા થયો હશે અને તેનું રાજ્ય ૩૧૦ ( ઇ. સ. ૩૮૮ ) ની આવ સુધી ચાલ્યું હશે. રુદ્રસેનના શિક્કાપર રાજા મહાક્ષત્રપ સ્વામિ સત્યસેનનો પુત્ર રાજા મહાક્ષત્રપ સ્વામિ રુદ્રસેન, એમ લખેલું છે.

આ રુદ્રસેનના પિતા સત્યસેનના શિક્કા મળ્યા નથી, અને તે રુદ્રદામાના પુત્ર ચોથા રુદ્રસેન પછી તરતજ ગાદીએ બેઠેલો જણાય છે તેથી એમ લાગે છે કે સત્યસેન વાસ્તવિક રીતે રાજા નહીં હોય પણ રુદ્રસેન રાજા થયા પછી પોતાના પિતાના માનાર્થે રાજા મહાક્ષત્રપ લખાવ્યો હશે.

ચોથા રુદ્રસેન પછી ક્ષત્રપ રાજાઓ સંબંધી શિક્કાથી મળતો પુરાવો બંધ થાય છે. પંડિત ભગવાનલાલને માત્ર એકજ શિક્કો એવો મળ્યો છે કે જે ચોખ્ખી રીતે ચોથા રુદ્રસેનના પછીના વખતનો લાગે છે. ટોકાની આકૃતિમાં તથા લેખની ઢબમાં આ શિક્કો ચોથા રુદ્રસેનના શિક્કાને ઘણો મળતો આવે છે. એ શિક્કો પાડતી વખતે તેની પર સાલની છાપ બરોબર પડી નથી તેથી સાલ જણાતી નથી તેની પર લેખ એવો છે કે રાજા મહાક્ષત્રપ સ્વામિ રુદ્રસેનની બહેનનો પુત્ર રાજા મહાક્ષત્રપ સ્વામિ સિંહસેન. આપરથી જણાય છે કે ચોથા રુદ્રસેનને સંતતિ નહીં હોવાથી તેનો ભાણેજ ગાદીએ બેઠો હશે. સિંહસેનના વધારે શિક્કા મળતા નથી તેથી તેનું રાજ્ય ઘણોજ થોડો વખત ચાલ્યું હશે એમ લાગે છે.

૨૬ મો ક્ષત્રપ રાજા. સિંહસેન.

એક બીજો શિક્કો મળી આવ્યો છે તેમાં ટોકાની છાપ તથા અક્ષરપરથી એ શિક્કો સિંહસેન પછીનો હશે એમ લાગે છે. એ શિક્કાપરના બધા અક્ષર બરોબર બેસતા નથી. એક ભાગપરથી રાજ્ઞો ક્ષત્રપસ અને બીજા ભાગ પરથી

૨૭ મો ક્ષત્રપ, રુદ્ર.

પુત્રસ રુદ્ર એમ વચાય છે પંડિત ભગવાનલાલનું ધારવું એવું છે કે આ રુદ્ર રાજા કે જેના બાપનું નામ જાણવાને કંઈ સાધન નથી તે ગુર્જ ાતનો છેલ્લો ક્ષત્રપ રાજા હશે અને તેની પાસેથી રાજ્ય ગુપ્તવંશ પાસે ગયું હશે

ઉપર જણાવેલા ક્રમવાર ક્ષત્રપ રાજાઓ સિવાય ઈશ્વરદત્ત નામના બીજા એક ક્ષત્રપ રાજાના સિક્કા કાઠીઆવાડમાંથી મળી આવ્યા છે તે કોનો પુત્ર હશે એ જણાયું નથી આ રાજાના સિક્કા પહેરમા ક્ષત્રપ રાજા વિજયસેન ( ઇ સ ૨૩૮–૨૪૯ ) ના સિક્કાને ઘણી ખરી બાબતોમાં મળતા આવે છે, મુખ્ય ફેર એ છે કે ક્ષત્રપ રાજાઓના સિક્કાની પેઠે તેના સિક્કામાં રાજાના બાપનું નામ આપેલું નથી, અને રાજાની સાલ ચાલુ શક સંવત્સરમા આપેલી નથી પણ પોતાના રાજ્યના વર્ષોમા આપેલી છે ઈશ્વરદત્તના એક સિક્કામાં પહેલું વર્ષ લખેલું છે અને બીજામાં બીજું વર્ષ લખ્યું છે તે પરથી લાગે છે કે તેનું રાજ્ય ઘણો વખત ચાલ્યું નહીં હોય ઈશ્વરદત્તના નામપરથી અને સિક્કાપર સાલ લખવાની તેની જુદી પદ્ધતિપરથી એમ લાગે છે કે ક્ષત્રપ કુળના કોઈ જુદા કુટુંબનો તે હશે

ઈશ્વરદત્ત, ઈ સ ૨૩૦–૨૧૦

ઈશ્વરદત્તના સિક્કાના એક દર ઘાટ પરથી એમ લાગે છે કે તે ક્ષત્રપ વિજયસેનના વખતમાં થઇ ગયા હશે વળી તે સિક્કામા મહાક્ષત્રપ લખ્યું છે તેથી તે સ્વતંત્ર રાજ્યકર્તા હશે એમ જણાય છે

પંડિત ભગવાનલાલનું ધારવું એવું છે કે ઈશ્વરસેન નામના એક આભીર રાજાએ આંધ્ર રાજાઓ પાસેથી પશ્ચિમ દખ્ખણનો પ્રદેશ લઈ લીધો હતો, તેના વંશના ઈશ્વરદત્ત નામના રાજાએ ક્ષત્રપ વિજયસેનને હરાવ્યો હશે અને ગુજરાત કાઠીઆવાડ તથા દખ્ખણનો ભાગ જીતી લઇ પોતાના રાજ્યની સાથે જોડી દીધો હશે, અને આ જીતના સ્મરણાર્થે

મહાક્ષત્રપ નામ ધારણ કરી એ ઇશ્વરદત્તે શિક્કા પડાવ્યા હતો. ઇશ્વરદત્તની જીત માત્ર થોડો વખત ચાલેલી હોવી જોઇએ અને બે વર્ષ પછી ( આશરે ઇ સ ૨૫૨ મા ) મહાક્ષત્રપ દામાજડશ્રીએ ક્ષત્રપ વંશનો પ્રદેશ પાછો લઈ લીધેલો હોવો જોઈએ ઇશ્વરદત્તના માત્ર બેજ શિક્કા મળી આવ્યા છે અને વિજયસેન પછી દામાજડશ્રીનુ રાજ્ય શરૂ થવાને માત્ર બે ત્રણ વર્ષનુજ ખાલી પડેતુ છે તેથી પણ આ ખુલાસાને ટેકો મળે છે

ઇશ્વરદત્તના શિક્કા માત્ર કાઠીઆવાડમાથી મળી આવ્યા છે વળી પહેલા રૂદ્રસિંહના વખતમા ( ઇ સ ૧૮૧ ) રૂદ્રભૂતિ નામનો આભીર જાતનો માણસ તેના બાપની પેઠે સેનાપતિ હતો, તેપરથી એમ પણ ધારી શકાય કે ઇશ્વરદત્ત બહારથી આવેલો કોઈ પરદેશી નહીં હોય પણ વિજયસેનના વખતમા કોઈ મોટો હોદ્દેદાર હશે અને વિજયસેનના વખતમા બળવો ઉઠાવી મહાક્ષત્રપ નામ ધારણ કરી બેઠો હશે વિજયસેનના ૧૬૬ ( ઇ સ ૨૪૪ ) ની સાલના શિક્કામા તેને માત્ર ' ક્ષત્રપ ' લખ્યો છે તેનુ કારણ કદાચ એ પણ હોય કે એ અરસામા તેને ઇશ્વરદત્તે હરાવી પોતાનુ ઉપરીપણુ કબૂલ કરાવ્યુ હશે વિજયસેનના શિક્કાને ઇશ્વરદત્તના શિક્કા ઘણા મળતા આવે છે વિજયસેન માત્ર ૧૬૬ ની સાલના અરસામા ક્ષત્રપ લખાયો છે અને ઇશ્વરદત્તના શિક્કા પણ એજ પડેલા છે તેપરથી પણ આ અનુમાનને ટેકો મળે છે

ક્ષત્રપ રાજાઓનો અનુક્રમ, તેમનુ રાજ્ય શરૂ થયાની તથા પૂરૂ થયાની સાલ, અને તેમનો એક બીજા સાથેનો સબધ, તેમના વખતના શિક્કા તથા લેખો પરથી જે પ્રમાણે નક્કી કરવામા આવ્યો છે તે પ્રમાણે નીચે જણાવ્યો છે —

૧. નહપાન.
રાજા, ક્ષહરાત, ક્ષત્રપ
(ઇ. સ. ૧૦૦–૧૨૦ ?)

---

૨. ચષ્ટન.
રાજા, મહાક્ષત્રપ.
(ઇ સ. ૧૦૦–૧૩૦)

૩. જયદામા.
રાજા, ક્ષત્રપ (ઇ સ ૧૩૦–૧૪૦)

૪. રૂદ્રદામા.
રાજા, મહાક્ષત્રપ (ઇ સ ૧૪૩–૧૫૮)

૫ દામાઝડ અથવા દામાજદશ્રી.
રાજા, ક્ષત્રપ (ઇ સ ૧૬૮)

૬. જીવદામા
રાજા, મહાક્ષત્રપ. (ઇ. સ ૧૭૮ તથા ૧૯૬)

૭ રૂદ્રસિંહ ૧ લો.
રાજા, મહાક્ષત્રપ (૧૮૦–૧૯૬

૮ રૂદ્રસેન ૧ લો.
રાજા, મહાક્ષત્રપ,
(ઇ. સ ૨૨૦–૨૨૨)

૧૦ સંઘદામા
રાજા, મહાક્ષત્રપ
(ઇ સ ૨૨૨–૨૨૬)

૧૧. દામસેન.
રાજા, મહાક્ષત્રપ,
(ઇ. સ ૨૨૬–૨૩૬)


૯. પૃથિવીસેન.
રાજા, ક્ષત્રપ,
( ઇ. સ. ૨૨૨ )
૧૨ દામાજડશ્રી ૨ જો.
રાજા, ક્ષત્રપ,
( ઇ. સ. ૨૩૨ )
૧૩ વીરદામા.
રાજા, ક્ષત્રપ,
( ઇ. સ. ૨૩૬– ૨૩૮ )
૧૪ યશદામા. ૧ લો.
રાજા ક્ષત્રપ,
( ઇ. સ. ૨૩૮– ૨૩૯ )
૧૫. વિજયસેન.
રાજા, ક્ષત્રપ અને મહાક્ષત્રપ.
( ઇ. સ. ૨૩૮– ૨૪૯ )
૧૬. દામાજડશ્રી ૩ જો.
રાજા, મહાક્ષત્રપ.
( ઇ. સ ૨૫૧–૨૫૫ )
૧૭. રુદ્રસેન ૨ જો.
રાજા, મહાક્ષત્રપ
( ઇ. સ ૨૫૬–૨૭૨ )
૧૮. વિશ્વસિંહ.
રાજા, ક્ષત્રપ,
( ઇ. સ. ૨૭૨–૨૭૮ )
૧૯ ભર્તૃદામા.
રાજા, ક્ષત્રપ, અને મહાક્ષત્રપ,
( ઇ. સ. ૨૭૮–૨૯૪ )
૨૦. વિશ્વસિંહ.
રાજા, ક્ષત્રપ,
( ઇ. સ. ૨૯૪–૩૦૦ )

૨૧. રૂદ્રસિંહ ૨ જો સ્વામિ, જીવદામાનો પુત્ર
રાજા, ક્ષત્રપ,
( ઇ સ ૩૦૮, ૩૦૯, ૩૧૮ )

૨૨. યશદામા ૨ જો
રાજા, ક્ષત્રપ
( ઇ સ ૩૧૮ )

૨૩. દામસિરિ
રાજા, મહાક્ષત્રપ,
( ઇ સ. ૩૨૦ )

---

૨૪. સ્વામિ રૂદ્રસેન, ૩ જો, રાજા મહાક્ષત્રપ
સ્વામિ રૂદ્રદામાનો પુત્ર રાજા, મહાક્ષત્રપ
( ઇ સ ૩૪૮, ૩૬૬–૩૭૬ )

---

૨૫. સ્વામિ રૂદ્રસેન, ૪ થો, રાજા, મહાક્ષત્રપ
સ્વામિ સત્યસેનનો પુત્ર
રાજા, મહાક્ષત્રપ
( ઇ સ ૩૭૮–૩૮૮ )

---

૨૬. સ્વામિ સિંહસેન રાજા મહાક્ષત્રપ
સ્વામિ રૂદ્રસેન ( ૨૫ ) ની બ્હેનનો પુત્ર.
રાજા, મહાક્ષત્રપ

---

૨૭. સ્કંદ–?

---

# પ્રકરણ ૬ ઠું.

## ત્રૈકૂટક રાજાઓ.

( ઇ સ ૨૫૦—૪૫૦. )

ત્રૈકૂટક રાજાઓ વિષે માહિતી મળવાના સાધન તેમના વખતનાં બે તામ્રપટો મળી આવ્યા છે તેજ છે. તો પણ એ તામ્રપટોપ-થી જણાય છે કે ત્રૈકૂટક રાજાઓ ઘણા બળવાન હતા અને વચલા ક્ષત્રપ

ત્રૈકૂટક રાજાઓ ઇ સ ૨૫૦-૪૫૦

રાજાઓના વખતમા ( ઇ સ ૨૫૦ ) તેમની સત્તાની શરૂઆત થઈહતી.

એક તામ્રપટ સન ૧૮૩૯ મા ડાક્તર બર્ડ એમણે કન્હેરીથી મેળવ્યુ હતુ, અને બીજુ વલસાડ પાસે આવેલા પારડી ગામમાથી સન ૧૮૮૫ મા મળ્યુ હતુ બને તામ્રપટોમા સાલ લખેલી છે કન્હેરી-વાળા તામ્રપત્રમા " ત્રૈકૂટકના વધતા જતા અમલના ૨૪૫ વર્ષમા " એ પ્રમાણે લખેલુ છે, અને પારડીનાના તામ્રપટમા ચોખ્ખા આકડાથી ૨૮૭ ની સાલ લખેલી છે પારડીના તામ્રપટમા ' ત્રૈકૂટકના વિખ્યાત મહારાજા ' દહ્રસેન અથવા ધર્મસેનુ નામ દાન કર્ત્તા તરીકે જણાવ્યુ છે કન્હેરીનાળા તામ્રપત્રમા દાનકર્ત્તા રાજાનુ નામ જણાવ્યુ નથી તોપણ ત્રૈકૂટકના વધતા જતા અમલની ૨૪૫ મી સાલ જણાવેલી છે પારડીવાળા તામ્રલેખમાં રાજાનુ નામ જણાવ્યુ છે, તથા તે ત્રૈકૂટક હોવાનુ જણાવ્યુ છે પણ સાલમા માત્ર 'સ વત ૨૦૭' એટલુંજ જણાવ્યુ છે આ તામ્રપત્રની સાલ ત્રૈકૂટક સ વત્સરની હોવાનુ લખેલુ નથી તોપણ તેના અક્ષર કન્હેરી વાળા તામ્રપટને મળતા આવ છે, તથા તેમા રાજા ત્રૈકૂટક જણાવ્યો છે તેથી એમ લાગે છે કે બને તામ્રલેખોમા વાપરેલો સંવત્સર એકજ

હોવો જોઇએ. ત્રૈકૂટક વંશ સ્થાપન કરનારે આ સંવત્સર ચલાવેલો હોવો જોઈએ અને તે ઓછામાં ઓછાં ૨૪૫ વર્ષ ચાલેલો હોવો જોઇએ.

**ત્રૈકૂટક સંવત્ ક્યારથી શરૂ થયો?**

હવે વિચાર કરવાનો પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે ઉપર જણાવેલા તામ્રપટમાં લખેલો સંવત્ ક્યારથી શરૂ થયો? ગુર્જર અને ચાલુક્ય રાજાઓના દસ તામ્રપટ ગુજરાતમાંથી મળી આવ્યા છે તેમાં પણ 'સં' એમ લખીને સાલ લખેલી છે. પણ એ સંવત્ કોનો તે જણાવેલું નથી સાલ બતાવવા લખેલા આંકડાની ઢબ પારડીના તામ્રપટની સાથે તથા ગુપ્ત રાજાઓના સિક્કા સાથે ઘણી મળતી આવે છે સૌથી જૂનામાં જૂનું તામ્રપટ વડોદરા રાજ્યના સંખેડા ગામમાંથી મળેલું છે. તે પર ૩૪૬ ની સાલ છે એ વખતે ભરૂચનો દદ્દ ૧ લો રાજા હતો ત્યાર પછીના બે તામ્રપટ ગુર્જર રાજા દદ્દ પ્રશાન્તરાગે કરેલા દાનમાં ખેડાથી મળેલા છે તેમાં અનુક્રમે ૩૮૦ અને ૩૮૫ ની સાલો છે ત્યાર પછી રણગ્રહનું ૩૯૧ ની સાલવાળું સંખેડાનું દાનપત્ર આવે છે, પછી ચાલુક્ય રાજા વિજયરાજ અથવા વિજયવર્માનું, ૩૯૪ ની સાલવાળું ખેડાનું તામ્રપટ છે, ત્યાર પછી સેંદ્રક રાજા નિકુંભલ્લ શક્તિનું બગુમરાવાળું તામ્રપટ છે, નવસારી અને સુરતથી મળેલા ચાલુક્ય રાજા શીલાદિત્ય શ્રાશ્રયના તામ્રપટપર અનુક્રમે ૪૨૧ અને ૪૪૩ ની સાલો છે, ગુર્જર રાજા જયભટના બે તામ્રપટ નવસારી અને કાવિથી મળેલા છે તેમાં અનુક્રમે ૪૫૬ અને ૪૮૬ ની સાલો છે, અને પુલકેશીના તામ્રપટપર ૪૯૦ ની સાલ છે

આ તામ્રપટો પૈકી ૪૨૧ ની સાલવાળા તામ્રપટમાં શીલાદિત્ય, જયસિંહવર્માનો પુત્ર અને યુવરાજ હોવાનું લખેલું છે. એ તામ્રપટ ઉપરથી વળી જણાય છે કે જયસિંહવર્મા એ "ઉત્તરના રાજા હર્ષવર્ધનને જીતનાર" પુલકેશિ વલ્લભનો પુત્ર અને વિક્રમાદિત્યનો ભાઈ હતો. દક્ષિણના પશ્ચિમ ચાલુક્યોની મુખ્ય શાખાના રાજાઓના તામ્રપટોમાં જયસિંહવર્મા નામ કોઇ ઠેકાણે માલમ પડતું નથી જયસિંહવર્મા "મહા-

રાજા" કહેવાયો છે અને તેનો પુત્ર શિલાદિત્ય યુવરાજ કહેવાયો છે, તે ઉપરથી એમ લાગે છે કે પશ્ચિમ ચાલુક્ય રાજાઓની ગુજરાતની શાખા જયસિંહવર્માએ સ્થાપન કરી હશે અને તેના ભાઈ વિક્રમાદિત્યને અધિરાજ તરીકે માન્ય રાખી તે ગુજરાતમાં રાજ્ય કરતો હશે ગુજરાતના દાનપત્રમાં જયસિંહવર્મા તે આથે પેઢીનામામાં તેના ભાઈનું નામ લખેનું છે, તે પરથી પણ આ અનુમાનને ટેકો મળે છે વિક્રમાદિત્યનું રાજ્ય ઇ સ. ૬૮૦ (શક ૬૦૨) માં પૂરૂં થયું હતું હવે ઉપર જણાવેલા તામ્રપટમાં ૪૨૧ ની સાલ લખી છે તે વિક્રમાદિત્યના રાજ્યની છેલ્લી સાલ હશે એમ માનીએ તો એ ૪૨૧ ની સાલ શક ૬૦૨ ની સાલની બરોબર થાય આ રીતે ગણત્રી કરતા એમ નીકળી આવે છે કે જે સંવતની એ ૪૨૧ ની સાલ હશે તે સંવત્ મોડામાં મોડો શક સંવત્ ૧૮૧ અથવા ઈ સ ૨૫૯ માં શરૂ થયો હોવો જોઇએ, વિક્રમાદિત્યનું રાજ્ય પૂરૂં થતા પહેલા આઠ દશ વર્ષપર લખેલી સદન્દુ ૪૨૧ ની સાલ હશે એમ માનીએ તો એ સંવત્ આશરે ઇ સ ૨૫૦ માં શરૂ થયો હોવો જોઇએ બીજુ તામ્રપટ એજ શીલાદિત્ય રાજાનું ૪૪૩ ની સાલનું છે તેમાં અધિરાજ તરીકે વિનયાદિત્ય સત્યાશ્રય વલ્લભનું નામ જણાવેલું છે તે પરથી એમ અનુમાન કરી શકાય છે કે ૪૪૩ ના અરસામાં વિક્રમાદિત્ય પછી વિનયાદિત્ય ગાદીએ બેઠો હતો વિનયાદિત્યનું રાજ્ય શક ૬૦૨ થી શક ૬૧૮ સુધી (એટલે કે ઇ સ ૬૮૦ થી ઇ સ ૬૯૬-૯૭ સુધી) ચાલ્યું હતું એમ નક્કી થયેલું છે ૪૪૩ ની સાથે મળતી શક ૬૧૫ અથવા ઇ સ ૬૯૩ ની સાલ લઈ ગણી જોતા ૪૪૩ વાળો સંવત્ ઇ સ ૨૫૦ માં શરૂ થયેલો હોવાનું જણાય છે

પુલકેશિ વલ્લભ જનાશ્રયના ૪૯૦ ની સાલના દાનપત્રમા દાન કરનાર રાજા જયસિંહવર્માનો પુત્ર અને મંગલરસરાયનો નાનો ભાઈ હોવાનું લખેલું છે વનસાડાા એક દાનપત્રમા શક ૬૫૩ ની સાલ છે અને તેમાં દાન કરનારનું નામ જયસિંહવર્માનો પુત્ર મંગલરાજ લખેલું

છે. આ ઉપરથી જણાય છે કે આ મંગલરાજ અને ઉપર જણાવેલો મંગલરસરાય એકજ જણ હોવો જોઇએ. મોટો ભાઈ મંગનરાજ નાના ભાઈ વિક્રમથી ૧૦ વર્ષે મોટો હશે એમ માનીએ તો મંગલરાજની સાલ ૪૮૦ આવે છે, અને તેને મળતો શક (સાલ) ૬૫૩ હોવાનું નવસારીના તામ્રપટપરથી સિદ્ધ થાય છે, માટે ૪૮૦=શક ૬૫૩=ઇ. સ. ૭૩૦-૩૧ થાય છે એટલે ઇ. સ. ૭૩૦-૪૮૦=ઇ. સ. ૨૫૦-૫૧ એ ઉપર જણાવેલી સાલોવાળા સંવત્‌ની શરૂઆતની સાલ હોવી જોઇએ.

ગુર્જર રાજા જયભટના ૪૫૬ ની સાલવાળા તામ્રપટમાં જણાવ્યું છે કે વલભી રાજાને હર્ષદેવ મહારાજે હરાવ્યો ત્યારે તેને બીજા દદ્દ રાજાએ આશ્રય આપ્યો હતો. દદ્દ રાજાના ૩૮૫ અને ૩૮૬ ની સાલના લખેલા તામ્રપટ મળ્યા છે કનોજના હર્ષદેવ અથવા હર્ષવર્ધન જેના દરબારમાં પ્રખ્યાત ચીનો સાધુ હ્યુએનસાંગ ગયો હતો, તેણે ઇ. સ. ૬૦૭ ઇ. સ. ૬૪૮ સુધી રાજ્ય કર્યું છે. હવે એ સાલવાળા તામ્રપટમાં જે સંવત્‌ની સાલ છે તે ઇ. સ. ૨૫૦ માં શરૂ થયો હતો એમ ગણીએ તો બીજા દદ્દના તામ્રપટપરની સાલો ૩૮૦ (ઇ. સ. ૬૩૦) અને ૩૮૫ (ઇ. સ. ૬૩૫) હર્ષવર્ધન રાજાના સમયમાં આવે છે.

ઉપર જણાવેલા એકંદર દાખલા ઉપરથી જણાય છે કે ત્રૈકૂટક સંવત્‌ ઇ. સ. ૨૫૦ માં અગર તે અરસામાં શરૂ થયો હોવો જોઇએ ચેદી અથવા કલચુરી સંવત્‌ પણ એજ અરસામાં શરૂ થએલો છે તેથી એમ લાગે છે કે ત્રૈકૂટક સંવત્‌ અને ચેદી અથવા કલચુરી સંવત્‌ એ એકજ હોવા જોઇએ.

**ત્રૈકૂટક કોણ હતા?**

એ ત્રૈકૂટકો કોણ હતા અને ક્યાં રાજ્ય કરતા હતા એ વિષે ચોક્કસ માહિતી મળતી નથી. પંડિત ભગવાનલાલનું ધારવું એવું છે કે તેઓ આભીર જાતના હશે, હાલ જુન્નર ગામ છે ત્યાં ત્રિકૂટ નામે નગર હશે તે તેમની રાજધાની હશે; ક્ષત્રપ રાજાઓના પ્રકરણમાં જે ઈશ્વરદત્તના સિક્કા વિષે

મહનાગા આવ્યું છે તે ઇશ્વરદત્ત તેમનો પહેલો રાજા હશે અને તેવે ક્ષત્રપ રાજાની રાજ્ય લેવાથી મહીઆવાડ કે ચાહિનાજપણું મેળવ્યું હશે ત્યાર બાદ ક્ષત્રપ રૂદ્રસેન, કે જેના શિક્કા સાતારા પાસે કરાડ ગામ અને વરાડ પ્રાંતમા અમરાવતી નગરમાંથી મળી આવ્યા છે ( ઇ સ ૨૫૬–૨૭૨ ) તેના અમલમા તેમને દાની મહનાગા આવ્યા હશે તેઓ નિપુણ અને કાલંજર જઈ વસ્યા હશે અને ત્યા પોતાનો સંવત્ ચેદી નામથી ચાલતો નામ્યો હશે પાછળથી ક્ષત્રપ વંશની પડતી થઈ ત્યારે તેઓ પાછા આવ્યા હશે અને પોતાની મૂળ રાજધાની ત્રિકૂટ નગરમા એક શાખા સ્થાપન કરી દક્ષિણ ગુજરાત સુધી રાજ્ય ચલાવ્યુ હશે જ્યાર તેમની ચડતી થઈ ત્યાર પોતાની આભીર Certi ભૂલી જઈ હૈહયથી ઉત્પન્ન થયેલા હોવાના તેમણે દાવા કર્યા હશે ઇ સ ૪૧૦ મા ક્ષત્રપ વંશનો અંત આવ્યો ત્યા થી તે ઇ સ ૫૦૦ મા ચાલુક્ય વંશનો ઉદય થયો ત્યા સુધી દક્ષિણ ગુજરાતમા તેમના અમલ મધ્યમ હશે હશે

એ બીજો વિદ્વાન્ એવુ અનુમાન કરે છે કે ઉપર ગુપ્ત રાજાઓનો અમલ સ્થાપન થયા ત્યા સુધી ક્ષત્રપ રાજાઓ સ્વતંત્ર નહીં હતા એમ માનવાને પૂરતા કારણ નથી માટે તેમના વખતમા દક્ષિણ ગુજરાતમા ત્રૈકૂટકનુ રાજ્ય સ્થાપન થયુ હશે એમ કહી શકાતુ નથી ઇશ્વરદત્ત એ જ વર્ષે રાજ્ય કર્યું જણાય છે વળી તે આભીર અથવા ત્રૈકૂટક હતો એમ માનવાનો કઈ આધાર નથી તેની પછી તેના વંશનો કોઈ રાજા થયેલો જણાતો નથી, માટે એ ઇશ્વરદત્તે ત્રૈકૂટક સંવત્ શરૂ કર્યો હશે એમ માનવુ બની શકે નથી વળી જુન્નરની જગોએ ત્રિકૂટ નામની ત્રૈકૂટકોની રાજધાની હશે એમ માનવાને કઈ આધાર નથી મૂળમા પશ્ચિમ હિંદુસ્તાનમા ત્રૈકૂટકોની રાજધાની ત્રિકૂટ હશે અને પછી તેઓ કાલંજર ગયા હશે, ત્યા તેમનો ઉદય થયા પછી હૈહય નામથી તેઓ પાછા આવી પોતાની જૂની રાજધાનીમા શાખા સ્થાપી રાજ્ય કરવા લાગ્યા હશે એ સંભવિત લાગતુ નથી એમ માનવુ વધારે સંભવિત લાગે

છે કે કાલંજર તેમને મળ્યા પછી તેમનો ઉદય થયેલો હોવો જોઇએ, અને તે પછી તેમને ચેદી સવત્ શરૂ કર્યો હશે ત્યારબાદ ચેદી સવતના ત્રીજા સેકડાની શરૂઆતમા (ઇ સ. ના પાચમા સેકડાના મધ્ય ભાગમા ) તેઓ પહેલ વહેલા પૂર્વ તરફથી નર્મદાની ખીણ સુધી આવ્યા હશે અને ત્યા પોતાનુ ઉપરીપણુ સ્થાપન કર્યું હશે તેમના જે તામ્રપટ મળી આવ્યા છે તેથી 'આ અનુમાનને ટેકો મળે છે; કારણ કે તે પહેલાના કઈ તામ્રપટ મળ્યા નથી વળી ગુજરાતના ગુર્જર અને ચાલુક્ય રાજાઓ ચેદી સવત્ વાપરતા એમ નિરિહુલ્લકના સખેડાના તામ્રપટથી નિર્વિવાદ સિદ્ધ થયુ છે સકરણ નામનો પોતાનો અધિરાજ હોવાનુ નિરિહુલ્લક જણાવે છે આ સકરણ તે ચેદી રાજા શકરગણ છે એમ દાક્તર બ્યુલર બતાવી આપ્યુ છે સખેડાના તામ્રપટ ઉપરથી જણાય છે કે છઠ્ઠા સેકડામા ચેદી અથવા કલચુરી નર્મદાની ખીણમા સર્વોપરી હતા ઇ સ ૫૮૦ મા ૧ લા દદે ભરૂચમા પોતાનુ રાજ્ય સ્થાપન કર્યું ત્યારે નર્મદાની ખીણ ઉપરથી ચેદીનુ સર્વોપરીપણુ નિકળી ગયુ હશે એમ લાગે છે, તોપણ તેમનો સવત્ વપરાતો ચાલુ રહ્યો હતો

આ પ્રમાણે ચેદી રાજાઓનો ગુજરાત ઉપર એક વખત અમલ હતો એમ સિદ્ધ થાય છે, ત્યારે ચેદી અને ત્રૈકૂટક એ એકજ હોવા જોઇએ એમ સહજ ધારી શકાય છે જ્યારે ત્રૈકૂટકોને દક્ષિણ ગુજરાતનુ અધિરાજપણુ મળ્યુ તે વખતે એટલે કે ઇ. સ ના પાચમા સેકડાની આતરામા ચેદી સવત્ દક્ષિણ ગુજરાતમા દાખલ થયો હોવો જોઇએ

---

# પ્રકરણ ૭ મું.

## ગુપ્ત રાજાઓનો અમલ.

(ગુપ્ત ૯૦–૧૪૯, ઇ સ ૪૧૦–૪૭૦)

ગુપ્ત રાજાઓ
ઈ સ ૪૧૦–૪૭૦

ક્ષત્રપ રાજાઓ પછી (ઇ સ ૧૨૦–૪૧૦) ગુપ્ત વંશના રાજાઓએ ગુજરાતમાં પોતાની સત્તા સ્થાપન કરી હતી

પુરાણ પ્રમાણે ગુપ્ત રાજાઓનો મૂળ પ્રદેશ ગંગા અને જમનાની વચ્ચેનો હતો તેમની રાજધાની ક્યાં હશે એ નક્કી થયું નથી અગ્રેજ લખકો તેમને કનોજના ગુપ્ત રાજાઓ લખે છે ગુપ્ત રાજાઓના સિક્કા પ્રથમ કનોજમાંથી મળી આવ્યા હશે તે ઉપરથી આ પ્રમાણે અનુમાન કરવામાં આવ્યું હશે એમ લાગે છે ગુપ્ત રાજાઓ વિષેની માહિતીનાં જે સાધન પાછળથી મળી આવ્યા છે તે પણ ઘણે ભાગે કનોજની પૂર્વ અને નૈરૃત્ય તરફના પ્રદેશમાંથી મળી આવ્યા છે ગુપ્તકુળની ઉત્પત્તિ વિષે કાંઈ માહિતી મળતી નથી સ્મૃતિ પ્રમાણે માત્ર વૈશ્ય લોકોના નામને છેડે 'ગુપ્ત' લખાય છે અને વૈશ્યમાં ભરવાડ, ખેડુત અને વેપારી વર્ગનો સમાવેશ થાય છે સમુદ્રગુપ્ત અને તેની પછીના રાજાઓ પોતાના સિક્કામાં 'પરમભાગવત' લખે છે તેથી એમ જણાય છે કે તેઓ વૈષ્ણવ ધર્મ પાળતા હશે

ગુપ્ત
ઈ સ ૩૧૯ ૩૩૨

ગુપ્ત વંશ સ્થાપન કરનારનું નામ ગુપ્ત છે લેખોમાં 'ગુપ્ત' પહેલા 'શ્રી' લખેલું જણાય છે પણ તે નામનો ભાગ નહીં છતાં માત્ર નામને ખાતર લખેલું જણાય છે જો 'શ્રી' એ ગુપ્તના નામ-

મનો ભાગ હોત તો જેમ ચંદ્રગુપ્ત, સમુદ્રગુપ્ત વગેરે બીજા રાજાઓને શ્રી ચંદ્રગુપ્ત, શ્રી સમુદ્રગુપ્ત, એમ લખેલું છે તેમ ગુપ્તને શ્રી શ્રીગુપ્ત એમ લખ્યું હોત. વળી એનો વંશ પણ ગુપ્તવંશ નહીં પણ શ્રીગુપ્તવંશ કહેવાયો હોત.

ગુપ્ત વંશ સ્થાપન કરનાર ગુપ્ત વાવ્ય પ્રાંતમાં કોઈ નાનો રાજા હશે. તેના પૌત્ર ચંદ્રગુપ્ત પછીના બધા ગુપ્ત રાજા "મહારાજાધિરાજ" લખાયા છે તે પ્રમાણે ગુપ્તને માટે લખેલું જોવામાં આવતું નથી, તેમ તેના નામના સિક્કા પણ પડેલા જણાતા નથી. આ ઉપરથી એમ લાગે છે કે મહારાજાધિરાજ લખવા જેવો તથા સિક્કા પાડવા જેવો મોટો રાજા તે નહીં હશે.

ઘટોત્કચ્છ, ઈ. સ. ૩૩૨–૩૪૯ (?).

લેખોપરથી માલમ પડે છે કે ગુપ્ત પછી તેનો પુત્ર ઘટોત્કચ્છ ગાદીએ બેઠો હતો. ઘટોત્કચ્છ પણ તેના બાપના જેવો નાનો રાજા હોવો જોઇએ, કારણ કે તેના પણ સિક્કા પડેલા જણાતા નથી, તેમ તેને મહારાજાધિરાજ પણ લખેલો નથી.

ચંદ્રગુપ્ત ૧ લો, ઈ. સ. ૩૪૯–૩૬૯ (?).

ઘટોત્કચ્છનો પુત્ર ચંદ્રગુપ્ત "મહારાજાધિરાજ" કહેવાયો છે તેનું કારણ એમ લાગે છે કે તેણે પોતે ઘણો પ્રદેશ જીતી લીધો હશે, અથવા તો તેનો પુત્ર સમુદ્રગુપ્ત પરાક્રમી હોવાથી, તેને એ માન મળ્યું હશે. પોતાના પરાક્રમથી ચંદ્રગુપ્તને મહારાજાધિરાજની પદવી નહીં મળી હોય તોપણ એટલું તો નક્કી છે કે તેના બાપ તથા વડીલો કરતાં ચંદ્રગુપ્તની પદવી ચઢીઆતી થઈ હતી. તિહુંટના લિચ્છવી વંશ સાથે લગ્નસંબંધથી તે જોડાયો હતો. આ સંબંધ માન ભરેલો ગણવામાં આવતો હશે એમ જણાય છે, કારણ કે તેનો પુત્ર સમુદ્રગુપ્ત પોતાની માતુશ્રી કુમારદેવીનું નામ પોતાના સિક્કા પર લખે છે અને પોતે લિચ્છવીની દીકરીનો દીકરો હોવાનું જણાવે છે.

સમુદ્રગુપ્ત, ઇ. સ ૩૭૦–૩૯૫. તેના સિક્કા.

ગુપ્ત રાજાઓના શિક્કા પ્રથમ સમુદ્રગુપ્તના વખતથી પડવા લાગ્યા. તેના અસંખ્ય સોનાના શિક્કા, તેની પહેલાં થઈ ગયેલા ઇન્ડોસ્કીથીયન લોકના શિક્કાના નમુનાપરથી બનાવેલા લાગે છે; શિક્કાની છતી બાજુએ આપેલી રાજાની છબી, ગળાનાં ઘરેણાં, કાનની વાળીઓ, અને માથાની પાઘડી વગેરે દેશી લાગે છે. તોપણ ડગલાનો ઘાટ, જોડા અને ઘોડો પલંગવાની રીતમાં ઇન્ડોસ્કીથીયન લાગે છે. કેટલાક શિક્કાપર ઉંધી બાજુએ દેવી કાઢેલી છે, તેના ચોટલાની ગુંથણ તથા હાથમાંનું અક્ષયપાત્ર પણ ઇન્ડોસ્કીથીયન જેવું લાગે છે; પરંતુ કેટલાક શિક્કાપર હાથમાં કમળ લઈ મગરપર બેઠેલાં ગંગાજીની મૂર્ત્તિ કાઢેલી છે તે ચોખ્ખી દેશી લાગે છે.

સમુદ્રગુપ્તના શિક્કાની બીજી ખુબી એ છે કે શિક્કાપર રાજાના જે વિશેષણ વાપરેલાં હોય છે તે સૂચવે એવી આકૃતિ પણ કાઢેલી હોય છે જે શિક્કામાં 'સર્વ રાજોચ્છેત્તા' એમ લખેલું હોય છે તેમાં રાજાના હાથમાં બીજા રાજાઓનો નાશ કરનાર ચક્રવાળો વાવટો આપેલો હોય છે. જેમાં 'અપ્રતિરથ' લખેલું હોય છે તેમાં ઢીલી કરેલી ચાપવાળી કામઠીપર ડાબો હાથ ટેકવી અને જમણા હાથમાં છુટું તીર ઝાલી રાજા ઉભો હોય છે અને તેની સામે ગરૂડધ્વજ ગોઠવી હોય છે. આ પરથી એમ સમજાય છે કે તેનાથી જોગવર રાજા કોઈ રહ્યો નથી માટે તેને પોતાના શસ્ત્રનો ઉપયોગ કરવો પડતો નથી "કૃતાંત પરશુ" લખેલા શિક્કામાં છતી બાજુએ હાથમાં પરશુ સાથે રાજાની મૂર્તિ આપેલી હોય છે અને તેની સાથે હાથમાં ધજાવાળો છોકરો કાઢેલો હોય છે. આ છોકરો ઘણું કરી સમુદ્રગુપ્તનો પુત્ર ચંદ્રગુપ્ત હશે. અશ્વમેધ પરાક્રમ કરનાર એવું જે શિક્કામાં લખેલું હોય છે તેમાં યૂપની પાસે ઘોડો કાઢેલો હોય છે. જેમાં લિચ્છવી દુહિત્ર એમ લખેલું હોય છે તેમાં તેની માતુશ્રી કુમારાદેવી અને પિતા ચંદ્રગુપ્તની છબી કાઢેલી હોય છે અને એ બંનેના નામ જણાવ્યાં હોય છે.

**સમુદ્રગુપ્તનો અલ્હાહાબાદવાળો સ્તંભ.**

સમુદ્રગુપ્ત વિષે ઘણી માહિતી તેના અલ્હાહાબાદ સ્તંભપરનો લેખમાંથી મળે છે. એ લેખની પહેલી આઠ કડીઓનો નાશ થયેલો છે; પણ તેનો જે ભાગ બાકી રહ્યો છે તે પરથી એમ લાગે છે કે પહેલી ત્રણ કડીઓમાં સમુદ્રગુપ્તની વિદ્વતા વર્ણવી હશે. ૨૭ મી લીટીમાં જણાવ્યું છે કે તે કાવ્યશાસ્ત્રમાં અને ગાયનકળામાં પ્રવીણ હતો. તેના કેટલાક સિક્કામાં તેના હાથમાં વાંસળી આપેલી છે તે પરથી પણ તે ગાયનમાં પ્રવીણ હોવાનું જણાય છે. ચોથી કડીમાં જણાવ્યું છે કે તેની બરોબરીઆ બીજા ઘણામાંથી સમુદ્રગુપ્તના બાપે સમુદ્રગુપ્તને પૃથ્વીપર રાજ્ય કરવા પસંદ કર્યો. આ પછી લખ્યું છે કે તેનો બાપ તેનીપર પ્રસન્ન થયો; અને ત્યારપછી સાતમી કડીમાં તેણે કરેલી એક ફતેહમાં અચ્યુત નાગસેનના લશ્કરનો એકાએક નાશ કર્યાનું અને કોટ કુળના એક જણને શિક્ષા કર્યાનું લખ્યું છે. ૧૯ મી અને ૨૦ મી લીટીમાં નીચે જણાવેલા દક્ષિણ હિંદુસ્તાનના રાજાઓને તાબે કર્યાનું લખ્યું છે:—કોસલનો મહેંદ્ર; મહાકાંતારનો વ્યાઘ્ર રાજા; કોરાલ્લનો મુંડ રાજા; પૈષ્ટપુર મહેંદ્રગિરિ અને ઉત્તરનો સ્વામિદત્ત; એરંદપલ્લકનો દમન; કાંચિનો વિષ્ણુ; બીલરાજા શાપવમુક્ત; વેંગીનો હસ્તિવર્મા; પાલકનો ઉગ્રસેન દૈવરાષ્ટ્રનો કુબેર; અને કૌસ્થલપુર ધનંજય. ૨૧ મી લીટીમાં સમુદ્રગુપ્તે નાશ કરેલા આર્યાવર્તના બીજા નવ રાજાઓનાં નામ આપેલાં છેઃ—

| | | |
|---|---|---|
| રૂદ્રદેવ | ચંદ્રવર્મા | અચ્યુત |
| મતીલ | ગણપતિનાગ | નંદી |
| નાગદત્ત | નાગસેન | બલવર્મા |

આ રાજાઓ કયા દેશના છે એ જણાવ્યું નથી, તેથી એમ લાગે છે કે તેઓ સમુદ્રગુપ્તના રાજ્યની પાસે આવેલા પ્રદેશમાં રાજ્ય કરતા હશે અને સારી પેઠે જાણીતા હશે. જનરલ કનિંગહામે મેળવેલા સિક્કાપરથી અને મથુરાંથી મળેલા બીજા શિક્કાપરથી જણાય છે કે ગણપતિ-

સમુદ્રગુપ્ત પછી તેનો પુત્ર ચંદ્રગુપ્ત બીજો ગાદીએ બેઠો એ રાજા પોતાના પિતા કરતા પણ વધારે પ્રતાપી થયો.

ચંદ્રગુપ્ત બીજો, ઇ. સ. ૩૯૬–૪૧૫

તેણે ઘણો મુલક જીતી લેઇ પોતાનુ રાજ્ય વધાર્યુ તેના પિતા સમુદ્રગુપ્તની પેઠે તેણે પણ સોનાના શિક્કા પડાવ્યા હતા તેના સિક્કામા, તેનુ બીજુ નામ, વિક્રમાદિત્ય કરીને લખેલુ જણાય છે તે વખતમા માળવા અને ગુજરાત તાબે કરી ગુપ્ત પ્રદેશ સાથે જોડી દેવામા આવ્યા હતા માળવા અને ગુજરાત તેણે ક્ષત્રપ વંશ પાસેથી લઇ લીધા હશે એમ લાગે છે, કારણ કે રૂપાના સિક્કા પડાવનાર પહેલો ગુપ્ત રાજા એજ હતો અને તેના રૂપાના સિક્કા ક્ષત્રપ રાજાઓના સિક્કાઓને મળતા આવે છે માળવા દેશ જીતી લેવાને ચંદ્રગુપ્ત અલ્હાબાદમાંથી બુંદેલખંડ તથા ભિલસાને રસ્તે થઇ માળવામા આવ્યો હશે ભિલસા પાસે વિદિશા ( હાલનુ બેસનગર ) મા ઉદયગિરિની ગુફાઓ છે તેમા કાત્સગોત્રના અને વીરસેનના કુળના શાબ નામના કોઇએ કોતરાવેલા સાલ વગરનો લેખ છે એ લેખમા જણાવ્યુ છે કે શાબ, પાટલીપુત્રનો વતની તથા કવિ હતો અને ચંદ્રગુપ્તના રાજ્યમા સંધિ વિગ્રહિક ( લડાઇ અને સલાહ કરનાર પ્રધાન ) નો હોદ્દો વંશપરંપરાથી ભોગવતો હતો, રાજાએ પૃથ્વી જીતી લેવાનો નિશ્ચય કર્યો હતો તેથી રાજાની સાથે તે એ જગાએ આવ્યો હતો તેની પાસેની ગુફામા ચંદ્રગુપ્તને ખંડણી આપનાર સનકાનિકના રાજાએ કોતરાવેલો લેખ છે આ રાજાનુ નામ લેખમાથી જતુ રહ્યુ છે પણ તેના બાપ વિષ્ણુદાસ અને દાદા છગલગનુ નામ હજી સુધી કાયમ રહ્યુ છે. એ લેખની મિતિ ગુપ્ત સંવત્ ૮૨ ( ઇ સ ૪૦૧ ) ના અશાડ સુદિ ૧૧ છે આપરથી એમ અનુમાન કરી શકાય કે ચંદ્રગુપ્તે વિદિશા ગુપ્ત સંવત્ ૮૦ ( ઇ સ ૩૯૯ ) ના અરસામા જીતી લીધુ હશે

ત્રીજો લેખ સાંચી સ્તૂપના કઠારાપર છે તેની મિતિ ગુપ્ત સંવત્ ૯૩ ( ઇ સ ૪૧૨ ) ના ભાદ્રપદની ૪ છે, અને તેમા લખ્યુ છે કે મહારાજાધિરાજ ચંદ્રગુપ્ત જેને લોકો દેવરાજ કહે છે તેના પુણ્યાર્થે ૨૫

દીનાર અને ઇશ્વર વાસક ( નામનું ગામ અથવા ખેતર ) કાકનાદ બોતશ્રીના મઠમાં દરરોજ પાંચ ભિક્ષુક જમાડવા તથા રત્નગૃહમાં દીવો કરવા દાન આપવામાં આવ્યાં છે. આ દાન કરનાર આમ્રકાર્દવ નામનો ચંદ્રગુપ્તનો ખંડિયો ગણ્ત છે અને તે પોતે કોતરાવેલા લેખમાં લખે છે કે મહારાજાધિરાજ ચંદ્રગુપ્ત રાજાજીનાં દર્શન કરી અને તેમના પ્રત્યે મારી ભક્તિ દુનિયાને બતાવી હું કૃતાર્થ થયો છું. આમ્રકારદવ કોઇ મોટો રાજા હશે એમ લાગે છે, કારણકે તેણે ઘણી લડાઇઓમાં જીત મેળવેલી હોવાનું લખેલું છે. તેના દેશનું નામ પણ લખેલું હતું. જો કે હાલ તે વાંચી શકાતું નથી તોપણ તેના દેશનું નામ જણાવ્યું છે તે ઉપરથી એમ લાગેછે કે તે બીજા કોઇ દેશનો રાજા હશે અને ત્યાં ચંદ્રગુપ્તને મળવા આવ્યો હશે. ચંદ્રગુપ્ત વિષે જે લખવામાં આવ્યું છે તે પરથી એમ માલમ પડેછે કે તે દેશપર ચંદ્રગુપ્તનું રાજ્ય હોવું જોઇએ આગળ જણાવેલા બીજા બે લેખોપરથી એમ દેખાય છે કે ચંદ્રગુપ્તનું રાજ્ય આશરે ગુપ્ત સંવત્ ૮૦ ( ઇ. સ. ૩૯૯) થી ગુપ્ત સંવત્ ૯૩ ( ઇ સ. ૪૧૨ ) સુધી ચાલ્યું હતું. આ વર્ષોમાં ચંદ્રગુપ્તે પશ્ચિમ માળવાની રાજધાની ઉજ્જન સુધી પોતાનો અમલ ફેલાવ્યો હોવો જોઇએ, કારણ કે તે માળવાનો રાજા હતો એવી દંતકથા પણ ચાલે છે. ઉજ્જનથી રાથ જીલ્લાના બાઘ અને તાંડને રસ્તેથી તે દક્ષિણ ગુજરાતમા આવ્યો અને ભરૂચને કિનારેથી કાઠીઆવાડમાં ગયો. કાઠીઆવાડ તેના ક્ષત્રપ રાજ્ય કર્તા પાસેથી તેણે લઇ લીધું હશે એમ લાગે છે, કારણ કે ગુપ્ત વંશના રાજાઓમાં રૂપાના સિક્કા પ્રથમ તેણે પાડયા હતા, અને તેના રૂપાના સિક્કા તે વખતે ચાલતા ક્ષત્રપ સિક્કાઓ જેવા છે. કાઠીઆવાડમાંથી મળતા ચંદ્રગુપ્તના સિક્કામાં છતી બાજુએ ક્ષત્રપના જેવું રાજાનું ડોકું આપેલું છે અને ઉંધી બાજુએ મોરનું ' ચિત્ર કાઢેલું છે તથા તેની આસપાસ ' પરમ ભાગવત્ મહારાજાધિરાજ શ્રી ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય ' એવો લેખ લખેલો છે. ચંદ્રગુપ્તના કેટલાક સોનાના સિક્કામાં કોઇ જુવાનનું ચિત્ર કાઢેલું છે, અને તેનો જમણો હાથ રાજાને

અમે મૂકેલો છે. આ જુવાન ઘણું કરીને ચંદ્રગુપ્તનો પુત્ર કુમારગુપ્ત હશે અને માળવાની જીતમાં યુવરાજ તરીકે તેના પિતા પાસે રહ્યો હશે કાઠીઆવા ડમાંથી ચંદ્રગુપ્તના સિક્કા ઘણા થોડા મળ્યા છે અને કુમારગુપ્તના ઘણા મળ્યા છે, તેમજ કુમારપાળના કેટલાક સિક્કામાં ગુપ્ત સંવત્ ૯૦ (ઇ. સ. ૪૦૯.) ની સાલ છે તે પરથી એમ લાગેછે કે ગુજરાત અને કાઠીઆવાડ જીતી લીધા પછી ચંદ્રગુપ્તે કુમારપાળને ત્યાંનો હાકેમ નિમ્યો હશે.

ગુપ્ત સંવત્.

ગુપ્ત સંવત્ ચંદ્રગુપ્તે શરૂ કર્યો છે પણ તે પોતાના વખતથી ન ગણતાં ગુપ્ત વંશના મૂળ રાજા શ્રી ગુપ્તથી ગણ્યો છે. શ્રી ગુપ્તે પોતાના વખતથી સંવત્ શરૂ કર્યો હોય એ સંભવિત નથી, કારણ કે તે કઇ મોટો રાજા નહોતો. વળી જો તેણે શરૂ કર્યો હોય તો બીજા ચંદ્રગુપ્તના પિતા સમુદ્રગુપ્તના સિક્કા સાલ નાખ્યા વગરના હોય નહી જેમ માલવ લોકે માળવા જીતી લીધું ત્યારે ઇ. પૂ. ૫૬ થી શરૂ થતો વિક્રમ સંવત્ શરૂ કર્યો હતો અને નહપાને માળવા જીતી લીધું ત્યારે ઇ. સ. ૭૮ થી શરૂ થતો શક સંવત્ શરૂ કર્યો હતો તેમ ચંદ્રગુપ્તે પણ કદાચ માળવા જીતી લીધું ત્યારે પોતાના વંશના મૂળ પુરૂષથી ગણત્રી કરી ગુપ્ત સંવત્ ચલાવ્યો હશે. ગુપ્ત સંવત્ લાંબો વખત ચાલ્યો નથી. ગુપ્ત વંશની પડતી થયા પછી (ઈ. સ. ૪૭૦) માળવાનો ઇ. સ. ૫૬ થી શરૂ થતો જૂનો સંવત્ ફરીથી ચાલુ થયેલો જણાય છે. કદાચ એમ પણ હોય કે એ સંવતનું નામ વિક્રમ સંવત્ પડયું છે તે ચંદ્રગુપ્તનું બીજું નામ વિક્રમાદિત્ય હોવાથી તેની યાદગીરીમાં પડયું હોય.

ગુપ્ત રાજાઓની સાલો.

ગુપ્ત રાજાઓએ ક્યાંથી ક્યા સુધી રાજ્ય કર્યું એ ચોકસ રીતે જાણવાને કંઇ સાધન નથી. ચંદ્રગુપ્તે માળવા જીતી લીધાની સાલ ગુપ્ત સંવત્ ૮૦ (ઇ. સ. ૪૦૦) ઉપરથી નીચે પ્રમાણે અડસટેથી સાલો ગોઠવવામાં આવી છે ગુપ્ત વંશના પહેલા રાજા શ્રી ગુપ્તે, ગુપ્ત સંવત્ ૧ થી ૧૨ (ઇ. સ. ૩૧૯

થી ૩૩૨ ) સુધી રાજ્ય કર્યું હશે. તેના પુત્ર ઘટોત્કચે ગુપ્ત સંવત ૧૨ થી ૨૯ ( ઈ. સ. ૩૩૨-૩૪૯ ) સુધી રાજ્ય કર્યું હશે. ઘટોત્કચના પુત્ર પહેલા ચંદ્રગુપ્તે ગુપ્ત સંવત્ ૨૯ થી ૪૯ ( ઇ. સ. ૩૪૯- ૩૬૯ ) સુધી રાજ્ય કર્યું હશે; અને પહેલા ચંદ્રગુપ્તના પુત્ર સમુદ્રગુપ્તે ગુપ્ત સંવત્ ૫૦ થી ૭૫ (ઇ. સ. ૩૭૦-૩૯૫ ) સુધી રાજ્ય કર્યું હશે. સાંચી સ્તૂપના લેખપરથી બીજા ચંદ્રગુપ્તની છેલ્લામાં છેલ્લી સાલ ગુપ્ત સંવત્ ૯૩ ( ઈ. સ. ૪૧૩ ) ની જાણાઇ છે. અને તેના પુત્ર કુમારગુપ્તના બિલ્સદના લેખમાં ગુપ્ત સંવત ૯૬ ( ઇ.સ. ૪૧૬ ) ની સાલ છે. તે પરથી એમ ધારી શકાય છે કે ચંદ્રગુપ્તનું રાજ્ય ૯૫ ( ઇ. સ. ૪૧૫ ) માં પૂરૂં થયું હોવું જોઇએ.

કુમારગુપ્ત, ઇ સ ૪૧૫-૪૫૩

બીજા ચંદ્રગુપ્ત પછી તેનો પુત્ર કુમારગુપ્ત ગાદીએ બેઠો તેની માનુ નામ ધ્રુવ દેવી હતું. કુમારગુપ્તના સિક્કાપર મહેંદ્ર, મહેંદ્ર વિક્રમ અને મહેંદ્રાદિત્ય, એવા ખિતાબ લખેલા છે. આગળ જણાવવામાં આવ્યુ છે કે ગુજરાત અને કાઠીઆવાડ જીતી લીધા પછી ચંદ્રગુપ્તે કુમારગુપ્તને ત્યાંનો હાકેમ નિમ્યો હશે, કારણ કે ચંદ્રગુપ્તની હયાતીમાં પડેલા એવા કુમારગુપ્તના સિક્કા કાઠીઆવાડમાંથી મળી આવ્યા છે પ્રયાગપાસે માનકુંવરના લેખમા ગુપ્ત સંવત્ ૧૨૯ ( ઇ સ ૪૪૯ ) માં કુમારગુપ્ત રાજ્ય કરતો હોવાનું જણાવ્યુ છે, અને કુમારગુપ્તનો એક સિક્કો ગુપ્ત સંવત્ ૧૩૦ ( ઇ. સ. ૪૫૦ ) નો મળી આવ્યો છે. ગિરનારની ખડકપરના લેખ પરથી જણાય છે કે ગુપ્ત સંવત્ ૧૩૭ ( ઇ. સ. ૪૫૭ ) માં કુમારપાળનો પુત્ર સ્કંદગુપ્ત રાજા હતો. આ પરથી એમ ધારી શકાય છે કે કુમારગુપ્તનું રાજ્ય ગુપ્ત સંવત્ ૧૩૦ અને ૧૩૭ ની વચ્ચમા ( ઇ. સ. ૪૫૦-૪૫૭ ) એટલે કે આશરે ગુપ્ત સંવત્ ૧૩૩ ( ઇ. સ. ૪૫૩ ) માં પૂરું થયુ હોવુ જોઇએ

કુમારપાળના લેખોપરથી તેના વિષે કાંઇ ઐતિહાસિક ખબર મળતી

નથી, પણ તેના સિક્કા ઘણે ઠેકાણેથી મળી આવે છે તે પરથી એમ લાગે છે કે તેના બાપનુ વિસ્તીર્ણ રાજ્ય તેના વખતમા કાયમ રહ્યુ હશે

ચદ્રગુપ્ત પછી તેનો પુત્ર સ્કદગુપ્ત ગાદીએ બેઠો ગાઝીપુરના સૈદપુર પાસે એક સ્તભ ઉપર તેનો લેખ છે તે પરથી જણાય છે કે કુમારગુપ્તના મરણ પછી પોતાનો અમલ બેસાડવામા સ્કદગુપ્તને ઘણી અડચણો

સ્કદગુપ્ત
ઇ સ ૪૫૪–૪૭૦

નડી હતી પુષ્યમિત્ર નામનો એક બળવાન્ રાજા તેની સામે થયો હતો, પણ આખરે સ્કદગુપ્તે દુશ્મનોને હરાવી પોતાનો અમલ સ્થાપન કર્યો હતો ગિરનારની ખડકપર સ્કદગુપ્તનો લેખ છે તેમા પણ આ બનાવનો થાડો ઇશારો છે ગિરનારના લેખમા ગુપ્ત સવત્ ૧૩૬ ( ઇ સ ૪૫૬ ) ની સાલ છે અને કુમારગુપ્તનુ રાજ્ય ગુપ્ત સવત્ ૧૩૩ ( ઇ સ ૪૫૩ ) ના અરસામા પૂરૂ થયુ હતુ એટલે સ્કદગુપ્તને દુશ્મન તરફની અડચણો બે ત્રણ વર્ષ કરતા વધારે વખત નડી નહીં હોય એમ લાગે છે ગિરનારના લેખમા લખ્યુ છે કે સ્કદગુપ્તે પોતાનો અમલ સ્થાપન કર્યા પછી પૃથ્વી જીતી લીધી, દુશ્મનોનો ગર્વ ઉતાર્યો, અને બધા દેશોમા હાકેમો નિમી દીધા સુરાષ્ટ્રને માટે તેણે પર્ણદત્ત નામનો હાકેમ નિમ્યો હતો અને પર્ણદત્તના પુત્ર ચક્રપાલિતને જૂનાગઢ શહેરની હાકેમી આપી હતી પણ તેની હાકેમી વખતે જૂનાગઢ પાસે આવેલુ સુદર્શન તળાવ ગુપ્ત સવત્ ૧૩૬ ( ઇ સ ૪૫૬ ) મા ભાદ્રપદ માસની વદ ૭ ને દિવસે ફરીથી ફાટયુ હતુ તેની દુરસ્તી ૧૩૭ ના ગીષ્મમા ( ઇ સ ૪૫૭ ) શરૂ કરી હતી અને આશરે બે માસમા પૂરી કરી હતી નવો બાધ સો હાથ લાબો, અડસઠ હાથ પહોળો અને સાત માથોડા ઉચો હતો ચક્રપાલિતે જૂનાગઢની પાસે વિષ્ણુનુ દેરૂ બધાવ્યાની વાત પણ ગિરનારના લેખમા લખી છે ભાવનાથને રસ્તે હાલ જે જગોએ દામોદર મદીર છે તે જગોએ એ દેવળ બાધ્યુ હશે જૂનાગઢના છેલ્લા માડળિક રાજાના વખતમા આ દેવળ ફરીથી બાધ્યુ હતુ અને દિવાન અમરજીએ ( ૧૭૫૯–૧૭૮૪ ) તેની દુરસ્તી કરાવી હતી

કચ્છમાંથી સ્કંદગુપ્તના સિક્કા ઘણા મળ્યા છે અને કુમારગુપ્તના ઘણાજ થોડા મળ્યા છે તે પરથી એમ લાગે છે કે સ્કંદગુપ્તે કદાચ કચ્છ જીતી લઇ ગુજરાત અને કાઠીઆવાડ સાથે જોડી દીધું હશે કાઠીઆવાડમાંથી સ્કંદગુપ્તના સિક્કા થોડા મળ્યા છે તેનું કારણ એ હશે કે કુમારગુપ્તના સિક્કા એવા લોકપ્રિય હતા કે વલભી રાજાઓના વખતમાં પણ તેના બનાવટી સિક્કા પાડવામાં આવતા હતા.

સ્કંદગુપ્તના રાજ્યની શરૂઆત ગુપ્ત સંવત્ ૧૩૩ (ઇ સ. ૪૫૩) માં થઇ હતી ગુપ્ત સંવત્ ૧૪૯ (ઇ સ. ૪૬૯) નો તેનો એક સિક્કો જનરલ કનિંગહામને મળ્યો હતો, અને એ કરતા આગળનો સિક્કો જણાતો નથી તેપરથી એમ ધારી શકાય છે કે ગુપ્ત સંવત્ ૧૫૦ (ઇ. સ ૪૭૦) માં તેનુ રાજ્ય પૂરૂ થયું હશે.

બુધગુપ્ત, ઈ. સ. ૪૮૫.

સ્કંદગુપ્ત પછી બુધગુપ્ત ગાદીએ બેઠો હતો પણ તે સ્કંદગુપ્તનો શો સગો થાય એ જણાયું નથી સાગર પ્રગણાના એરણ ગામ આગળ એક દેવળમાં આ રાજાનો લેખ છે તેમા ગુપ્ત સંવત્ ૧૬૫ (ઇ. સ. ૪૮૫) ની સાલ લખેલી છે. એ પછીની સાલોના તેના સિક્કા પણ મળી આવ્યા છે, પરંતુ સ્કંદગુપ્તના મરણ પછીના દશબાર વર્ષમા બુધગુપ્ત કે બીજા કોઇ ગુપ્ત રાજાની માહિતી મળતી નથી તેથી એમ લાગે છે કે સ્કંદગુપ્તના મરણ પછી કઇ રાજકીય ફેરફાર થયો હશે. બુધગુપ્તના તાબામા નર્મદા અને જમના વચ્ચેનો પ્રદેશજ હતો એમ એરણના લેખમા લખેલુ છે, તેથી ગુજરાત અને કાઠીઆવાડ તો ગુપ્તવંશના અમલમાથી નીકળી ગયાં હશે એમ લાગે છે. સ્કંદગુપ્ત પછીના કોઇ ગુપ્ત રાજાનો એક પણ લેખ કે સિક્કો ગુજરાત કે કાઠીઆવાડમાંથી મળ્યો નથી, એપરથી પણ એમ માલમ પડે છે કે સ્કંદગુપ્ત પછી ગુજરાત અને કાઠીઆવાડમા ગુપ્ત રાજાઓનો અમલ નહીં હોય.

લેખો પરથી જણાય છે કે બુધગુપ્ત પાસેથી કેટલોક મુલક તોર-

માણુ નામના માણસે લઇ લીધો હતો. ત્યાર બાદ માળવા પણ ગયેલું જણાય છે. પશ્ચિમ હિંદુસ્તાન તથા માળવામાંથી ગુપ્ત વંશની સત્તા ગયા પછી ગુપ્તની એક નવી શાખાએ નરગુપ્ત બાલાદિત્ય નામના રાજાના હાથ નીચે મગધમાં નવું રાજ્ય સ્થાપન કરેલું હતું પણ તેને ગુજરાત સાથે કંઇ સંબંધ ન હોવાથી અત્રે તેનું વિવેચન કરવાની જરૂર નથી.

ગુજરાત સાથે સંબંધ ધરાવતા ગુપ્ત રાજાઓની વંશાવળી નીચે પ્રમાણે છે:—

ગુપ્ત.

ગુપ્ત સંવત્ ૧–૧૨ ( ? )–ઇ. સ. ૩૧૯–૩૩૨ ( ? )

વાવ્ય પ્રાંતમાં નાનો રાજા.

|

ઘટોત્કચ્છ.

ગુપ્ત સંવત્ ૧૨–૨૯ ( ? )–ઇ. સ. ૩૩૨–૩૪૯ ( ? )

વાવ્ય પ્રાંતમાં નાનો રાજા.

|

ચંદ્રગુપ્ત ૧ લો.

ગુપ્ત સંવત્ ૨૯–૪૯ ( ? )–ઇ. સ. ૩૪૯–૩૬૯ ( ? )

વાવ્ય પ્રાંતમાં મહારાજા.

|

સમુદ્રગુપ્ત.

ગુપ્ત સંવત્ ૫૦–૭૫ ( ? ) –ઇ. સ. ૩૭૦–૩૯૫ ( ? )

વાવ્ય પ્રાંતમાં મહારાજાધિરાજ.

|

ચંદ્રગુપ્ત ૨ જો.

ગુપ્ત સંવત્ ૭૦–૯૬–ઇ. સ. ૩૯૬–૪૧૫

મહારાજાધિરાજ; ગુપ્ત સંવત્ ૮૦ ( ઇ. સ. ૪૦૦ ) માં માળવા જીત્યું અને ગુપ્ત સંવત્ ૯૦ ( ઇ. સ. ૪૧૦ ) માં ગુજરાત જીત્યું.

|

|

કુમારગુપ્ત,
ગુપ્ત સંવત્ ૯૭-૧૩૪-ઇ. સ. ૪૧૬-૪૫૩
ગુજરાત અને કાઠીઆવાડપર રાજ્ય કર્યું.

|

સ્કંદગુપ્ત.
ગુપ્ત સંવત્ ૧૩૩-૧૪૯-ઇ. સ. ૪૫૪-૪૭૦
ગુજરાત, કાઠીઆવાડ અને કચ્છ ઉપર રાજ્ય કર્યું.

---

# પ્રકરણ ૮ મું.

## વલભિ વંશ.

( ઇ. સ. ૫૦૯-૭૬૬ ).

વલભિવંશ ઈ. સ. ૫૦૯-૭૬૬.

પાછલા પ્રકરણમાં જણાવ્યું છે કે ચંદ્રગુપ્ત (ઇ. સ. ૪૧૦), કુમારગુપ્ત ( ઇ. સ. ૪૧૬ ), અને સ્કંદગુપ્ત ( ઇ. સ. ૪૫૬ ) એ ત્રણ રાજા સિવાય બીજા કોઇ ગુપ્ત રાજાનો અમલ ગુજરાત અને કાઠીઆવાડમાં થયેલો હોવાનું જણાતું નથી. સ્કંદગુપ્તનું રાજ્ય પૂરું થયા પછી (ઇ. સ. ૪૭૦) ૪૦ વર્ષે એટલે ઇ. સ ૫૦૯માં સેનાપતિ ભટાર્કે વલભિ વંશ સ્થાપન કર્યાનો પુરાવો મળે છે. પરંતુ એ ૪૦ વર્ષની દરમ્યાન ગુજરાત અને કાઠીઆવાડમાં કોનો અમલ થયો હશે એ વિષે કંઇ માહિતી મળતી નથી. એ અરસામાં હુણ લોકોએ ઉત્તર હિંદુસ્તાનમાં પોતાનો અમલ સ્થાપન કર્યો હતો તેથી કદાચ એ લોકો ગુજરાતમાં પણ આવ્યા હોય. પરંતુ આ વિષે માત્ર અનુમાન સિવાય બીજો કંઇ ચોકસ પુરાવો નથી.

ગુપ્તવંશ પછી ગુજરાતમાં થયેલા વલભિવંશનું નામ, ભાવનગરથી વીસ માઇલ છેટે, અને શત્રુંજય ડુંગરથી પચીસ માઇલ છેટે, કાઠીઆવાડના પૂર્વ ભાગમાં આવેલી તેમની રાજધાની વલભિપુર ઉપરથી પડ્યું છે. વલભિપુરનું હાલનું નામ વળા છે. મૂળ વલેહ નામ હશે તે ઉપરથી સંસ્કૃત વલભિપુર થયું હશે કે સંસ્કૃત વલભિનું પ્રાકૃત વલહી તે ઉપરથી હાલનું વળા થયું હશે, એ નક્કી કહી શકાતું નથી. તેરમા સૈકામાં થઇ ગયેલા વિદ્વાન્ જૈન સાધુ જિન પ્રભાસુરીના ગ્રંથોમાં 'વલહી' નામ લખેલું છે. શત્રુંજયના સંબંધમાં એ લેખક કહે છે કે તે વલાહક પ્રગણામાં આવ્યો છે. વલભિપુરની જગોએ હાલ વળા નામનો કસ્બો છે તેની આસપાસ પીલુડીની ઝાડીમાં એ શહેરનાં ખંડેરો છે તે ચોમાસામાં ઘેલારો નદીના વેગથી ધોવાઇને જ્યારે ખુલ્લાં પડે છે ત્યારે તેમાંથી કોઇ કોઇ વાર મૂર્ત્તિઓ, શિવલિંગો, સિક્કાઓ અને જૂનાં વાસણો વગેરે પ્રાચીન ચીજો મળી આવે છે. વલભિનાં ખંડેરમાંથી પથ્થર મળી આવતા નથી તેથી એમ ધારવામાં આવે છે કે વલભિપુરનાં મકાન ઇંટ લાકડાનાં બાંધેલાં હોવાં જોઇએ. ઇંટો ઘણી ખરી સોળ ઇંચ લાંબી, દશ ઇંચ પહોળી, અને ત્રણ ઇંચ જાડી જોવામા આવે છે. વલભિની મોટાઇનાં હાલ ઘણાંજ થોડાં ચિન્હ જોવામાં આવે છે તોપણ હુએનત્સાંગ નામના બૌદ્ધ મતના એક ચિના સાધુએ પોતાના પ્રવાસનુ પુસ્તક લખ્યું છે તેમાં જે વર્ણન આપ્યું છે તે ઉપરથી સાતમા સૈકામાં ( ઈ. સ. ૬૪૦ ) વલભિપુર કેવું હશે તેનો કંઇ ખ્યાલ આવે છે. તે લખે છે કે "વલભિ દેશ લારિકાની ઉત્તરમાં છે, તેનો ઘેરાવો ચાર હજાર લી ( ૧૩૦૦ મૈલ ) છે. તેનું રાજધાની નગર ૩૦ લી ( પાંચ માઇલ ) કરતાં પણ ઘેરાવામાં વધારે છે. ઉત્પત્તિ, ગરમી, લોકોના રહેવાશીઓની રીતભાત અને તેમના શરીરની પ્રકૃતિ એ સર્વ માળવા દેશ પ્રમાણે છે: વસ્તી ઘણી છે; કુટુંબો દ્રવ્યવાન છે; ત્યાં સો કરતાં પણ વધારે ઘર કોટ્યાધિપતિ ગણાય છે. આ રાજ્યમાં ઘણા દૂર દેશાવરોમાંથી અત્યંત સંપત્તિ એકઠી થાય છે. એકસો

કરતાં પણ વધારે બૌદ્ધ મતના મઠ જોવામાં આવે છે; ત્યાં છ હજાર કરતાં પણ વધારે સાધુ છે; તેઓમાંના ઘણાખરા સમ્મિતિય મતના છે અને તે મત હીનયાનનો છે. ત્યાં સેંકડો દેવાલયો તો દેવનાં છે; તેના સાધુનું સંખ્યા મોટી છે. બુદ્ધ જ્યારે મૃત્યુ લોકમાં હતો ત્યારે આ દેશમાં ઘણી વાર આવેલો હતો. અને તેણે જે ઝાડની છાયા નીચે વિશ્રામ કરેલો તે ઠેકાણું ઓળખાઇ આવે એટલા સારૂ અશોક રાજાએ સ્તૂપો બંધાવ્યા છે. રાજકર્તા વંશ ક્ષત્રિય કુળનો છે. આગળનો રાજા માળવાના શીલાદિત્યનો ભત્રિજો હતો અને હાલમાં જે રાજ્ય ચલાવે છે તે કનોજ દેશના શીલાદિત્ય રાજાનો જમાઇ છે; તેનું નામ ધ્રુવપટુ છે."

વલભિ વંશનો ઇતિહાસ જાણવાનું સાધન માત્ર તેમનાં તામ્રપટ છે. એમના વખતનાં ઘણાં તામ્રપટ મળી આવ્યાં છે. વલભિવંશના જેવા પરાક્રમી રાજાઓના શિલાલેખ માલમ પડતા નથી, તેનું કારણ કદાચ એ હશે કે નવમા સેંકડા સુધી કાઠીઆવાડ અને ગુજરાતમાં મકાનો, દેવાલયો વગેરે ઈંટ લાકડાનાં બાંધવામાં આવતાં હતાં. વલભિ તામ્રપટમાં લખેલાં દાન ઘણું કરી બ્રાહ્મણ અને બૌદ્ધ મતનાં દેવાલયોને આપેલાં જણાય છે. તામ્રપટના બે કકડા હોય છે અને તે કડીવડે જોડેલા હોય છે. કડી ઉપર ગજાનો સિક્કો હોય છે. તેમાં નંદીનું ચિત્ર કાઢેલું હોય છે. નંદીની નીચે વલભિવંશ સ્થાપન કરનાર ભટ્ટાર્કનું નામ લખેલું હોય છે. વલભિનાં તામ્રપટનું લખાણ સંસ્કૃત ગદ્યમાં હોય છે. તેમા દાન આપ્યાની સાલ, દાન આપનાર રાજાનું નામ, જેને દાન આપ્યું હોય તેનું નામ અને દાનમાં આપેલાં ગામ અગર ખેતરનાં નામ લખેલાં હોય છે. વળી લહિઆનું નામ તેમજ જેની ભલામણથી દાન આપ્યું હોય ( દૂતક ) તેનું નામ પણ લખેલું હોય છે. દાન કઇ જગોએથી આપ્યું, વલભિથી કે રાજાની છાવણી જ્યાં હોય ત્યાંથી ( વિજય સ્કંધાવાર ), એ પણ લખેલું હોય છે. પછી વલભિવંશ સ્થાપન કરનાર ભટ્ટાર્કથી શરૂ કરીને, દાન આપનાર રાજા સુધીની વંશાવળી આપી હોય છે. દરેક

ર્જાતનાં બિરૂદો જણાવેલાં હોય છે. દાન આપનારની વંશાવળી પછી દાન આ-
પેલી જમીનની ચતુઃસીમા આપેલી હોય છે. છેવટ 'સં' ( સંવત્સર )
રીતે દાન આપ્યાની સાલ આંકડામાં જણાવી હોય છે, અને માસ તથા તિથિ
પણ જણાવી હોય છે. છેવટ રાજાની સહિ ( સ્વહસ્તો મમ ) હોય છે.

વલભિ સંવત્.

વલભિ તામ્રપત્રોમાં જે સંવત્સર આપેલો છે તેની ૨૦૭ થી ૪૪૭
સુધીની સાલો વલભિ તામ્રપત્રો ઉપર જણાય છે
૨૦૭ પહેલાંની સાલ જણાતી નથી. તે ઉપરથી
એમ લાગે છે કે પોતાનો નવો સંવત્સર શરૂ કરવાને બદલે વલભિવંશે
કાઠીઆવાડમાં ચાલતો જૂનો સંવત્સર ચાલુ રાખ્યો હશે અને તેને પોતાનું
નામ ( વલભિ સંવત્ ) આપ્યું હશે વેરાવળમાં હર્ષદ માતાના દેવળમાં
એક લેખ છે તેમાં હીજરી ૬૬૨, વિક્રમ સંવત્ ૧૩૨૦ વલભિ સંવત્ ૯૪૫
અને સિંહ સંવત્ ૧૫૧ એ પ્રમાણે ચાર સન સાથે આપેલા છે. આ પરથી
એમ નીકળી આવે છે કે વલભિ સંવત વિક્રમ સંવત્ ૩૭૫, એટલે ઈ
ઇ સ. ૩૧૯ માં શરૂ થએલો હોવો જોઇએ; પરંતુ ગુપ્ત સંવત્ પણ ઇ
સ. ૩૧૯ થી શરૂ થએલો છે. આલ્બેરૂની જણાવે છે કે ગુપ્ત અને વલભિ
બન્ને સંવત્ શક ૨૪૧, એટલે ઇ. સ. ૩૧૯ થી શરૂ થયા છે. આ ઉપ
રથી એમ ધારી શકાય છે કે ગુપ્ત વંશે જે સંવત્ શરૂ કર્યો હતો
તે વલભિ વંશે પોતાના નામથી જારી રાખ્યો હતો. તોપણ કેટલે
ઠેકાણે એ સંવત્ ગુપ્ત સંવત્ના જૂના નામથી પણ ઓળખાતો એમ
મોરબીથી મળેલા જૈકદેવના તામ્રપત્ર ઉપરથી ( ગુપ્ત ૫૮૮ ) જણાય છે

વલભિની રાજ્ય વ્યવસ્થા.

વલભિના તામ્રપટો ઉપરથી વલભિની રાજ્ય વ્યવસ્થા સંબંધી કેટ
લીક હકીકત મળે છે. વસુલાત, પોલીસ, અને
ગામ નોકરોનાં નામ નીચે પ્રમાણે હોવાનું
જણાય છેઃ—

આયુક્તક ', અથવા ' વિનિયુક્તક ' ( એટલે નિમેલો ) એ
કોઇ ઉપરી અધિકારીના હોદ્દાનું નામ હશે.

'દાન્ડિક' એ કોટવાળ હશે, કારણ કે દાંડનો અર્થ શહેર થાય છે.

'મહત્તર' એ ગામના પટેલના ઓહ્દાનું નામ જણાય છે.

'ચાટભટ' એટલે ચિટાઓ (લુચ્ચા) ને માટે ભટ (સિપાઇઓ); તેથી કરીને એમ લાગે છે કે તેઓ હાલના જેવા પોલીસ સિપાઇઓ અને હવાલદાર હશે.

'ધ્રુવ' એ ગામનો મહેતો હશે એમ લાગે છે; કારણ કે તેનું મુખ્ય કામ એ જોવાનું હતું કે ઇજારદાર રૈયત પાસેથી સરકારના ઠરાવ કરતાં વધારે લે નહીં ગામના તલાટી કચ્છમાં હજી સુધી ધ્રુવ કહેવાય છે.

'અધિકરણિક' એ ન્યાયાધીશનું કામ કરનાર અમલદાર હશે.

'દંડ પાશિક' એ પોલીસનો વડો અમલદાર હશે.

'ચૌરો ધરણિક' (ચોરને પકડનાર) એ ચોરનું પગલું કાઢનાર પગી હશે.

'રાજ્યસ્થાનીય' અધિકારીને બીજા દેશો સાથેના સંબંધનાં કામકાજ જોવા પડતા હશે.

'અમાત્ય' એટલે પ્રધાન તેને કુમાર શબ્દ જોડેલો જોવામાં આવે છે.

'અનુત્પન્નાદાન સમુદ્ગ્રાહક' એ પાછલી બાકી વસુલ કરનાર અમલદાર હશે.

'શૌલકિક' એ જકાત ઉઘરાવનાર અમલદાર હશે.

'ભોગીક' અથવા ભોગોદ્ધરિણક' એ જમીનના ઉત્પન્નમાંથી સરકારનો હિસ્સો ઉઘરાવનાર અમલદાર હશે સરકારનો હિસ્સો ઘણું કરી ૬ હશે. 'ભોગ' એ શબ્દ હજી પણ કાઠીઆવાડમાં સરકારના ભાગ માટે વપરાય છે

'વર્તમપાલ' એ રસ્તાપર રાખેલા થાણાંમાં ચોકી કરનાર હશે.

'પ્રતિસરક' એ ગામ તથા સીમની રાત્રે ચોકી કરનારા હશે.

'વિષયપતિ' એટલે પ્રગણાનો અધિકારી, હાલના સુબા જેવો અધિકારી હશે.

'રાષ્ટ્રપતિ' એ મોટા પ્રાન્તનો કમીશનર જેવો અમલદાર હશે.

' આમકૂટ ', એ ગામનો મૂખી હશે.

તામ્રલેખો ઉપરથી રાજ્યના ચાર ભાગ કરેલા હોવાનું જણાય છે.

રાજ્યના વિભાગ.

' વિશય ' એટલે પ્રાંત, આહાર એટલે જીલ્લો, 'પથક' એટલે પેટા વિભાગ 'સ્થલી એટલે ટપ્પો'

જમીનનું મેહેસુલ.

વલભિ તામ્રપટો ઘણું કરીને ખેડા અને કાઠીઆવાડ પ્રાંતની જમીનોના સંબંધમાં છે. ખેડા અને કાઠીઆવાડમાં જમીનનો વહીવટ જુદો જુદો હોવાનું જણાય છે. ખેડામાં, જમીનનું મહેસુલ, ઉત્પન્નના ભાગથી લેવામાં આવતું; કાઠીઆવાડમાં જમીનના માપ ઉપરથી લેવામાં આવતું. કાઠીઆવાડમાં જમીન ' પાદાવર્ત્ત ' એટલે કદમથી માપવામાં આવતી હશે. જમીન માપવાનું કદમ સાધારણ કદમથી જૂદું હસે એમ લાગે છે, કારણ કે કાઠીઆવાડના તામ્રપટોમાં ' ભૂપાવદાર્ત્ત ' શબ્દ વાપરેલો છે. ખેડામાં ઉત્પન્ન પ્રમાણે ભાગ લેવામાં આવતો હતો, તે ' પિટક ' અથવા ટોપલીઓ ભરીને લેવામાં આવતો હતો. ખેતરોનાં વર્ણન આપેલાં છે તેમાં એમ જણાવ્યું છે કે આટલી ટોપલીઓ ડાંગેર અથવા ઘઉં પાકે એવું ખેતર, અથવા આટલી ટોપલીઓ બી જોઇએ એવું ખેતર. ખેડાના તામ્રપટોમાં ' ખેડાની ટોપલી ' લખેલું છે તે ઉપરથી એમ લાગે છે કે બીજા ભાગોમાં જુદા કદની ટોપલી વપરાતી હશે. દરેક ખેતર, કોઇ ઝાડ તળાવ, અથવા માણસ કે દેવના નામથી ઓળખાતું, જેમકે ભીમખેત્ર, ખંડખેદાર, શમીખેદાર; વગેરે.

ધર્મ.

વલભિ રાજાઓ શૈવ ધર્મ પાળતા. વલભિવંશ સ્થાપન કરનાર સેનાપતિ ભટ્ટાર્ક શૈવ હતો, અને દરેક વલભિ તામ્રપટ ઉપર નંદીની છબી તથા ભટ્ટાર્કનું નામ જોવામાં આવે છે. પહેલો ધ્રુવસેન (ઇ. સ. ૫૨૬) પરમ ભાગવત (વૈષ્ણવ) કહેવાયો છે, તેનો ભાઇ તથા તેની પછી ગાદીએ બેસનાર પરમાદિત્ય ભક્ત ( સૂર્ય પૂજક ) કહેવાયા છે, અને ગુહસેન પરમોપાસક ( બૌદ્ધ ) કહેવાયો છે. એ સિવાયના બીજા બધા વલભિ રાજા પરમ માહેશ્વર ( શૈવ ) કહેવાયા

છે. બુદ્ધ વિહાર અથવા મઠને દાન આપેલાં છે. તે રાણીઓ બુદ્ધ ધર્મની હોવાથી ખાસ રીતે આપેલાં હશે એમ લાગે છે. ઘણુંખરાં દાન બ્રાહ્મણોને આપેલાં છે. તે વખતના બ્રાહ્મણો હાલના બ્રાહ્મણોની પેઠે વૈદિક કર્મ કરતા હતા તોપણ શૈવ ધર્મ પાળતા હતા. શૈવ ધર્મ પાળનારા ઘણું કરીને નકુલીશ અથવા લકુલીશની શાખાના હતા. વાઘેલ રાજા અર્જુનદેવના વખત સુધી એટલે તેરમા સેંકડા સુધી લકુલીશનું મુખ્ય દેવળ મીઆંગામ પાસે આવેલા કારવણ ગામમાં હતું અને તેનું મહાત્મ્ય ઘણું ગણાતું. શૈવ ધર્મમાં નર્મદા નદીને પવિત્ર ગણી છે અને તેમાંથી મળતા પથરા લિંગ તરીકે પૂજાય છે, તેનું કારણ કદાચ એ હશે કે કારવણનું દેવળ પાસે આવેલું હતું. નકુલીશ પાશુપત શાખાવાળા શિવના ચુસ્ત ભક્ત હતા, અને તે સ્થાપન કરનાર નકુલીશ શિવનો અવતાર ગણાતો. એ શાખા કયારે સ્થાપન થઇ હશે એ નક્કી થયેલું નથી, પણ એમ લાગે છે કે બીજા અને પાંચમા સેંકડાની દરમ્યાન તે સ્થાપન થઇ હશે. નકુલીશને ચાર શિષ્ય હતા, કુશિક, ગાર્ગ્ય, કારૂશ અને મૈત્રેય. એ ચાર જણે સ્થાપન કરેલી શાખાઓ આખા હિંદુસ્તાનમા પથરાઈ હતી. નકુલીશ શાખાના ખાસ પ્રતિનિધિ હાલ જણાતા નથી તોપણ દશનામી અથવા અતિત લોકો, જો કે શંકરાચાર્યને માન આપે છે તો પણ તેમની રીતરિવાજ ઉપરથી નકુલીશ જેવા લાગે છે. તેઓ આખા શરીરે રાખ ચોળે છે, દાટેલા અતિતની સમાધિ ઉપર લિંગ ઘાલે છે અને શૈવ દેવાલયો ઉપર માલકી હકક રાખે છે. પાશુપત શાખાવાળા પોતાની શાખા માટે લડવાને હમેશ તૈયાર હતા અને જે રાજા તેમનો ધર્મ પાળતા તેમના લશ્કરમાં રહી લડતા. તેઓ લગ્ન કરતા નહીં તેથી શરીરે મજબુત રહેતા. હિંદુસ્તાનના પ્રાચીન વખતના રાજા પાશુપત શાખાનો ધર્મ પાળતા તે ઘણું કરીને આવા લોકોને પોતાના લશ્કરમાં દાખલ કરાવવા પાળતા. હશે આ લડવૈયા સાધુઓના ગુરૂને ધર્માધ્યક્ષ તરીકે ખાસ માન આપવામાં આવતું. ઉદાહરણ તરીકે ચોથો શીલાદિત્ય 'બાવ પાદાનુ' ધ્યાત' અને તેનાએ પછી થયેલા બધા શીલાદિત્ય રાજા 'બાપ પાદાનું ધ્યાત' કહેવાતા. એ બને

વિશેષણોનો અર્થ બાપ અથવા બાપના પગ આગળ નમસ્કાર કરનાર થાય છે બાપ, એ જુના પ્રાકૃત અથવા દેશી બાપ ઉપરથી થયેલું રૂપ છે. હિંદુસ્તાની અથવા ગુજરાતી 'બાબા' નુ મૂળ રૂપ 'બાપ' છે. ગોસાઈ અથવા અતીત લોકોના સંબંધમાં હજી પણ 'બાવા' એ શબ્દ વપરાય છે 'બાપ પાદાનુ ધ્યાત' એ વિશેષણ નેપાળના કેટલાક રાજાઓના સંબંધમા વપરાયલુ જણાય છે 'બાપ' એ કોઇ અધિરાજ હશે એમ શંકા લેવાનું કારણ રહેતુ નથી, કારણ કે વલભિરાજા અને નેપાલના રાજા એ બનેનો એકજ અધિરાજ હોય એ સંભવતુ નથી બને શૈવ ધર્મ પાળતા અને બનેના તામ્રલેખોમા એકજ વિશેષણ વાપરેલુ છે તેથી એમ અનુમાન કરી શકાય છે કે બાવ અથવા બાપ એ શૈવ ધર્માધ્યક્ષના સંબધમા લખેલુ હોવુ જોઇએ. નેપાળના રાજા વસન્તસેનના તામ્રલેખમા બપ્પના પહેલા પરમ દૈવત એવુ વિશેષણ લખેલુ છે તે ઉપરથી પણ બપ્પ ધર્માધ્યક્ષ હશે એમ માનવાને ટેકો મળે છે મહારાજાધિરાજ, પરમભટ્ટાર્ક, અને પરમેશ્વર એવા વિશેષણ 'બપ્પ' ને લખેલા છે, તે પણ હાલ આપણે બ્રાહ્મણ ધર્મગુરૂને 'મહારાજ, અને દિગંબર જૈન સાધુને ભટ્ટાર્ક કહીએ છીએ તેને મળતુ છે બપ્પ (બાપ) એ શબ્દ મૂળમા શૈવ ધર્માધ્યક્ષોને ખાસ રીતે લાગુ છતા પાછળથી વૈષ્ણવ અને બૌદ્ધ ધર્માધ્યક્ષના સંબધમા પણ વાપરેલો જણાય છે.

**વલભિ રાજાઓની ઉત્પત્તિ**

વલભિ વંશ સ્થાપન કરનાર, સેનાપતિ ભટાર્ક કઇ જાતનો હશે એ શક ભરેલુ છે વલભિ તામ્રપટોમા રાજા કઇ જાતના હતા એ લખેલુ નથી ચાલુક્ય અને રાષ્ટ્રકૂટ તામ્રપટોમા વલભિ રાજાઓ વિષે કઇ લખ્યુ નથી ગેહેલોટ અને ગોહિલ લોકો વલભિના વંશના છે, છતા તેઓ પોતાની મૂળ જાતથી ઓળખાતા નથી પણ ગુહ અથવા ગુહસેન રાજા (ઇ સ ૫૫૯–૫૬૭) ના નામ ઉપરથી ઓળખાય છે આ ઉપરથી એમ ધારી શકાય છે કે વલભિ રાજાઓ હલકી જાતના અથવા પરદેશથી આવેલી જાતના હશે. કદાચ એમ

પણ હોય કે સેનાપતિ ભટાર્ક ગુર્જર જાતનો હોય અને તેના વંશની ચડતી થવાથી, તેની જાત ઉપરથી ગુર્જર-રાષ્ટ્ર અથવા ગુજરાત નામ પડયું હોય ગુજરાત એ નામ પ્રથમ પરદેશી લોકો વાપરતા અને પછી ગુજરાતના લોકો પણ વાપરવા લાગ્યા ભટાર્ક અને તેના વંશના રાજા સિવાય બીજા કોઈ રાજા એવા મોટા થઇ ગયા નથી કે તેમની જાત ઉપરથી દેશનું નામ પડે પણ વલભિરાજા ગુર્જર નહીં હોય એમ કહેવાને એ આધાર બતાવી શકાય છે કે પ્રખ્યાત ચીનો હુએનત્સાંગ વલભિ રાજાને ક્ષત્રિય કહે છે પણ હુએનત્સાંગે જે કહ્યું છે તે વલભિ વંશ સ્થાપન થયા પછી સો વર્ષે કહ્યું છે તેથી કદાચ એમ પણ બન્યું હોય કે તેમની મૂળ જાત વિસારે પાડી વલભિ રાજાઓએ ક્ષત્રિ હોવાનું ડોળ ઘાલ્યું હોય. મૂળમાં હલકી જાતના છતાં રાજાઓએ પાછળથી ઉંચી ઉત્પત્તિનું ડોળ ઘાલ્યાના ઘણા દાખલા બનેલા છે ગુજરાત અને કાઠીઆવાડમાં રજપૂત કહેવાતા ઘણા કુળની ઉત્પત્તિ હલકી અથવા પરદેશી જાતમાંથી થયેલી છે. નન્દીપુરી અથવા નાંદોદ ( ઇ સ. ૪૫૦ ) ના શરૂઆતના રાજા પોતે ગુર્જર હોવાનું જણાવે છે, પરંતુ પાછળથી થયેલા રાજા મહાભારતના વીર પુરૂષ કરણથી પોતાની ઉત્પત્તિ થયેલી હોવાનું જણાવે છે. નાંદોદના એ ગુર્જર રાજાઓએ ( દદ બીજો અને જયભટ બીજો ) વલભિ રાજાઓને એવી રીતે મદદ કરેલી હતી કે જે ઉપરથી એમ અનુમાન કરી શકાય કે તેમના વચ્ચે કંઇ નિકટનો સંબંધ હોવો જોઇએ. અને એ સંબંધ કદાચ તેમની એકજ જાત હોવાનો હશે નાંદોદના હાલના રાજા પોતાની ઉત્પત્તિ કરણથી બતાવે છે તોપણ તેઓ ગોહિલ કહેવાય છે, અને ભાવનગરના ગોહિલ વલભિ રાજા ગુહસેનથી ઉત્પન્ન થયેલા હોવાનું કહે છે, તે ગોહિલ અને નાંદોદવાળા ગોહિલ એકજ ઉત્પત્તિના છે એમ કબુલ કરવામાં આવે છે. આ ઉપરથી એમ માની શકાય છે કે વલભિ રાજા અને ગુર્જર રાજા એકજ જાતના હતા અને ગુર્જર રાજો વલભિ રાજાના કુળની એક શાખા હતી વલભિ રાજાઓ ગુર્જર રાજાઓના અમલમાં ભરૂચમાં દાન કેમ કરી

શકયા તેનો ખુલાસો પણ આથી થાય છે. વળી વલભિના રાજા તેમના અધિરાજ અથવા સ્વામી હશે તેથી ગુર્જર રાજાઓ 'સામંત' કહેવાતા હશે એમ પણ આ ઉપરથી ધારી શકાય છે.

સેનાપતિ ભટાર્ક, ઇ સ ૫૦૯-૫૨૦ ?

સેનાપતિ ભટ્ટાર્કનું તામ્રપટ મળેલું નથી, પણ તેના પુત્ર ધ્રુવસેનનું વલભિ અથવા ગુપ્ત સંવત્ ૨૦૭ (ઇ. સ. ૫૨૬) નું તામ્રપટ મળ્યું છે તે ઉપરથી જણાય છે કે ધ્રુવસેન એ સેનાપતિ ભટ્ટાર્કનો ત્રીજો પુત્ર હતો. એક તામ્રપટમાં સેનાપતિ ભટ્ટાર્કનાં વખાણ તરીકે નીચેનો મજકુર લખ્યો છે. તે ઉપરથી માલમ પડે છે કે કઇ સત્તાને હરાવી ભટ્ટાર્કે રાજ્ય મેળવ્યું. "મૈત્રકો કે જેમણે બળાજોરીથી પોતાના દુશ્મનોને તાબે કર્યા હતા તેમના મોટા અને બળવાન લશ્કર ઉપર સેંકડો ઘા કરી જેણે કીર્તિ મેળવી" મૈત્રકનો અર્થ સૂર્યવંશી થાય છે. આ મૈત્રકો મ્હેર જાતના લોક હતા એમ આગળ મ્હેર લોકો વિષે પ્રકરણ છે તેમાં બતાવવામાં આવ્યું છે. મ્હેર જાત એક વખત કાઠીઆવાડમાં ઘણી પ્રબળ હતી અને હજી પણ કાઠીઆવાડના વાયવ્યકોણમાં બરડા પર્વત આગળ માલમ પડે છે પોરબંદરના [illegible]ડવા રાજા આ મ્હેર જાતના છે તેઓ હજી પણ મ્હેર કહેવાય છે અને [illegible]ર જાત તેમને પોતાના મુખ્ય ગણે છે મ્હેર લોકોની દંતકથા એવી છે મકરધ્વજને મયૂરધ્વજ સાથે યુદ્ધ થયું હતું મકર અથવા માછલી એ [illegible]ર જાતનું ચિન્હ છે અને મોરબીથી મળેલા એક તામ્રપટ ઉપર ( ઇ સ. [illegible]૪, ગુપ્ત ૫૮૫ ) તથા મ્હેર રાજા જૈકદેવના બનાવેલી તામ્રપટ ઉપર જોવા[illegible] આવે છે. એથી ઉલટ મયૂર એ ગુપ્ત રાજાઓનું ચિન્હ છે તેથી મયૂર[illegible]ન્હની ધજાવાળા ગુપ્ત રાજા હશે એમ લાગે છે ચન્દ્રગુપ્ત અને બીજા [illegible]મ રાજાઓએ ગુજરાત ઉપર રાજ્ય કર્યું તેમનું ચિન્હ મયૂર હતું એમ [illegible]નના સિક્કા ઉપરથી જણાય છે મકરધ્વજને મયૂરધ્વજ સાથે યુદ્ધ થયેલું [illegible]વાની મ્હેર લોકોની દંતકથા છે, તે મ્હેર લોકોને ગુપ્ત રાજા સાથે અથવા [illegible]ના હાકિમ સાથે ( ઇ. સ. ૪૭૦ ના અરસામા ) યુદ્ધ થયા ઉપરથી ચાલી

હશે એમ લાગે છે. મૈત્રકો ઉત્તર તરફથી આવેલી હતી અને પશ્ચિમ તરફ પંજાબ તરફથી ગુજરાતમા દાખલ થઇ હતી તેમના સરદાર જસલ, અને, બાડ અને કોમનના નામ ઉપરથી જેસલમેર, બાડમેર, બાડમેર અને કોમલમેર નામ થયા હતા ગુપ્તોને હરાવનાર પંજાબ તરફથી આવેલા મિહિરકુલ (ઇ. સ. ૫૧૨-૫૪૦ ?) ના નામ ઉપરથી તથા તેના વખત ઉપરથી એમ લાગે છે કે તે મહેર જાતનો હશે મ્હેર લોકો એજ કદાચ હુણ લોકો હશે અને એમ નહીં હોય તોપણ જીત કરતા હુણ લોકોની સાથે તેઓ ભળી ગયા હશે અને તેમની સાથે દક્ષિણમા આવી કાઠીઆવાડમા પોતાનુ રાજ્ય સ્થાપન કર્યું હશે સેનાપતિ ભટાર્કે કાઠીઆવાડનો દક્ષિણ ભાગ તેમની પાસેથી જીતી લીધા પછી, મ્હેર લોકો કાઠીઆવાડના ઉત્તર ભાગ તરફ ગયાનું જણાય છે સેનાપતિ ભટાર્ક, ગુપ્ત રાજાઓનો સેનાપતિ હશે એમ ધારવામા આવે છે તેણે તથા તેના વંશજોએ ગુપ્ત સંવત્ ચાલતો રાખ્યો છે અને તેના સિક્કા પણ ગુપ્ત રાજાઓના સિક્કા જેવા છે, તેથી આ માનવાને ટેકો મળે છે તોપણ નવા રાજા જૂના રાજાનો સંવત્ ચાલતો રાખે એટલા ઉપરથી નિઃસંદેહ એમ અનુમાન કરી શકાય નહીં કે નવા રાજાને જૂના રાજા સાથે કંઇ સબંધ હોવો જોઇએ ગુર્જરેશ્વર (ઇ. સ. ૫૮૦) અને ચાલુક્ય (ઇ. સ. ૬૪૨) રાજાઓએ ત્રૈકૂટક સંવત્ વાપરેલો છે. તોપણ તેમની સાથે તેમને કંઇ સબંધ હોય એમ જણાતુ નથી શરૂઆતના વલભિ રાજાઓ બીજા કોઇ રાજાને અધિરાજ તરીકે માન આપતા હતા એમ તેમના તામ્રપટ ઉપરથી જણાય છે, પણ આ રાજા ગુપ્ત વંશના રાજા હશે કે બીજા કોઇ વંશના હશે એ નક્કી થઇ શકતુ નથી.

**સેનાપતિ ભટાર્કના પુત્રો.** ભટાર્કના પ્રપૌત્ર ધરસેન (ઇ સ ૫૭૯) રાજા સુધીના બધા રાજાના તામ્રપટમા વંશવિસ્તારનું ઝાડ આપેલુ છે ત્યાર પછીના તામ્રપત્રોમા માત્ર રાજ્ય કર્તાનો વંશ જણાવ્યો છે ધરસેનના વખત સુધીના તામ્રપત્રો ઉપરથી જણાય છે કે સેનાપતિ ભટાર્કને ચાર પુત્ર હતા (૧) ધરસેન, (૨) દ્રોણસિંહ, (૩)

ધ્રુવસેન અને ( ૪ ) ધરપટ. પહેલા પુત્ર ધરસેન વિષે કંઇ માહિતી મળતી નથી. તેનું નામ તેના ભાઇ ધ્રુવસેનના તામ્રપટમાં જોવામાં આવે છે. તેમાં તેને સેનાપતિ લખ્યો છે. એજ પ્રમાણે બીજા પુત્ર દ્રોણસિંહ વિષે પણ ધ્રુવસેનના તામ્રપટ સિવાય માહિતી મળવાનું બીજું કંઇ સાધન નથી. આ તામ્રપટમાં પોતાના પિતા તથા મોટા ભાઇની પેઠે દ્રોણસિંહને સેનાપતિ નહીં પણ 'મહારાજ' લખ્યો છે. અને જણાવ્યું છે કે તેને તેના 'પરમ સ્વામી' એ રાજ્ય સત્તા આપી ગાદીએ બેસાડયો હતો. આ 'પરમ સ્વામી' તેનો બાપ ભટાર્ક નહીં હોય, પણ જે રાજાનો ભટાર્ક સેનાપતિ હતો તે હશે એમ લાગે છે. દ્રોણસિંહને કઇ જગોએ ગાદીએ બેસાડયો હતો એ જણાતું નથી, પણ કાઠીઆવાડના વાવ્યકોણમાંથી મ્હેર લોકોને સેનાપતિ ભટાર્કે કાઢયા હતા તે ભાગમાં બેસાડયો હશે એમ લાગે છે.

ધ્રુવસેન ૧ લો. ઈ. સ. ૫૦૬–૫૩૫.

ધ્રુવસેન નામના ઘણા વલભિ રાજા થયા છે, તેમાં સૌથી પહેલો, સેનાપતિ ભટાર્કનો ત્રીજો પુત્ર ધ્રુવસેન હતો તેનાં ત્રણ તામ્રપટ મળ્યા છે. કુકડવાળા તામ્રપટમાં ગુપ્ત ૨૦૭ ( ઇ. સ. ૫૨૬ ) ની સાલ છે. જૂનાગઢથી મળેલા તામ્રપટમા ગુપ્ત ૨૧૦ ( ઇ સ. ૫૨૯ ) ની સાલ છે, અને વળાથી મળેલા તામ્રપટમાં ગુપ્ત ૨૧૬ ( ઇ. સ ૫૩૫ ) ની સાલ છે ધ્રુવસેનનું એક વિશેષણ 'પરમ ભટ્ટાર્ક પાદાનું ધ્યાત ' એટલે, સ્વામીના પગ આગળ નમન કરતો, એવું છે. એ સ્વામી તેના ભાઇ દ્રોણસિંહને ગાદી આપનાર રાજા હશે તેનો પિતા માત્ર ' ભટાર્ક ' લખાય છે, પરમ ભટ્ટાર્ક લખતો નથી તેથી તેનો સ્વામી તેનો પિતા ભટાર્ક હોવાનું સંભવિત લાગતું નથી ધ્રુવસેનનાં બીજાં વિશેષણ ' મહારાજ ' ' મહા સામંત ' એ વગેરે છે તેથી પણ એમ માનવાને ટેકો મળે છે કે તેને માથે બીજો કોઇ અધિરાજ હોવો જોઇએ. ઇ. સ. ૫૩૫ ની સાલના તામ્રલેખમાં ' મહા પ્રતિહાર ' ( મોટો દ્વારપાળ ). ' મહા દંડ નાયક ' ( મોટો માજીસ્ટ્રેટ ), મહાકાર્તકૃતિક ( મોટો સેનાપતિ ) એવાં વિશેષણ પણ તેના

નામને જોડેલાં છે આ વિશેષણ એમ દેખાડે છે કે તે મોટા ગામના તાબામાં રાજ્ય કરતો હોવો જોઇએ ધ્રુવસેન તેના ભાઇ દ્રોણસિંહ પછી ગાદીએ બેઠો હશે કે તેની સાથેજ જૂદા પ્રદેશ ઉપર રાજ્ય કરતો હશે એ નક્કી કરવા સાધન નથી તેના વિશેષણો ઉપરથી એમ લાગે છે કે તેના ભાઇની પછી તે ગાદીએ બેઠો નહીં હોય, પણ તેના વખતમાંજ રાજ્ય કરતો હશે ગમે તેમ હશે તો પણ વલભિ સાથે જેનો સંબંધ જણાયો હોય એવો પહેલો રાજા ધ્રુવસેન છે, કારણ કે ઇ સ ૫૨૬ અને ૫૨૯ની સાલવાળા તામ્ર તેણે વલભિથી આપેલા હોવાનું લખેલું છે

આ તામ્રપટોમાં ધ્રુવસેનનો પિતા ભટાર્ક તથા તેનો મોટો ભાઇ 'પરમ માહેશ્વર' (શિવપૂજક) હોવાનું લખ્યું છે અને ધ્રુવસેન પોતે 'પરમ ભાગવત' (વિષ્ણુપૂજક) હોવાનું લખ્યું છે પણ ઇ સ ૫૩૫ વાળા તામ્રપટ ઉપરથી જણાય છે કે તેની ભત્રિજી દુડ્ડા (અથવા ડુડ્ડા) બૌદ્ધ હતી અને તેણે વલભિમાં બૌદ્ધ ધર્મનો મઠ બંધાવ્યો હતો ધ્રુવસેનની છેલ્લામાં છેલ્લી સાલ ઇ સ ૫૩૫ (ગુપ્ત ૨૧૬) ની જણાઇ છે ધરપટ્ટને 'મહારાજા' કહેલો છે અને ધ્રુવસેનનું છેલ્લામાં છેલ્લું તામ્રપત્ર જે સાલનું છે ત્યાર પછી ચોવિસ વર્ષે ધરપટ્ટના પુત્ર (ઇ સ ૫૫૯) ગુહસેનનું તામ્રપટ થયેલું જણાય છે તે ઉપરથી એમ લાગે છે કે ધ્રુવસેન પછી ગાદી ધરપટ્ટને મળી હશે એથી ઉલટું ગુહસેનના ઇ સ ૫૫૯ના તામ્રપટમાં લખ્યું છે કે તેના બાપા ધ્રુવસેનને પગે પડવાથી (એટલે કે તેની પછી ગાદીએ બેસવાથી) પવિત્ર થયા છે તેથી એમ પણ ધારી શકાય છે કે તે ધ્રુવસેન પછી ગાદીએ બેઠો હશે

ગુહસેન ત્રણ તામ્રપટ અને એક લેખ મળ્યા છે બે તામ્રપટો વળામાંથી

શુહસેન, ઈ સ ૫૩૯-૫૬૯ (?)

મળ્યા છે તેની ઉપર ઈ સ ૫૫૯ અને ૫૬૫ (ગુપ્ત ૨૪૦ અને ૨૪૬) ની સાલો છે, ત્રીજું તામ્રપટ ભાવનગરથી મળ્યું છે તેની ઉપર ઈ સ ૫૬૭ (ગુપ્ત ૨૪૮) ની સાલ છે લેખ, વળામાંથી મળેલા એક માટીના વાસણ ઉપર છે અને તેમાં ઇ સ ૫૬૬ (ગુપ્ત ૨૪૭) ની સાલ છે વલભિ

વંશમા ગુહસેન મહા પ્રતાપી રાજા થયો હશે એમ લાગે છે કાઠીઆવાડ અને રજપૂતાના ગોહિલ અને શેલોટ રજપૂતો, જેઓ વલભિ કુળના ગણાય છે તેઓનુ નામ ગુહસેનના નામ ઉપરથી પડયુ હતુ ગુહસેન એ સંસ્કૃત શબ્દ છે અને તેનો અર્થ "જેનુ લશ્કર કાર્તિક સ્વામિના લશ્કર જેવુ છે તે" એ પ્રમાણે થાય છે પાછલા વખતના વલભિ વંશના તામ્રપટોમા રાજાની વંશાવળી ગુહસેનથી શરૂ કરેલી જણાય છે, એટલે કે વલભિ વંશનો પહેલો રાજા તે હતો એમ તેમા માનેલુ જણાય છે ગુહસેન વલભિ વંશનો પહેલો રાજા ગણાતો હશે તે ઉપરથીજ તેના નામ ઉપરથી ગોહિલ વગેરે રજપુતોની શાખાઓના નામ પાડ્યા હશે એમ લાગે છે ગુહસેનના પહેલા થયેલા રાજાઓની પેઠે ગુહસેન પણ 'મહારાજ' લખાયો છે એક ઠેકાણે તેને 'પરમમાહેશ્વર' (શૈવ) કહેલો છે અને બીજે ઠેકાણે 'પરમોપાસક' (બૌદ્ધ) કહેલો છે વળી તેની ફોઇની દીકરી દુદ્દાએ બંધાવેલા બૌદ્ધ મઠને પણ તેણે દાન આપેલા છે ગુહસેન તેના પૂર્વજોની પેઠે શૈવ હશે, તોપણ બૌદ્ધ ધર્મ વાળાને ઉત્તેજન આપતો હશે એમ લાગે છે ગુહસેનનું રાજ્ય ક્યારથી શરૂ થયુ તે જાણવાને સાધન નથી ઈ સ ૫૩૯ (ગુપ્ત ૨૨૦) પહેલા તે ગાદીએ નહી બેઠો હોય એમ લાગે છે તેની છેલ્લામા છેલ્લી સાલ ઇ સ ૫૬૭ (ગુપ્ત ૨૪૮) જણાઇ છે પણ તેણે કદાચ બે ત્રણ વર્ષ વધારે રાજ્ય કર્યું હશે

ધરસેન બીજો, ઇ સ ૫૬૯–૫૮૯

ગુહસેન પછી આશરે ઇ સ, ૫૬૯ (ગુપ્ત ૨૫૦) માં તેનો પુત્ર બીજો ધરસેન ગાદીએ બેઠો તેના પાચ તામ્રપટ મળ્યા છે, તે પૈકી ત્રણ ઉપર ઇ સ ૫૭૧ (ગુપ્ત ૨૫૨), ચોથા ઉપર, ઇ સ ૫૮૮ (ગુપ્ત ૨૬૯) અને પાચમા ઉપર ઇ સ ૫૮૯ (ગુપ્ત ૨૭૦) એ પ્રમાણ સાલો છે પહેલા ત્રણ તામ્રપટમા ધરસેનને 'મહારાજ' લખ્યો છે, છેલ્લા બેમા 'મહા સામંત' વિશેષણ વધાર્યું છે, તે ઉપરથી એમ લાગે છે કે છેલ્લના વખતમા ધરસેનને માથે કોઇ સ્વામી થયો હશે ધરસેનના બધા તામ્રપટમા તેને 'પરમ માહેશ્વર' લખ્યો છે, તે ઉપરથી એમ લાગે છે કે તે શૈવ ધર્મ પાળતો હશે

ધરસેનનું ઉહેલું તામ્રપટ ઇ સ ૫૮૯ ની સાલનું છે. ત્યાર પછી ઇ સ ૬૦૭ નું એટલે અઢાર વર્ષ પછીનું તેના પુત્ર પહેલા શીલાદિત્યનું તામ્રપટ મળ્યું છે.

ધરસેન બીજા પછી તેનો પુત્ર શિલાદિત્ય ગાદીએ બેઠો આ રાજાનું બીજું નામ ધર્માદિત્ય છે શત્રુંજય મહાત્મ્યમાં એનું ભવિષ્ય જણાવ્યું છે કે વિક્રમ સંવત્ ૪૭૭ ( ઇ સ. ૪૨૦ ) મા શીલાદિત્ય નામે રાજા થશે તે જૈન ધર્મનો ફેલાવો કરશે આ મહાત્મ્ય આધુનિક છે, એટલે તેની ઉપર કંઇ ભરોસો રાખી શકાતો નથી વિક્રમ સંવત્ ૪૭૭ ( ઇ. સ ૪૨૦ ) મા તો વલભિ વંશની સ્થાપના પણ થઇ નહોતી, એટલે તે વખતે શીલાદિત્ય રાજા શી રીતે થયો હોય ? જો એ સાલ વિક્રમ સંવત્ ની નહીં પણ શક સંવત્‌ની હશે એમ માનીએ તોપણ શક ૪૭૭ મા ગુપ્ત ૨૩૭ અથવા ઇ. સ ૫૫૬ ની સાલ આવે, એટલે કે આ રીતે જોતા પણ શીલાદિત્યની ખરી સાલ કરતા મહાત્મ્યની સાલ વહેલી આવે છે

શીલાદિત્ય ૧ લો, ઇ. સ ૫૯૪–૬૦૭

શીલાદિત્યના તામ્રપટોમા તે શૈવ હોવાનું જણાવેલું છે તોપણ તેણે બૌદ્ધ ધર્મવાળાને પણ કેટલાક દાન આપ્યા હતા તે ઉપરથી એમ લાગે છે કે બૌદ્ધ ધર્મવાળાઓને તે માન આપતો હશે એક તામ્રપટમા લેખકનું નામ સંધિવિગ્રહિક ચંદ્રભટ્ટિ જણાવેલું છે બૌદ્ધ ધર્મવાળાને એ દાન અપાવનાર (દૂતક) ભટ્ટ આદિત્ય યશસ્ નામનો એક માણસ હતો શિવના એક દેવળને દાન આપેલું છે તે અપાવનાર શિલાદિત્ય પછી ગાદીએ બેસનાર તેનો ભાઇ ખરગ્રહ હતો.

શીલાદિત્યે ઘણું કરીને ઈ સ ૫૯૪ ( ગુપ્ત ૨૭૫ ) થી ઇ સ ૬૦૯ ( ગુપ્ત ૨૯૦ ) સુધી રાજ્ય કર્યું હશે.

ખરગ્રહ, ઇ સ. ૬૧૦–૬૧૫.

શીલાદિત્ય પછી તેનો ભાઇ ખરગ્રહ ગાદીએ બેઠો ખરગ્રહ પરમ શૈવ હતો શીલાદિત્યે પોતાની હયાતીમાં તેને ગાદીએ બેસાડ્યો હશે, અને શિલાદિત્ય વાનપ્રસ્થ થયો હશે એમ તામ્રલેખો ઉપરથી જણાય છે એ સિવાય ખરગ્રહ વિષે બીજી કંઇ માહિતી મળતી નથી.

ખરગ્રહ પછી તેનો પુત્ર ધરસેન ત્રીજો ગાદીએ બેઠો. આ રાજા વિષે કંઈ માહિતી મળતી નથી

ધરસેન ત્રીજો, ઈ સ ૬૧૫ ૬૨૦

ત્રીજા ધરસેન પછી તેનો નાનો ભાઇ ધ્રુવસેન બીજો ગાદીએ બેઠો આ રાજાનુ બીજુ નામ બાલાદિત્ય હતું આ રાજાના વખતમા પ્રખ્યાત ચિના સાધુ હ્યુએનત્સાગે વલભિની મુલાકાત લીધી હતી ધ્રુવસેનના વિષે

ધ્રુવસેન બીજો, (બાલાદિત્ય) ઈ સ. ૬૨૦–૬૪૦

તામ્રપટમા એમ લખ્યુ છે કે તેણે કનોજ ગેળવી અને નવલિનુ રાજ્ય વધાર્યું એથી ઉલટું ભરૂચના ગુર્જર રાજા ત્રીજા જયભટ (ઈ સ ૭૦૬–૭૩૪) ના નવસારીવાળા તામ્રપટ ઉપરથી એમ જણાય છે કે કનોજના શ્રી હર્ષદેવે (ઈ સ, ૬૦૭–૬૪૮) વલભિના રાજાને હરાવ્યો હતો ત્યારે તે રાજાનુ ભરૂચના બીજા દદ્દ રાજાએ રક્ષણ કર્યું હતું

બીજા ધ્રુવસેન પછી તેનો પુત્ર ચોથો ધરસેન ગાદીએ બેઠો આ રાજા સ્વત ત્ર થયો હશે એમ લાગે છે, કારણ કે તેના એક તામ્રપટમા (ઈ સ ૬૪૯ ગુપ્ત ૩૩૦) તેને પરમ ભટ્ટાર્ક, મહારાજાધિરાજ, ચક્રવર્તી એ પ્રમાણે વિરૂદ આપેલા છે ધરસેન પછીના રાજાઓએ 'મહારાજાધિરાજ' નુ વિરૂદ વાપરવાનુ જારી રાખ્યુ છે, પણ ધરસેન સિવાય બીજા કોઇ રાજાએ ચક્રવર્તી વિરૂદ વાપર્યુ નથી

ધરસેન ૪ થો, ઈ સ ૬૪૦–૬૪૯

ધરસેનના બે તામ્રપટ મળ્યા છે એકની ઉપર ઈ સ ૬૪૫ (ગુ ૩૨૬) ની સાલ છે અને બીજા ઉપર ઈ સ ૬૪૯ (ગુ ૩૩૦) ની સાલ છે તેના પિતા, બીજા ધ્રુવસેનનુ તામ્રપટ ઈ સ ૬૩૪ (ગુ ૩૧૫) ની સાલનુ છે, અને તેની પછી ગાદીએ બેસનાર ત્રીજા ધ્રુવસેનનુ તામ્રપટ ઈ સ ૬૫૧ (ગુ ૩૩૨) ની સાલનુ છે તે ઉપરથી એમ જણાય છે કે ધરસેનનુ રાજ્ય સત્તર વર્ષથી વધારે ચાલ્યુ નથી પ્રખ્યાત સંસ્કૃત કાવ્ય, ભટ્ટિકાવ્ય આ રાજાના વખતમા લખાયુ હતુ, કારણ કે એ કાવ્યનો કર્તા પોતાના ગ્રંથને છેડે જણાવે

છે કે એ કાવ્ય ધરસેન રાજાના રક્ષણમાં રહી તેણે વલભિમાં લખ્યું હતું. વળી આ ગ્રંથકારે ધરસેનને 'નરેંદ્ર' કહ્યો છે તે ઉપરથી એમ લાગે છે કે ધરસેન ઘણો પ્રતાપી અને સ્વતંત્ર રાજા હશે.

ધ્રુવસેન ત્રીજો, ઇ. સ. ૬૫૦–૬૫૬

ધરસેન પછી તેના પિતાના કાકાના છોકરા દેરભટનો પુત્ર ધ્રુવસેન ગાદીએ બેઠો. દેરભટ વલભિનો રાજા થયો નહોતો, પણ વલભિની દક્ષિણના પ્રદેશમાં રાજ્ય કરતો હશે એમ લાગે છે. તેના વિષે એવી હકીકત લખી છે કે અગસ્ત્યની પેઠે તે દક્ષિણ તરફ પ્રસર્યો અને સહ્ય અને વિંધ્યા પર્વત રૂપી બે સ્તનવાળી પૃથ્વીનો તે ધણી હતો. સહ્યાદ્રિ અને વિંધ્યા પર્વત જ્યાં આગળ મળે છે તે પ્રદેશ દેરભટનો હશે. ધરસેન ૪ થાને પુત્ર નહીં હોવાથી દેરભટના પુત્ર ચોથા ધ્રુવસેનને વલભિની ગાદી મળી હશે. ૪ થા ધ્રુવસેનનું માત્ર એકજ તામ્રપટ મળ્યું છે. તેની સાલ ઇ. સ. ૬૫૧ (ગુ. ૩૩૨) છે. ઉત્તર કાઠિઆવાડમાં નવાનગર સંસ્થાનમાં આવેલા પંથવીનું પેટપદ્ર નામનું ગામ એ તામ્ર લેખથી દાન આપેલું છે. ધ્રુવસેન પછી ગાદીએ બેસનાર તેના ભાઇ બીજા ખરગ્રહનું તામ્રપટ ઇ. સ. ૬૫૬ (ગુ ૩૩૭) નું છે, તે ઉપરથી એમ જણાય છે કે ધ્રુવસેનનું રાજ્ય ૭ વર્ષ કરતાં વધારે ચાલ્યું નહીં હોય.

ખરગ્રહ બીજો, ઇ. સ. ૬૫૬–૬૬૫.

બીજા ખરગ્રહના તામ્રપટમાં ૪ થા ધ્રુવસેનના સંબંધમાં વિશેષ માનની લાગણી બતાવેલી જોવામાં આવતી નથી. તે ઉપરથી એમ ધારવામાં આવે છે કે ચોથા ધ્રુવસેન પાસેથી તેણે બળજોરીથી રાજ્ય લઇ લીધું હશેઃ મોટા ભાઇ તરીકે તેનો હક પણ વધારે જણાય છે. ધ્રુવસેન પછી ખરગ્રહ સીધી રીતે અને શાન્તતામાં ગાદીએ આવ્યો હોય એમ લાગતું નથી. ખરગ્રહનું તામ્રપટ ઇ. સ. ૫૫૬ (ગુપ્ત ૩૩૭) ની સાલનું છે તે તેના દિવિરપતિ (ચીફ સેક્રેટરી) સ્કંદભટના પુત્ર અનહિલે લખ્યું છે. દાન અપાવનાર અથવા દૂતક પરમાત્રિ (માપણી કરનાર અધિકારી) શ્રીના, નામે હતો.

બીજા ખરગ્રહ પછી ત્રીજો શીલાદિત્ય ગાદીએ બેઠો. એ ખરગ્રહના મોટા ભાઈ બીજા શીલાદિત્યનો પુત્ર હતો. બીજા શીલાદિત્યે વલભિમાં રાજ્ય કર્યું નહોતું, પણ દેરભટની પેઠે વલભિના દક્ષિણ તરફના પ્રદેશમાં હાકેમી ભોગવી હશે એમ લાગે છે, કારણ કે વલભિના વંશમાં રાજ્ય કરનાર તરીકે તેનું નામ જણાવ્યું નથી, તોપણ વિંધ્યા પર્વતવાળી પૃથ્વીનો તેને ધણી કહ્યો છે. ત્રીજા શિલાદિત્યનાં ત્રણ તામ્રપટ મળ્યાં છે, તે પૈકી બેની ઉપર ઇ. સ. ૬૬૬ (ગુપ્ત ૩૪૬) ની સાલ છે. અને ત્રીજા ઉપર ઇ.સ. ૬૭૧ (ગુપ્ત ૩૫૨) ની સાલ છે. પરમ ભટ્ટાર્ક, મહારાજા ધિરાજ, પરમેશ્વર એ પ્રમાણે તેના બિરુદ લખ્યાં છે. તેના પછી થએલા વલભિ રાજાઓએ પણ એજ બિરુદ વાપર્યાં છે. જો કે એ રાજાઓનાં બીજાં નામ હશે તોપણ ત્યાર પછીનો દરેક રાજા શીલાદિત્ય કહેવાયો છે.

શીલાદિત્ય ત્રીજો, ઇ. સ. ૬૬૭-૬૭૫:

ત્રીજા શીલાદિત્ય પછી તેનો પુત્ર ચોથો શીલાદિત્ય ગાદીએ બેઠો. તેનું એક તામ્રપટ ઇ સ ૬૯૧ (ગુપ્ત ૩૭૨) ની સાલનું મળ્યું છે. એ તામ્રપટ તૈયાર કરનાર બાપ ભોગીકનો પુત્ર દેવિરાપતિ શ્રી હરગણ હતો. દાન અપાવનાર (દૂતક) રાજપુત્ર ખરગ્રહ હતો. આ ખરગ્રહ પાંચમાં શિલાદિત્યનું નામ હશે.

શીલાદિત્ય ૪ થો, ઇ. સ. ૬૯૧.

ચોથા શિલાદિત્ય પછી ગાદીએ બેસનાર તેના પુત્ર પાંચમા શિલાદિત્યનાં બે તામ્રપટ ગોંડળથી મળ્યા છે. બંને ઉપર ઇ સ. ૭૭૨ (ગુપ્ત ૪૦૩) ની સાલ છે, અને બંનેમાં એકજ જણને દાન આપેલાં છે. બંને તામ્રપટ લખનાર બુદ્ધભટનો પુત્ર ગિલ્લક હતો અને દાન અપાવનાર રાજપુત્ર શીલદિત્ય હતો.

શીલાદિત્ય ૫ મો ઇ. સ. ૭૨૨.

પાંચમા શિલાદિત્ય પછી ગાદીએ બેસનાર તેના પુત્ર છઠ્ઠા શીલાદિત્યનું એક તામ્રપટ મળ્યુ છે. તેની સાલ ઇ. સ. ૭૬૦ (ગુપ્ત ૪૪૧) છે એ તામ્રપટ વાળું દાન કોઇ અથર્વ વેદી બ્રાહ્મણને આપેલું છે. તામ્રપટ લખનાર એમપથનો પુત્ર સપ્તગુપ્ત છે. અને દૂતક ગજશાતિ શ્રી જજ્જર છે,

શીલાદિત્ય છઠ્ઠો, ઈ. સ. ૭૬૦.

શીલાદિત્ય ૭ મો, ઇ. સ. ૭૬૬.

છઠ્ઠા શીલાદિત્ય પછી ગાદીએ બેસનાર તેનો પુત્ર સાતમા શીલાદિત્યનું એક તામ્રપટ ઇ. સ. ૭૬૬ (ગુપ્ત ૪૪૭) નું મળ્યું છે.



અથવા ધર્માદિત્ય ઇ સ ૬૫૧
શીલાદિત્ય ૩ જો  ૨ જો ) (ગુ ૩૩૨)
ઇ સ ૬૭૧  ઇ સ ૬૫૬  ધરસેન ૪ થો
(ગુ ૩૫૨ )  (ગુ ૩૩૭)  ઇ સ ૬૪૫, ૬૪૯
(ગુ ૩૨૬, ૩૩૦ )

શીનાદિત્ય ૪ થો
ઇ સ ૬૯૧, ૬૯૮ ( ગુ ૩૭૨, ૩૭૯ )

શીલાદિત્ય ૫ મો
ઇ સ ૭૨૨ ( ગુ ૪૦૩ )

શીલાદિત્ય ૬ ઠો
ઇ સ ૭૬૦ ( ગુ ૪૪૧ )

શીલાદિત્ય ૭ મો
ઇ સ ૭૬૬ ( ગુ ૪૪૭ )

વલભિનો નાશ ઇ સ ૭૫૦–૭૭૦

વનભિનો નાશ થયા વિષે અનેક દંતકથાઓ ચાલે છે અને તે ક્યારે અને શી રીતે થયો એ વિષે જૂદા જૂદા વિદ્વાનોએ જૂદી જૂદી કલ્પનાઓ કરી છે, પરંતુ તામ્રપટ ઉપરથી મળેલા પુરાવા સાથે બંધ બેસતી આવે એવી માત્ર એકજ દંતકથા છે અને તે ખરી હશે એમ લાગે છે તામ્રપટ ઉપરથી જણાય છે કે ઇ સ ૭૬૬ ( વલભિ સવત ૪૪૭ ) મા શીલાદિત્ય નામનો રાજા રાજ્ય કરતો હતો આ શીલાદિત્ય પછી વલભિ વંશનો કોઇ રાજા થયો હોવાનુ જણાતુ નથી તેના વખતમા કાકુ નામનો મારવાડી પોતાનુ વતન પલ્લી નામે શહેર છોડી વલભિ આવ્યો હતો તે ઘણોજ ગરીબ હોવાથી રંક નામે ઓળખાવા લાગ્યો પાછળથી તે ઘણી દોલત કમાયો તેથી ઝુપડી છોડી મહેલ બાધી રહેવા લાગ્યો તેની પુંજી દિન પ્રતિદિન વધવા લાગી અને આખરે તે કોટ્યાધિ કહેવાયો એક દિવસે રંકની છોકરી રત્ન-

જડીત સોનાની કાંસકી વડે માથું ઓળતી હતી, તે રાજાની કુંવરીના જોવામાં આવી, અને તે લેવાનું તેને મન થયું, પણ રંકે તે આપી નહીં તેથી શીલાદિત્યે બળાત્કારે ખુંચી લીધી આથી રંકને ગુસ્સો ચડયો જેથી તે મ્લેચ્છ દેશમાં ગયો અને ત્યાંના બાદશાહને કહેવા લાગ્યો કે જો તમે વલભિનો નાશ કરો તો ૯ કરોડ મહોરો આપું બાદશાહે તે કરાર કબુલ કરી વલભિપુર ઉપર ચઢાઇ કરી લડાઇ થઇ તેમાં શીલાદિત્ય હાર્યો અને મરાયો, તથા મ્લેચ્છોએ જાણે રમત કરતા હોય તેમ વલભિપુરનો નાશ કર્યો

આ દંતકથા અલ્બરૂનિ (ઇ સ ૧૦૩૦) ના લખાણમાં નોંધી રાખેલી છે તે ઉપરથી જણાય છે કે રંક જે મ્લેચ્છ બાદશાહના લશ્કરને તેડી લાવ્યો તે સિંધની તે વખતની રાજધાની મનસૂરનો આરબ બાદશાહ હતો આરબ લશ્કર દરિઆ રસ્તે ચઢી આવ્યું હતું એમ અલ્બરૂનિ જણાવે છે પણ તે કયા સાલમાં આવ્યું હતું તેની કંઇ સાલ જણાવતો નથી મનસુર નગર ઇ સ ૭૫૦ પછી સ્થાપન થયું હતું અને વલભિ રાજા શીલાદિત્ય નો ઇ સ ૭૬૬ માં રાજ્ય કરતો હતો એમ તેના તામ્રપત્ર ઉપરથી જણાય છે, તેથી એમ લાગે છે કે વલભિ ઉપર આરબ લોકોની ચઢાઇ ઇ સ ૭૫૦ પછી અને ઇ સ ૭૭૦ ની પહેલા થઇ હશે સિંધનો ઇતિહાસ લખનાર આરબ ગ્રંથકારો જણાવે છે કે ઇ સ ૭૫૮ (હીજરી ૧૪૦ માં ખલીફ મનસૂરે અમરૂ બીન જમાલને કેટલાક વહાણ સાથે બારડ ના કિનારા ઉપર મોકલ્યો હતો પણ તેમાં તેને ફતેહ મળી નહોતી વીસ વર્ષ પછી, ઇ સ ૭૭૬ (હીજરી ૧૬૦) માં તેણે બીજી ચઢાઇ કરી, તેમાં તેને ફતેહ મળી અને એ શહેર તે લઇ શક્યો, પણ તેના લશ્કરમાં મંદવાડ ચાલવાથી તેને પાછું આવવું પડયું હતું આ લખાણમાં 'બારડ' શબ્દ લખ્યો છે તે 'બલભ' ને બદલે આરબ લેખકોના દોષથી 'બારડ' લખાયો હશે અથવા વંચાયો હશે એમ માનીએ તો તેથી વલભિનો નાશ થવા વિષે ચાલતી દંતકથાને ટેકો મળે છે વલભિ જેવું નગર આઠમા સૈકાના આરબોની જાણમાં ન હોય અને અગીયારમા સૈકામાં અલ્બરૂનિ જાણમાં આવ્યું હોય એ સંભવિત નથી. કદાચ 'બારડ' નામનું

બીજું નગર આહમા સૈકડામાં કાઠીઆવાડની નૈરૃત્ય કોણમાં હશે એમ માનવામાં આવે તો 'બરડ' ઉપર ચઢી આવનાર એજ બલભ (વલભિ) નો નાશ કરનાર હશે એમ ચોકસ રીતે કહી શકાય નહીં. સિંધનો ઇતિહાસ લખનારા વળી જણાવે છે કે આરબોએ તે વખતે 'કંદહાર' ઉપર પણ દરિયા રસ્તે ચઢાઇ કરી હતી. વલભિનો નાશ થયા પછી વલભિ રાજા ખંભાત પાસે આવેલા ગંધારના કિલ્લામાં જઇ રહ્યા હતા. ત્યાંથી પણ તેમને થોડા વખતમાં હાંકી કાઢવામાં આવ્યા હતા એમ દંતકથા ઉપરથી ટૉડ સાહેબ જણાવે છે. આરબ લોકોએ લખેલું 'કંદહાર' એજ ખંભાતથી વીસ માઇલ છેટે ભરૂચના કિનારા ઉપર આવેલું ગંધાર નગર હશે એમ માનવામાં આવે તો આરબ ગ્રંથકારોના ઉપરના લખાણથી, પણ દંતકથાને વિશેષ ટેકો મળે છે.

---

# પ્રકરણ ૯ મું.

## ચાલુક્ય રાજાઓનો અમલ.

(ઇ. સ. ૬૩૪-૭૪૦).

ઇસ્વીસનની પાંચમી અને છઠ્ઠી સદીમાં કોકણ ઉપર મૌર્ય વંશને અમલ હતો, એમ લેખો ઉપરથી જણાય છે. તેમની રાજધાની પૂરી નગર હતું. દખણના ચાલુક્ય રાજા બીજા પુલકેશિ (ઇ. સ. ૬૧૦-૬૪૦) ના સેનાપતિ ચંદદંડે મૌર્યોને હરાવ્યા, અને તેમની રાજધાની લઇ લીધી. ત્યાર પછી ચાલુક્યો ઉત્તર તરફ આગળ વધ્યા. વિજાપુર પાસે ઐહોલ આગળ એક લેખ છે તે ઉપરથી જણાય છે કે ઇ. સ. ૬૩૪ માં લાટ, માળવા અને ગુર્જર રાજાઓ ઉપર બીજા પુલકેશિનું અધિપતિપણું હતું.

ચાલુક્ય રાજાઓનો અમલ ઇ. સ. ૬૩૪-૭૪૦.

જો કે ચાલુક્ય રાજાઓનું અધિપતિપણું ઇ. સ. ૬૩૪ થી સ્થાપન થયું હતું તો પણ દક્ષિણ ગુજરાતમાં ચાલુક્ય રાજાઓનું રાજ્ય બીજા પુલકેશિના પુત્ર અને વિક્રમાદિત્ય સત્યાશ્રય (ઇ સ ૬૭૦–૬૮૦) ના નાના ભાઇ ધારાશ્રય જયસિંહવર્માએ પહેલવહેલું સ્થાપન કર્યું હતું. જયસિંહવર્માના પુત્ર શીલાદિત્યનો એક તામ્રલેખ નવસારીથી મળી આવ્યો છે, તેમા તેણે જણાવ્યુ છે કે જયસિંહવર્માને ગુજરાતનુ રાજ્ય તેના ભાઇ વિક્રમાદિત્યે આપ્યુ હતુ આ લેખમા જયસિંહવર્માને 'પરમ ભટ્ટારક' નુ બિરૂદ આપ્યુ છે તે ઉપરથી એમ લાગે છે કે તેનાઉપર તેના ભાઇનું અધિપતિપણું નહીં હોય જયસિંહવર્માને પાચ પુત્ર હતા તેની રાજ્ધાની નવસારી હશે અને તેણે લાબુ આયુષ્ય ભોગવ્યુ હશે એમ તેના પુત્રોના તામ્રલેખો ઉપરથી જણાય છે

જયસિંહવર્મા, ઇ સ ૬૬૬–૬૯૩

ગુજરાતના ચાલુક્ય રાજાઓના પાચ તામ્રપટ મળ્યા છે તે પૈકી ત્રણ ઉપર 'સ' એમ લખીને સાલનો આકડો લખ્યો છે દખણમા રાજ્ય કરનારી મુખ્ય ચાલુક્ય શાખાએ શક સવત્સર (ઇ સ ૭૮) વાપર્યો છે તે કરતા ગુજરાતના ચાલુક્ય રાજાઓએ વાપરેલો સવત્સર જૂદો જણાય છે. ગુજરાતમા થયેલા ચાલુક્ય રાજાઓએ ગુજરાતમા ચાલતો સવત્સર વાપરેલો લાગે છે જયસિંહવર્માના પુત્રોના તામ્રપટમા ૪૨૧, ૪૪૩, અને ૪૯૦ ની સાલો છે. દક્ષિણના ચાલુક્ય રાજા વિક્રમાદિત્ય ઇ સ ૬૭૦–૬૮૦) મા થઇ ગયો છે, એમ સાબીત થયેલું છે આપરથી એમ નીકળે છે કે ૪૨૧ ની સાલ વાળો ગુજરાતના ચાલુક્ય રાજાએ વાપરેલો સવત્સર આશરે ઇ સ ૨૪૯–૫૦ થી શરૂ થતો હોવો જોઇએ ત્રૈકૂટક રાજાઓના પ્રકરણમાં આપણે જોયુ છે કે ત્રૈકૂટક અથવા ચેદી સવત્ પણ એજ અરસામાં શરૂ થએલો છે, માટે ગુજરાતના ચાલુક્ય રાજાઓએ વાપરેલો સવત્ ત્રૈકૂટક સવત્ હોવો જોઇએ એમ લાગે છે ગુપ્ત અને વલભિ સવત ઇ સ ૩૧૯ થી શરૂ થાય છે, માટે એ સવત્ ચાલુક્ય રાજાઓએ વાપર્યો હશે એમ કહેવાને આધાર મળતો નથી.

જયસિંહવર્માએ દક્ષિણ ગુજરાતમા પોતાનો અમલ ઇ સ. ૬૬૬–૭૦

ત્રૈકૂટક ૪૨૧ ) પહેલાં સ્થાપન કરેલો હોવો જોઇએ, કારણ કે એ સાલમાં ના પુત્ર શ્રાશ્રયે યુવરાજ તરીકે તામ્રપટ આપેલું છે. શ્રાશ્રયનું બીજું એક તામ્રપટ સુરતથી મળ્યું છે તે ઉપરથી જણાય છે કે ઇ. સ. ૬૯૧–૯૨ ( ત્રૈકૂ. ’૪૩ ) માં જયસિંહવર્મા હયાત હતો અને યુવરાજ શ્રાશ્રય સાથે રાજ્ય કરતો તો. આ પ્રમાણે હકીકત છે તેથી એમ માની શકાય કે ગુજરાતમાં જયસિંહવર્માનો અમલ આશરે ઇ.- સ. ૬૬૬ થી શરૂ થયો હશે. જયસિંહવર્માએ કોને હરાવીને ગુજરાતનું રાજ્ય લીધું એ તેના પુત્રો અને પૌત્રનાં તામ્રપટ ઉપરથી જણાતું નથી. પરંતુ આ સમયમાં ભરૂચની પૂર્વે પાંત્રીસ માઇલ છેટે આવેલી નાન્દિપુરી ( નાંદોદ ) ગુર્જ્જર રાજાઓની રાજધાની હતી, અને ત્યાંથી ભરૂચ સુધીના પ્રદેશ ઉપર ગુર્જ્જર રાજાઓનો અમલ હતો, તે ઉપરથી એમ લાગે છે કે તે વખતના કોઈ ગુર્જ્જર રાજાને હરાવી જયસિંહવર્માએ ગુજરાતનું રાજ્ય છતી લીધું હશે.

નાંદોદના જૂનામાં જૂના જે ગુર્જ્જર રાજા વિષે માહિતી મળી છે તેનું નામ દદ છે, અને તે ઈ. સ. ૫૮૦ ( ત્રૈકૂ. ૩૩૧ ) માં થઇ ગયો છે. છેલ્લામાં છેલ્લો રાજા જયભટ છે, તેનું તામ્રપટ નવસારીથી મળ્યું છે, તેમાં ઇ. સ. ૭૩૪–૭૩૫ (ત્રૈકૂ. ૪૮૬) ની સાલ છે. આ ઉપરથી એમ જણાય છે કે ગુર્જ્જર અને ચાલુક્ય રાજા સાથે રાજ્ય કરતા હશે. કદાચ શરૂઆતમાં ગુર્જ્જર રાજાઓનો અમલ વલસાડ સુધી અથવા તો ઠેઠ કોકણ સુધી પહોચ્યો હશે; અને તેમાંના કોઇની પાસે પોતાનાભાઇ વિક્રમાદિત્યના વખતમાં જયસિંહવર્માએ દક્ષિણ ગુજરાત છતી લીધું હશે તથા તે રાજાને ઉત્તર તરફ તાપી નદી સુધી પાછો હઠાવ્યો હશે; આ પ્રમાણે ગુર્જ્જર રાજાઓને ધીમે ધીમે પાછા હઠાવી છેવટ ભરૂચ સુધી તેમનો અમલ આણી મૂક્યો હશે. ગુર્જ્જર રાજાઓ કદાચ ચાલુક્યોની સામા થયા હશે, અને તેમના મિત્ર વલભિ રાજાઓની સહાયથી ભરૂચવાળો પ્રદેશ રાખી રહ્યા હશે; અગર છેવટે ચાલુક્યોનું અધિપતિપણું કબુલ કરી તેમને તાબે થયા હશે, તેથી ભરૂચવાળો પ્રદેશ તેમની પાસે રહેવા દીધો હશે. ગમે તેમ હશે તોપણ ભરૂચના ગુર્જ્જર રાજાઓને ભરૂચ આગળ-

ના પ્રદેશમા આતંકી રાખી, ચાલુક્યો ઉત્તર તરફ આગળ વધતા ગયેલા જણાય છે, કારણ કે જયસિંહવર્માનો એક પુત્ર બુધવર્મા ખેડામાં રાજ્ય કરતો હતો. બુધવર્માના પુત્ર વિજયરાજનુ એક તામ્રપટ ખેડામાથી મળી આવ્યુ છે, તેના તે વિજયપુરથી આપેલુ હોવાનુ લખ્યુ છે વિજયપુર એ પ્રાંતીજ પાસે આવેલુ વિજાપુર છે એમ કેટલાકનુ ધારવુ છે પરતુ એ તામ્રપટ જબુસરના બ્રાહ્મણોને દાન આપ્યા બદલનુ છે, તે ઉપરથી એમ લાગે છે કે વિજયપુર એ ખેડાની ઉત્તર તરફ ઘણે છટે આવેલુ વિજાપુર નહી હોય, પણ ખેડાની દક્ષિણમા આવેલુ બીજુ કોઈ ગામ હશે

ગુજરાતના ચાલુક્ય રાજાઓનાં પાચ તામ્રપટ મળી આવ્યા છે શ્રાશ્રય શીલાદિત્ય યુવરાજનુ નવસારીથી મળેલુ તામ્રપટ ઇ સ ૬૬૯–૭૦ (ત્રૈકૂ ૪૨૧), એજ શીલાદિત્યનુ સુરતથી મળેલુ તામ્રપટ, ઇ સ ૬૯૧–૯૨ (ત્રૈકૂ ૪૪૩); વિનયાદિત્ય મગલરાજનુ વલસાડથી મળેલુ તામ્રપટ, ઈ સ ૭૩૧ ( શક ૬૫૩ ), પુલકેશિ જનાશ્રયનુ નવસારીથી મળેલુ તામ્રપટ, ઇ સ ૭૩૮–૩૯ ( ત્રૈકૂ ૪૯૦ ) વિજયરાજનુ ખેડાથી મળેલુ તામ્રપટ, સવત્સર ૩૯૪ અને નાગવર્ધનત્રિભુવનાશ્રયનુ નિર્પણથી મળેલુ સાલ વગરનુ તામ્રપટ

**ચાલુક્યોના તામ્રપટ**

ઉપર જણાવેલા તામ્રપટ પૈકી પહેલા ચારમાં જયસિંહવર્મા, એ ઉત્તરાધિપતિ હર્ષને જીતનાર પુલકેશિ સત્યાશ્રયના પુત્ર વિક્રમાદિત્ય સત્યાશ્રયનો નાનો ભાઈ હોવાનુ લખ્યુ છે જયસિંહવર્માનો સૌથી મોટો પુત્ર ઇ. સ ૬૬૯–૭૦ ( ત્રૈકૂ ૪૨૧ ) ની સાલનુ નવસારીવાળુ તામ્રપટ આપનાર શ્રાશ્રય શિલાદિત્ય છે આ તામ્રપટમા દાન આપેલુ ગામ નવસારી " વિષય " મા હોવાનુ જણાવ્યુ છે શ્રાશ્રયનુ બીજુ તામ્રપટ ઇ સ ૬૯૧–૯૨ ( ત્રૈકૂ ૪૪૩ ) ની સાલનુ છે તેમા " કામનેય ( કામરેજ ) આહાર ( પ્રગણુ ) ના ઓસભના ( કોસબા ) ગામનુ એક ખેતર દાન આપેલુ છે આ બને તામ્રપટમા શીલાદિત્ય યુવરાજ હોવાનુ લખ્યુ છે, તે પરથી એમ જણાય છે

**શ્રાશ્રય શિલાદિત્ય યુવરાજ, ઇ સ ૬૬૯–૬૯૧**

કે તેના બાપની સાથે ( ઇ. સ. ૬૬૯–૬૯૧ ) તેણે ગજ્ય કર્યું હશે વળી આ તામ્રપટોમાં દક્ષિણના ચાલુક્ય ગજાઓ વિષે ઘણી માન ભરેલી રીતે લખ્યુ છે, તેથી એમ અનુમાન થઇ શકે કે ગુજરાતની ચાલુક્ય શાખા, દક્ષિણની ચાલુક્ય શાખાને પોતાના અધિપતિ તરીકે માનતી હશે ખેડા અને વલસાડવાળાં તામ્રપટમા રાજ્યકર્તા તરીકે શ્રાશ્રય શીલાદિત્યનું નામ જણાવ્યુ નથી, તે ઉપરથી એમ લાગે છે કે તેના પિતાની હયાતીમા તે ગુજરી ગયો હશે.

મંગળરાજ, ઈ. સ. ૬૯૮–૭૩૧.

જયસિંહવર્મા પછી તેનો બીજો પુત્ર મંગળરાજ ગાદીએ બેઠો તેનું તામ્રપટ ( ઇ. સ. ૭૩૧–શક ૬૫૩ ) વલસાડથી મળ્યુ છે તેમા એક ખેતર મંગળપુરીથી દાન કરેલુ હોવાનુ લખ્યુ છે. મંગળપુરી એ કદાચ મૌર્ય રાજાઓની રાજધાની, કોકણમા આવેલી, પૂરી, હશે ઇ. સ. ૬૯૧–૯૨ ( નૈકૂ ૪૪૩ ) મા મંગળરાજનો મોટો ભાઇ યુવરાજ હતો તેથી મંગળરાજ ત્યાર પછીથી એટલે આશરે ઇ. સ. ૬૯૮–૯૯ (ત્રૈકૂ ૪૫૦) મા ગાદીએ બેઠો હશે. મંગળરાજનુ તામ્રપટ ઇ. સ. ૭૩૧ ની સાલનુ છે તેથી એમ ધારી શકાય કે તેના રાજ્યને છેલ્લે વર્ષે તે આપ્યુ હશે.

પુલકેશિ જનાશ્રય, ઇ. સ. ૭૩૮

મંગળરાજ પછી તેનો નાનો ભાઇ પુલકેશિ જનાશ્રય ગાદીએ બેઠો. તેના વખતમા ખલિફ હશામના સિંધ હાકેમ જુનૈદે મરમાડ, મંડળ, દહનજ, ( કામરેજ ? ) બારસ, ઉઝેન, માલિબ, બાહરિમદ, ( મેવાડ ? ) અલબૈલીમાન ( ભિનમાલ ? ) અને જુઝ ઉપર ચઢાઇ કરવા આરબોના ટોળાં મોકલ્યા હતા ઉપર જણાવેલા નામ પૈકી ઘણાની જોડણી અસલ આરબીમા તથા ફારસી તરજુમામા ખોટી લખેલી હોવાથી બરાબર સમજાતુ નથી કે તે કયા હશે પણ મરમાડ, મંડલ, બરૂસ, ઉઝેન, માલિબા, અને જુઝ એ અનુક્રમે મારવાડ, ( વિરમગામ પાસેનુ ) મંડલ, ભરૂચ, ઉજજન, માળવા, અને ગુર્જર હશે એમ લાગે છે. એક આરબ ટોળીના પરાજયનું વર્ણન પુલ-

કેશિના નવસારીવાળા લેખ ( ઇ. સ. ૭૩૮-૩૯ ત્રૈકૂટ ૪૯૦ ) માં કહ્યું તેમાં જણાવ્યું છે કે આરબ લશ્કરે, સિંધુ ( સિંધ ), કચ્છેલ્લ ( કચ્છ સૌરાષ્ટ્ર, ચાવોટક (ચાવડા), મૌર્ય (ચિતોડના) અને ( ભીનમાલના) ગુર્જ રનાં રાજ્યને હેરાન કર્યાં હતાં. આ વખતે પુલકેશિ નવસારીમાં રાજ્ય કરતો હતો. નવસારીમાં ચાલુક્ય રાજાઓએ ક્યાં સુધી રાજ કર્યું એ નક્કી નથી. પરંતુ ઇ. સ. ૭૫૭-૭૫૮ માં તે દક્ષિણના રાષ્ટ્રકૂટ રાજાઓની ગુજરા શાખાના કબજામાં હતું તેથી એમ લાગે છે. આશરે ઇ. સ. ૭૫૦ ના અ સામાં નવસારીમાંથી ચાલુક્યોનું રાજ્ય ગયું હશે.

**વિજયરાજ, ઇ. સ. ૭૧૩.** ખેડાના તામ્રપટમાં જયસિંહ, બુદ્ધવર્મા અને વિજયસિંહ એ પ્રમાણે રાજાઓનો ક્રમ બતાવ્યો છે, તેનીપર ૩૯૪ ની સાલ છે અને તે વિજયપુરથી આપેલું છે. આ વિજયપુર, પ્રાંતીજ પાસે આવેલું વિજાપુર હશે એમ કર્નલ વૅસ્ટ ધારે છે પણ એટલા સુધી ચાલુક્યોની હદ પહોંચી હોય એમ માનવાને કંઇ આધાર નથી. ખેડાના તામ્રપટમાં ૩૯૪ની સાલ છે તે ત્રૈકૂટક સંવત્સરની હોય તે વિજયરાજનો વખત ઇ. સ. ૬૪૨ માં આવે, પરંતુ તેના દાદા જયસિંહવર્મા નો ભાઇ વિક્રમાદિત્ય ઇ સ. ૬૭૦ માં થયેલો છે તેથી વિજયસિંહ ઇ. સ. ૬૪૨ માં થયો હોય એ સંભવિત નથી. દાક્તર ભંડારકરનું ધારવું એવું છે કે આ તામ્રપટ બનાવટી છે, પરંતુ દાકતર ભગવાનલાલનો અભિપ્રાય એવો છે કે એ બનાવટી નહી હોય; કારણ કે તેમાંદાન કરેલાં ખેતર વગેરેની હકીકત વિગતવાર લખેલી છે, અને તેના લખાણની ઢબ, અક્ષર, વગેરે બીજાં ચાલુક્ય તામ્રપટોને મળતાં છે જયસિંહે કદાચ ઉત્તર ગુજરાતનો ભાગ જીતી લીધો હોય અને તેની ઉપર રાજ્ય કરવા પોતાના પુત્ર બુદ્ધવર્માને મોકલ્યો હોય; વળી ઉત્તર તરફ ગુપ્ત સંવત્ ચાલતો હોવાનો સંભવ છે, માટે ૩૯૪ ની સાલ ગુપ્ત સંવત્માં હશે એમ માનીએ તો વિજયરાજનો વખત ( ૩૯૪+૩૧૯= ) ઇ. સ. ૭૧૩ માં આવે છે, એટલે સાલના સંબંધમાં પણ કંઇ વાંધો રહેતો નથી.

જયસિંહને નાગવર્ધન નામનો એક પુત્ર હતો, તે નાશિકની પશ્ચિમે રાજ્ય કરતો હતો; અને વલસાડ તથા પારડી સાથે સંબંધ ધરાવતો હતો એમ તેનું એક તામ્રપટ મળી આવ્યું છે, તે ઉપરથી ધારવામાં આવે છે. પરંતુ આ તામ્રપટમાં ઇ સાલ આપેલી નથી, અને રાજાઓની વંશાવળી આપેલી છે તેમાં ભૂલો છે, તેથી કેટલાક વિદ્વાન તે બનાવટી હોવાનું માને છે. પરંતુ તેના લખાણની મેકંદર ઢબ અને તેમાં વાપરેલાં રાજાઓનાં બિરૂદ વગેરેપરથી કેટલાક તેને ખરૂં માને છે. આ તામ્રપટ ખરૂં હશે કે ખોટું તોપણ ગુજરાતના ઇતિહાસ પર તેથી કઇ ઝાઝું અજવાળું પડતું નથી.

નાગવર્ધન.

એવું ધારવામાં આવે છે કે આશરે ઈ. સ. ૭૪૦ ના અરસામાં ચાલુક્યોનો અમલ પૂરો થઇ તેમને બદલે રાષ્ટ્રકૂટોનો અમલ શરૂ થયો હતો.

ચાલુક્ય રાજાઓનું ઝાડ નીચે પ્રમાણે છેઃ—

**પુલકેશિ વલ્લભ સત્યાશ્રય.**

હર્ષવર્ધનને જીતનાર (ઇ. સ. ૬૧૯–૬૪૦).

દક્ષિણમાં રાજ્ય કરતી મુખ્ય શાખા. | ગુજરાતમા રાજ્ય કરતી શાખા.

**વિક્રમાદિત્ય સત્યાશ્રય.** (ઇ. સ. ૬૬૯–૬૮૦). | **જયસિંહવર્મા ધારાશ્રય.** (ઇ. સ. ૬૬૯–૬૯૧).

**વિનયાદિત્ય.**

(નવસારી) **શીલાદિત્ય શ્રાશ્રય,** યુવરાજ (ઇ. સ. ૬૬૯–૬૯૧

(નવસારી) **મંગળરાજ,** (ઇ. સ. ૭૩૧).

(ખેડા) **બુદ્ધવર્મા,** વિજયરાજ

(નાશિક) **નાગવર્ધન.** (નવસારી)



( ગુપ્ત ૩૯૪ ઈ. સ. ૭૧૩ ). પુલકેશી. જનાશ્રય. ( ઈ. સ. ૭૩૮–૩૯ ).

# પ્રકરણ ૧૦ મું.

## ગુર્જર રાજાઓનો અમલ.

( ઈ. સ. ૫૯૦–૮૦૮ )

ગુર્જર રાજાઓ, ઈ. સ. ૫૯૦–૮૦૮.

વલભિ અને ચાલુક્ય વંશના સમયમાં ભરૂચમાં અને તેની પાસેના પ્રદેશમાં ગુર્જર રાજાઓનું એક નાનું રાજ્ય હતું. ગુર્જર લોકો એ એક પરદેશી જાત હતી અને ઉત્તર હિંદુસ્તાનમાંથી ગુજરાતમાં આવી હતી એમ આગળ કહેવામાં આવ્યું છે. ભરૂચના ગુર્જર રાજાઓ વિષે માહિતી મળવાનાં સાધન તેમના વખતનાં નવ તામ્રપટ દક્ષિણ ગુજરાતમાંથી મળી આવ્યાં છે તેજ છે. આ પૈકી બે તામ્રપટ બનાવટી છે, બાકીનાં ૭ ખરાં તામ્રપટ છે, તે ઉપરથી જણાય છે કે ભરૂચના ગુર્જર રાજાઓનો કાયમનો પ્રદેશ મહી અને તાપી નદીની વચ્ચે હતો; તોપણ કોઇ કોઇવાર ઉત્તરે ખેડા સુધીનો પ્રદેશ અને દક્ષિણે તાપીની દક્ષિણ તરફનો પ્રદેશ તેમના અમલ નીચે આવેલો જણાય છે. ગુર્જર રાજાઓની રાજધાની નાન્દીપુરી હતી. આ નાન્દીપુરી, હાલનું નાંદોદ છે એમ કેટલાક વિદ્વાનોનું ધારવું છે, પરંતુ ડાકતર બ્યુલરનો મત એવો છે કે ભરૂચના પૂર્વ દરવાજાથી બે માઇલ છેટે એ નામનો જૂનો કિલ્લો હતો ને નાન્દીપુરી હોવું જોઇએ.

દક્ષિણ ગુજરાતમાં ગુર્જ્જર રાજાઓનો પ્રદેશ ગોટો હતો, તોપણ તેઓ સ્વતંત્ર રાજા હોય એમ તેમનાં તામ્રપટઉપરથી જણાતું નથી. તેમનું સાધારણ વિરૂદ "સમધિગત પંચ મહાશબ્દ" અથવા "સામંત" જણાય છે. ત્રીજો જયભટ જોકે બીજા ગુર્જ્જર રાજાઓ કરતાં વધારે પરાક્રમી હતો, તોપણ તેણે "સામંતાધિપતિ" એવું વિરૂદ ધારણ કર્યું છે. એટલે તેને માથે પણ કોઇ સ્વામી હશે એમ લાગે છે. કયા રાજા ભરૂચના ગુર્જ્જર રાજાઓના અધિપતિ હશે એ ચોકકસ જણાતું નથી. છેવટના સમયમાં તેઓએ ચાલુક્ય રાજાઓનું ઉપરીપણું કબુલ કર્યું હશે, પણ શરૂઆતના વખતમાં તેઓ વ· ભિના ખંડીઆ રાજા હશે એમ લાગે છે. વલભિ રાજાઓ સાથે ગુજ· તરીકેનો તેમનો સંબંધ હોવો જોઇએ, તે ઉપરાંત એક તામ્રલેખથી પ· જણાય છે કે એક વલભિ રાજાએ ઈ. સ. ૬૪૯, (વલભિ ૩૩૦) માં ભરૂ મુકામ કર્યો હતો અને બીજા દદ્દ રાજાએ તેનો આદરસત્કાર કર્યો હતો ગુર્જ્જર રાજાઓનાં તામ્રપટ તથા તે ઉપરનો શિક્કો ગુજરાતના ચાલુ· રાજાઓનાં તામ્રપટ તથા શિક્કાને ઘણાં મળતાં આવે છે, પરંતુ નીચે રાજા· સહી કરવાની રીત, ઉત્તર હિંદુસ્તાનની ઢબ પ્રમાણે છે. શ્રી હર્ષચરિત અ કાદંબરીના કર્ત્તા બાણે પોતાના ગ્રંથોમાં જેવું સંસ્કૃત ગદ્ય વાપર્યું છે તે· ગુર્જ્જર રાજાઓનાં તામ્રપટમાં વાપરેલું જણાય છે. તે ઉપરથી એમ લાગે · કે આ સમયમાં બાણના જેવી ભાષા વાપરવાનો બધે પરિપાક હશે,

ગુર્જ્જરોનાં તામ્રપટ.

તામ્રલેખો ઉપરથી ગુર્જ્જર રાજાઓનું ઝાડ નીચે પ્રમાણે જણાય છે

ગુર્જ્જર રાજાઓનું ઝાડ.

દદ્દ ૧ લો. · ઇ સ. ૫૮૦.
|
જયભટ ૧ લો. ઈ. સ. ૬૦૫.
|
દદ્દ બીજો. ઈ. સ. ૬૩૩.
|

જયભટ બીજો. ઈ. સ. ૬૫૫.
|
દદ્દ ત્રીજો. ઈ. સ. ૬૮૦.
|
જયભટ ત્રીજો. ઈ. સ. ૭૦૬-૭૩૪

નર્મદાની નીચલી ખીણમાં વસનારી જંગલી જાતના રાણા કે સરદાર નિરીહુલ્લકે આપેલા દાનનો એક તામ્રલેખ હાલમાં મળી આવ્યો છે, તે ઉપરથી એમ જણાય છે કે છઠ્ઠી સદીની આખરે એ ભાગમાં ભીલ વગેરે જંગલી જાતો રહેતી હતી અને તેમનો સરદાર ચેદિ અથવા કલચુરી રાજાઓનો ખંડીઓ હતો; દક્ષિણ ગુજરાતમાં ત્રૈકૂટક અથવા ચેદિ સંવત્સર, દાખલ થયો હતો, તેનું કારણ કદાચ આજ હશે એમ પાંચમા પ્રકરણમાં કહેવામાં આવ્યું છે. નિરિહુલ્લકે શંકરણ નામના રાજા માટે પોતાના તામ્રપટમાં ઘણા માનના શબ્દો વાપર્યા છે. ડાક્તર બ્યુલરનું ધારવું એવું છે કે આ શંકરણ, ઇ. સ. ૬૦૦ ના અરસામાં ચાલુક્ય રાજા મંગલિસે હરાવેલા કલચુરિ રાજા બુદ્ધવર્માનો બાપ શંકરગણ હોવો જોઇએ. શંકરગણ પોતે ઈ. સ. ૫૮૦ ના અરસામાં થયો હશે એમ માનીએ તો ગુર્જ્જર લોકોએ દક્ષિણ ગુજરાતનો પ્રદેશ ઇ. સ. ૫૮૦ પછી જીતી લીધેલો હોવો જોઈએ. એક તામ્રપટનો ટુકડો હાલમાં મળી આવેલો છે તેનીપર રાજાનું નામ નથી, માત્ર ત્રૈકૂટક સંવત્ ૩૪૬ (= ઈ. સ. ૫૯૪-૯૫) ની સાલ છે. પરતુ તેના લખાણની ઢબ તથા સાલ ઉપરથી એમ માનવામાં આવે છે કે એ તામ્રપટ કોઈ ગુર્જ્જર રાજાનું હોવું જોઈએ; આપરથી એમ ધારી શકાય છે કે ગુર્જ્જરોનો અમલ, શંકરણ અથવા શંકરગણનું રાજ્ય ગયા પછી થોડા વખતમાં સ્થાપન થયેલો હોવો જોઇએ.

ગુર્જ્જર લોકોની જીત ઈ. સ. ૫૮૦ અને ૫૯૪ ની વચમાં એટલે આશરે ઇ. સ. ૫૮૭ ના અરસામાં થઇ હશે એમ ઉપરની હકીકત ઉપરથી માની શકાય છે. વળી એમ માનવાને બીજો પણ આધાર છે. વલભિનો રાજા પહેલો ધરસેન તેના ગુપ્ત સંવત્ ૨૫૨ (ઇ. સ. ૫૭૧)ની સાલના તામ્રપટમાં

પોતાનું વિરદ ' મહારાજ ' લખે છે, પરંતુ સંવત ૨૬૯ અને ૨૭૦ ( ઇ. સ ૫૮૮ અને ૫૮૯ ) ની સાલનાં તામ્રપટમાં " મહા સામંત " લખે છે. તેના વિરદમા આ પ્રમાણે ફેરફાર થયેલો હોવાથી એમ ધારી શકાય છે કે ઇ સ ૫૭૧ અને ઇ. સ ૫૮૮ ની વચમાં કોઈ બીજા રાજાએ તેની ઉપર પોતાની હકુમત બેસાડી હશે આ રાજાઓ ભીન્માલના ગુર્જર રાજાઓ હશે એવો સંભવ છે, તે ઉપરથી એમ માની શકાય છે કે તેમની જીત ઇ સ ૫૮૦ અને ૫૮૮ ની વચમા એટલે ઇ સ. ૫૮૫ ના અરસામાં થઇ હશે

દદ્દ ૧ લો, આશરે ૫૮૫–૬૦૫.

ઉપર જણાવેલો જે સંવત ૩૪૧ ( ઇ સ ૫૯૪–૯૫ ) ની સાલના તામ્રલેખનો કકડો પહેલા દદ્દ રાજાનો હશે એમ લાગે છે, કારણ કે તેના પૌત્ર બીજા દદ્દના ( ઇ. સ ૬૨૦–૬૫૦ ) ખેડાના તામ્રલેખ ઉપરથી જણાય છે કે તેણે નાગ લોકોનું જડમૂળ કાઢી નાખ્યુ હતુ આ નાગ લોકો, નિર્ગુલ્લકની સરદારી નીચેની જંગલી જાત કે જેના વંશજો, નાયકડા અને તળબદા પંચમહાલમા અને રાજપીપળામા હજીસુધી દેખાય છે તે હોવા જોઇએ દદ્દના રાજ્યની ઉત્તર ગીમા વિંધ્યા સુધી હોવાનુ જણાય છે, કારણ કે ત્રૈ ૩૮૦ ની સાલના ( ઇ સ ૬૨૮–૨૯ ) તામ્રલેખમા લખ્યુ છે કે વિંધ્યાની તળેટીની જમીન તેણે વિહાર કરવા રાખી હતી તોપણ ઉત્તર ગુજરાતનો કેટલોક ભાગ વલભિના મહાસામંત ધરસેનના તાબામા હશે એમ લાગે છે, કારણ કે વલભિ સંવત ૨૭૦ ( ઇ સ ૫૮૯–૯૦ ) ના એક તામ્રલેખથી ખેતક ( ખેડા ) વિહારનુ એક ગામ તેણે દાનમા આપ્યુ હતુ. દદ્દનું વિરદ ' સામંત ' હતુ તે ઉપરથી એમ લાગે છે કે તેના વખતમા તેનો પ્રદેશ ભીન્માલના ગુર્જર રાજ્યના અધિપતિપણા નીચે હશે પછીથી ઉત્તર ગુજરાત માળવાના રાજાના તાબામા ગયુ અને હુએનત્સાંગ ( આશરે ઇ. સ ૬૪૦ ) ના વખતમા માળવાના રાજાને તાબે હતુ દદ્દના પૌત્રના બે તામ્રલેખ ખેડેથી મળેલા છે તેમા તેને સૂર્યનો પૂજનાર જણાવ્યો છે. ત્રૈ. સંવત્ ૩૪૬ ( ઇ. સ.

૫૯૪-૯૫ ) ની સાલના તામ્રલેખના કકડાઉપરથી દદ્દ વિષે કંઇ ઐતિહાસિક માહિતી મળતી નથી.

દદ્દ પછી તેનો પુત્ર જયભટ ગાદીએ બેઠો. એ રાજા ઘણો સદ્ગુણી અને વિજયી હતો, એમ ખેડાના તામ્રપટ ઉપરથી જણાય છે. વળી તેને ' વિતરાગ ' વિરૂદ આપેલું છે તે ઉપરથી એમ લાગે છે કે તે ઘણો ધાર્મિક હશે.

જયભટ વિતરાગ, આશરે ઇ. સ. ૬૦૫-૬૨૦.

પહેલા જયભટ પછી તેનો પુત્ર બીજો દદ્દ ગાદીએ બેઠો. તામ્રલેખોમાં તેને " પ્રશાંતરાગ " એવું વિરૂદ આપેલું છે. ખેડાથી મળેલાં ૩૮૦ ( ઇ. સ. ૬૨૮-૨૯ ) અને ૩૮૫ ( ઇ. સ. ૬૩૩-૩૪ ) ની સાલનાં તામ્રપટોનું દાન કરનાર આ રાજા હતો. તેના ભાઇ રણગ્રહે સંવત્ ૩૯૧ ( ઇ. સ. ૬૩૯-૪૦ ) માં કરેલા દાનનું તામ્રપટ પણ થોડા વખતપર મળી આવ્યું હતું. તેના નામનાં ત્રણ બનાવટી તામ્રપટ મળ્યાં છે તેમાં શક ૪૦૦ ( ઇ. સ. ૪૭૮ ), શક ૪૧૫ ( ઇ. સ. ૪૯૩ ) અને શક ૪૧૭ ( ઇ. સ. ૪૯૪ ) ની સાલો છે. જંબુસરના બ્રાહ્મણોને અંક્લેશ્વર વિષય ( પ્રગણા ) માં આવેલુ સિરીસપદ્રક ( સિસોદરા ) ગામ દાનમાં આપ્યાનું બીજા દદ્દનાં ખેડાવાળાં ખરાં તામ્રપટ ઉપરથી નીકળે છે.

દદ્દ ૨ જો પ્રશાંતરાગ, આશરે ઇ. સ. ૬૦૫-૬૨૦.

દદ્દને " સમાધિગત પંચ મહાશબ્દ " નું વિશેષણ લગાડી તેનાં તામ્રપટમાં તેનાં ઘણાં વખાણ કર્યાં છે. દદ્દ અને તેનો ભાઇ રણગ્રહ સૂર્યના ચુસ્ત ઉપાસક હતા. ત્રૈ. સંવત્ ૪૫૬ ( ઇ. સ. ૭૦૪-૫ ) ના તામ્રલેખમાં લખ્યું છે કે મહારાજા હર્ષવર્ધને વલભિના રાજાને હરાવ્યો ત્યારે તેનું રક્ષણ દદ્દે કર્યું હતું. આપરથી એમ જણાય છે કે કનોજનો હર્ષવર્ધન ( ઇ. સ. ૬૦૭-૬૪૮ ) ગુજરાત ઉપર ચડી આવ્યો હશે, જે ચડાઇમાં બીજા પુલકેશિએ ઇ. સ ૬૩૪ પહેલાં નર્મદા ઉપર હર્ષવર્ધનને હરાવ્યો તેજ ચડાઇ કદાચ આ હશે. આ ચડાઇ ઘણુંકરી વલભિના ચોથા ધરસેનના વખતમાં થઇ હશે,

કારણ કે ધ્રુવસેન તો હર્ષવર્ધનના પુત્રનો જમાઇ થતો હતો, એટલે તેના વખતમાં ચઢાઇ થાય એ સંભવિત નથી. બીજી કોઇ રાણીને પેટ ધ્રુવસેનને ધરસેન ૪ થો થયો હશે એમ માનીએ તો તેના વખતમાં હર્ષવર્ધનની ચઢાઇ થાય એ અસંભવિત લાગતું નથી.

ભરૂચ.

હ્યુએનત્સાંગે ભરૂચના રાજ્યનું જે વખતનું વર્ણન કરેલું છે તે વખતે બીજો દદ્દ રાજા હતો. તે જણાવે છે કે " તેમનો ખપો નફો તેઓ દરિઆમાંથી મેળવે છે. " ભરૂચની આસપાસનો પ્રદેશ ખારી જમીનવાળો અને ઉજ્જડ હોવાનું પણ તે જણાવે છે. ભરૂચ આ વખતે મોટું બંદર હોવાથી તે મેળવવાને પાડોશના બધા રાજા ઉત્કંઠા રાખતા હતા. તેની પાસે આવેલા લાટ દેશના પ્રદેશ સાથે ભરૂચ બીજા પુલકેશિએ ( ઇ. સ. ૬૧૦–૬૪૦ ) લઇ લીધું હતું. ત્યાર પછી હ્યુએનત્સાંગના વખતમાં ( ઇ. સ. ૬૪૦ ) તે માળવાના રાજાના તાબામાં આવ્યું હશે, કારણ કે ખેડા અને વડનગર ( આનંદપુર ) તેના તાબામાં હતાં; ત્યાર પછી તે વલભિ રાજાઓને તાબે આવ્યું હશે, કારણ કે ચોથા ધરસેને વલભિ સંવત ૩૩૦ ( ઇ. સ. ૬૪૯–૫૦ ) માં ભરૂચથી દાન આપેલું છે.

બીજા દદ્દ પછીના ગુર્જર રાજાઓ વિષે માહિતી મળવાનાં સાધન માત્ર ત્રીજા જયભટનાં બે તામ્રપટ છે. આમાંના એક ઉપર ત્રૈકૂટક સંવત ૪૫૬ ( ઇ. સ. ૭૦૪–૫ ) અને બીજા ઉપર ત્રૈકૂટક સંવત ૪૮૬ ( ઇ. સ. ૭૩૪–૩૫ ) ની સાલો છે. પહેલા તામ્રપટ ઉપરથી જણાય છે કે બીજા દદ્દના રાજ્ય પછીનાં પચાસ વર્ષમાં ગુર્જરોએ પોતાનું અસલ નામ છોડી દઇ ભારતની લડાઇના વીર પુરુષ કરણના વંશના ક્ષત્રિય હોવાનું ડોળ ઘાલ્યું છે; વળી એમ પણ જણાય છે કે ત્રીજા દદ્દ પછી સૂર્યને બદલે શીવની પૂજા તેઓ કરતા હતા.

બીજા દદ્દ પછી તેનો પુત્ર બીજો જયભટ ગાદીએ બેઠો તે શૂરવીર હતો એટલું જ તેના વિષે જણાવ્યું છે.

બીજો જયભટ આશરે
ઇ. સ. ૬૫૧–૬૭૫

બીજા જયભટનો પુત્ર ત્રીજો દદ્દ "બાહુસહાય" કહેવાતો. તેણે પૂર્વ અને પશ્ચિમ (કદાચ માળવા અને વલભિ) ના રાજાઓ સાથે લઢાઇઓ કરી હતી એમ તેના તામ્રપટમાં લખ્યું છે. તેના કુટુંબમાં શૈવ ધર્મ પહેલવહેલો તેણે પાળ્યો. તેણે માનવધર્મશાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો, તેથી તે વર્ણાશ્રમના ધર્મ બરોબર રીતે પળાવતો હતો. ગુર્જર લોકોએ પોતાની ઉત્પત્તિ કરણથી થયેલી હોવાનું અને ક્ષત્રિય હોવાનું ડોળ ઘાલ્યું છે તે કદાચ પહેલવહેલું આ રાજાના વખતમાં થયું હશે. તેના પૂર્વજોની પેઠે ત્રીજો દદ્દ પણ કોઈનો ખંડિયો રાજા હતો, પણ તેનો સ્વામિ કોણ હતો એ જણાતું નથી. કદાચ ચાલુક્ય રાજા જયસિંહ, જેને તેના ભાઈ વિક્રમાદિત્યે (આશરે ૬૬૯–૬૮૦) લાટ દેશ આપ્યો હતો તે તેનો સ્વામિ થયો હશે.

ત્રીજો દદ્દ, આશરે ઈ. સ. ૬૭૫-૭૦૦.

ત્રીજા દદ્દ પછી ગાદીએ બેસનાર તેનો પુત્ર ત્રીજો જયભટ હતો. આ રાજાનાં બે તામ્રપટ મળ્યાં છે. એક ત્રૈ. સંવત ૪૫૬ (ઇ. સ. ૭૦૪-૫) નું અને બીજું ત્રૈ. સંવત ૪૮૬ (ઇ. સ. ૭૩૪-૩૫) નું. એમ ધારવામાં આવેછે કે પહેલું તામ્રપટ તેના રાજ્યની શરૂઆતના વખતનું હશે અને બીજું તેના રાજ્યની આખરના વખતનું હશે. આ રાજા પણ ચાલુક્યોનો ખંડિયો હશે એમ લાગેછે. તેના તામ્રલેખમાં તેનાં મોઘમ રીતે વખાણ કર્યાં છે. ઐતિહાસિક અગત્યની એકજ વાત ત્રૈ. સંવત ૪૮૬ (ઇ. સ. ૭૩૪-૩૫) ના તામ્રલેખ ઉપરથી જણાય છે. એ તામ્રલેખમાં વલભિ રાજાની હાર થયાની વાત લખી છે, એ વલભિ રાજા ઘણું કરી ચોથો શીલાદિત્ય (ઇ. સ. ૬૯૧) અથવા પાંચમો શીલાદિત્ય (ઇ. સ. ૭૨૨) હશે. પુલકેશિ જનાશ્રયે આરબોના જે ટોળાને હરાવ્યું હતું તે ટોળું ત્રીજા જયભટના વખતમાં આવ્યું હતું. પુલકેશિના તામ્રલેખમાં જણાવેલાં રાજ્યોની પેઠે ભરૂચવાળા જયભટના રાજ્યને પણ પીડા થઇ હશે. પણ એ રાજ્યનું નામ

ત્રીજો જયભટ, આશરે ઇ. સ. ૭૦૪-૭૩૫.

ખાસ કરીને પુલકેશિના તામ્રલેખમાં જણાવ્યું નથી તેનું કારણ કદાચ એ હશે કે તે પુલકેશિના રાજ્યનોજ એક ભાગ ગણાતું હશે.

ઈ. સ. ૭૩૪-૩૫ પછી ભરૂચના ગુર્જરો વિષે કંઈ માહિતી નથી. એમના રાજ્યનો નાશ આરબ લોકોને હાથે થયો કે ગુજરાતના રાષ્ટ્રકૂટોને હાથે થયો એ જણાયુ નથી. રાષ્ટ્રકૂટ રાજાઓના વખતમાં જે ગુર્જરો વિષે માહિતી મળેછે તે ભીન્માલના ગુર્જર હોવા જોઇએ, ભરૂચના ગુર્જર નહીં હોવા જોઇએ, કારણ કે ત્રીજા દદ્દના વખતથી ભરૂચના ગુર્જરોએ ગુર્જર નામજ છોડી દીધું હતું.

---

# પ્રકરણ ૧૧ મું.

## રાષ્ટ્રકૂટ રાજાઓ.

(ઈ. સ. ૭૪૩-૯૭૪).

રાષ્ટ્રકૂટ રાજાઓ ઈ. સ. ૭૪૩-૯૭૪.

ગુજરાત સાથે રાષ્ટ્રકૂટ રાજાઓનો સંબંધ શક ૬૬૫ થી શક ૮૯૬ સુધી (ઇ. સ. ૭૪૩-૯૭૪) એટલે ૨૩૧ વર્ષ સુધી ચાલ્યો. આ સમયના ત્રણ વિભાગ પડી શકે છે. પહેલો વિભાગ શક ૬૬૫ થી ૭૩૦ (ઇ. સ. ૭૪૩-૮૦૮) સુધી પાંસઠ વર્ષ ચાલ્યો અને તેમાં ગુજરાતનો રાષ્ટ્રકૂટ રાજા દખ્ખણના રાષ્ટ્રકૂટ રાજાના તાબામાં ગણાતો. બીજો વિભાગ શક ૭૩૦ થી શક ૮૧૦ (ઈ. સ. ૮૦૮-૮૮૮) સુધી એંશી વર્ષ ચાલ્યો, તેમાં ગુજરાતનો રાષ્ટ્રકૂટ રાજા સ્વતંત્ર ગણાતો; અને ત્રીજો વિભાગ શક ૮૧૦ થી ૮૯૬ (ઈ. સ. ૮૮૮-૯૭૪) સુધી ૮૬ વર્ષ ચાલ્યો તેમાં દખ્ખણના રાષ્ટ્રકૂટ રાજા ફરીથી ગુજરાત ઉપર પોતાની સત્તા ચલાવવા લાગ્યા.

રાષ્ટ્રકૂટ રાજાઓની ઉત્પત્તિ વિષે પુરતી માહિતી મળી નથી. એટલી વાત જણાઈ છે કે ગુજરાતના રાષ્ટ્રકૂટ રાજા દખ્ખણમાંથી ઈ. સ. ૭૪૩ (શક ૬૬૫) માં આવ્યા હતા. દખ્ખણના રાષ્ટ્રકૂટ રાજાઓની ઉત્પત્તિ શી રીતે થઇ, તેઓ ક્યાંથી આવ્યા અને તેમણે શી રીતે સત્તા મેળવી એ જણાતું નથી.

કનોજ અને મારવાડમાં રાઠોડ અને કર્ણાટકમાં રટ્ટ એ નામની જાતો પાંચમા સે કડાના મધ્ય ભાગમાં થયેલી હોવાનું જણાય છે; અને એ બન્નેના સરદારોનું સંસ્કૃત નામ રાષ્ટ્રકૂટ છે. રાષ્ટ્રકૂટ એ શબ્દ રાષ્ટ્ર (રાજ્ય) અને કૂટ (શીરોમણી) એ શબ્દો મળીને થયો છે, તેથી એમ લાગે છે કે રાઠોડ અને રટ્ટ એ બંને નામ રાષ્ટ્રકૂટ ઉપરથી થયાં હશે. ઉત્તરના રાષ્ટ્રકૂટો (રાઠોડ) ભાટ લોકોની દંતકથા પ્રમાણે સૂર્યવંશી રજપૂત છે અને શ્રી રામચંદ્રજીના વંશના કહેવાય છે; દખ્ખણના રાષ્ટ્રકૂટો (રટ્ટો) ચંદ્રવંશી અને યદુના વંશમાં ઉત્પન્ન થયેલા હોવાનું જણાય છે; પરંતુ બંનેએ પોતાની ઉન્નતિ થયા પછી આવી ઉત્પત્તિનો દાવો કરેલો છે.

રાષ્ટ્રકૂટ રાજાઓનો ઉદય શી રીતે થયો એ જાણવાને કંઇ સાધન નથી રાષ્ટ્રકૂટ રાજાઓનું જૂનામાં જૂનું તામ્રપટ મળ્યું છે તે અભિમન્યુ રાજાનું છે તેની ઉપર સાલ નથી, તોપણ તેના અક્ષર, લખાણની ઢબ અને સિંહની આકૃતિવાળા શિક્કાપરથી એમ લાગે છે કે રાષ્ટ્રકૂટ રાજાઓએ યદુના વંશમાંથી પોતાની ઉત્પત્તિ થયેલી હોવાનું જણાવવા પોતાના શિક્કામાં ગરુડની આકૃતિ દાખલ કરી તે પહેલાંનું આ તામ્રપટ હોવું જોઈએ. આ તામ્રપટ આશરે ઈ. સ. ૪૫૦ ના અરસાનું હશે એમ ધારવામાં આવે છે. તેમાં અભિમન્યુની બે પેઢી નીચે પ્રમાણે જણાવી

પ્રાચીન રાષ્ટ્રકૂટરાજાઓ, ઈ. સ. ૪૫૦–૫૦૦.

માનાંક.
|
દેવરાજ.
|

ભવિષ્ય.
|
અભિમન્યુ.

આ તામ્રપટ મા ા પુરથી કરી આપ્યુ છે એ માનપુર માનાકના નામ ઉપરથી વસાવ્યુ હશે અને સોલાપુરથી સાઠ માઇલ છેટે માન્ય ખેટ ( માન ખેડ ) નામનુ નગર રાષ્ટ્રકૂટોની રાજધાની હતુ તેનુ જાનુ નામ હશે આ ઉપરથી એમ ધારી શકાય છે કે ઉપર જણાવેલો મા ાક તથા તેના પછીના રાજાઓ ઇ સ ૫૦૦ ની પહેલાના રાષ્ટ્રકૂટ રાજાઓ હોવા જોઇએ

ત્યાર પછીના રાષ્ટ્રકૂટ રાજાઓ વિષે માહિતી મળવાનુ સાધન ચાલુકય રાજાઓનુ એક તામ્રપટ છે આ તામ્રપટ અગી આરમા સૈકડાનુ છે તેથી તેમા આપેલી માહિતી ઘણી ભરોસાદાર ગણી શકાય નહીં એ તામ્રપટમા

મુખ્ય વ શ
ઇ સ ૬૭૦-૯૭૨

લખ્યુ છે કે ચાલુકય રાજા પહેલો જયસિ હે આકસો હાથીના ધણી રાષ્ટ્રકૂટ રાજા કૃષ્ણના પુત્ર ઇંદ્રને હરા યો આ લડાઇ આશરે ઇ સ ૫૦૦ મા થયેલી હોવી જોઇએ, માટે જો એ તામ્રપટમા લખેલી હકીકત ખરી હશે તો ઇ સ ૫૦૦ ના અરસામા રાષ્ટ્રકૂટ રાજાઓનુ રાજ્ય સારી પેઠે જામેલુ હોવુ જોઇએ રાષ્ટ્રકૂટ રાજાઓના તામ્રપટમા તેમ ા વ શની શરૂઆત ઇ સ ૬૮૦ ના અરસામા ગોવિ દ નામ ા રાજાથી કરેલી જણાય છે પરતુ એ ગોવિ દ રાજા રાષ્ટ્રકૂટ વ શ સ્થાપન કરનાર નહોતો એમ દ તિદુર્ગ નામના રાજાએ આશરે ઇ સ ૭૫૦ મા કોતરાવેલા લેખમા આપેલી વ શાવળી ઉપરથી દેખાય છે ગોવિ દના પહેલા દ તિવર્મા અને ઇંદ્ર એવા બે રાજા ા નામ એ લેખમા આપેલા છે એટલા માટે રાષ્ટ્રકૂટ વ શ કયારે સ્થાપન થયો હશે એ સ શય ભરેલુ રહેછે તોપણ રાષ્ટ્રકૂટ વ શના પરાભવ વિષે કઇ શક રહેતો નથી પશ્ચિમ ચાલુક્ય વ શના તૈલપ રાજાએ રાષ્ટ્રકૂટ રાજા ત્રીજા કક્ક અથવા કક્કલના વખતમા શક ૮૯૪ (ઇ સ ૯૭૨ ) મા રાષ્ટ્રકૂટ રાજાનો પરાભવ કર્યો હતો રાષ્ટ્રકૂટ રાજાઓની વ શાવળી નીચે પ્રમાણે છે —

૧. દંતિવર્મા.
( આસરે ઇ. સ. ૩૬૦ ).

૨. ઇંદ્ર ૧ લો.
( આસરે ઇ. સ. ૬૫૫ ).

૩. ગોવિંદ ૧ લો.
( આસરે ઇ. સ. ૬૮૦ ).

૪. કક્ક અથવા કર્ક પહેલો.
( આશરે ઇ. સ. ૭૦૫ ).

૫. ઇંદ્ર બીજો
( આશરે ઇ. સ. ૭૩૦ ).

૬. દંતિદુર્ગ.
અથવા દંતિવર્મા,
( શક ૬૭૫ ઇ. સ. ૭૫૩ ).

ધ્રુવ.

ગોવિંદ.

કક્ક બીજો.
(શક ૬૬૯; ઇ. સ. ૭૪૭)

કૃષ્ણ.
( આશરે ઇ. સ. ૭૬૫ ).

૮. ગોવિંદ બીજો.
( આશરે ઇ. સ ૭૮૦ ).

૯. ધ્રુવ અથવાં ધારાવર્ષ;
નિરૂપમ, ધોર,
( આશરે ઇ સ. ૭૯૫ ).

૧૦. ગોવિંદ ત્રીજો, પ્રભૂતવર્ષ
વલ્લભનરેંદ્ર, જગત્તુંગ,

૧. ઇંદ્ર.
( ગુજરાતની શાખા સ્થાપનાર )

પૃથિવીવલ્લભ.
શક ૭૨૫, ૭૨૮, ૭૨૯.
(ઇ. સ. ૮૦૩, ૮૦૬, ૮૦૭).

૨. કર્ક
( શક ૭૩૪, ૭૩૮, ૭૪૩,
ઇ. સ. ૮૧૨, ૮૧૬, ૮૨૧ ).

૩. ગોવિંદ.
પ્રભૂત વર્ષ.
( શક ૭૪૯
ઇ. સ. ૮૨૭ ).

૧૧. અમોઘ વર્ષ
સર્વ, દુર્લભ શ્રીવલ્લભ,
લક્ષ્મી વલ્લભ,
વલ્લભ સ્કંદ.
( શક ૭૭૩, ૭૯૯;
ઇ. સ. ૮૫૧, ૮૭૭)

દંતિવર્મા ( ? )

૭. અકાલવર્ષ.
કૃષ્ણ.
(શક ૮૧૦, ઇ. સ. ૮૮૮ ).

૪. ધ્રુવ ૧ લો.
ધારાવર્ષ,
નિરૂપમ
( શક ૭૫૭
ઇ. સ. ૮૩૫ ).

૫. અકાલવર્ષ
શુભતુંગ.
(ઇ. સ. ૮૬૭)

૬. ધ્રુવ ૨ જો.
( શક ૭૮૯, ૭૯૩
ઇ. સ. ૮૬૭, ૮૭૧ ).

૧૨. અકાલવર્ષ,
કૃષ્ણ, ૨ જો; કન્નર
( આશરે ઇ. સ. ૮૮૦-૯૧૧ )

જગત્તુંગ.
( ગાદીએ બેઠો નથી ).

૧૩. ઇંદ્ર ૩ જો.
પૃથ્વિવી વલ્લભ.
રટ્ટ કંદર્પ, કીર્તિનારાયણ,
નિત્યં વર્ષ ( શક ૮૩૬,
ઇ સ. ૯૧૪ ).

૧૬. બદ્દિગ.

૧૭. કૃષ્ણ. ( શક ૮૬૭, ૮૭૮
ઇ. સ. ૯૪૫ ૯૫૬ ).

૧૮. કોટ્ટિગ.

નિરૂપમ.
કક્કલ.

| | | |
|---|---|---|
| ૧૪ અમોઘ વર્ષ | ૧૫ ગોવિંદરાજ સુવર્ણવર્ષ | અથવા કર્કરાજ. (શક ૮૯૪ ઇ સ ૯૭૨) |

ગુજરાતના રાષ્ટ્રકૂટોનુ જૂનામાં જૂનુ તામ્રપટ કક્ક રાજાનુ છે તેની ઉપર શક ૬૬૯ (ઇ સ ૭૪૭) ની સાલ છે અને તે સુરત જીલ્લાના આંત્રોલિ ચારોલીમાંથી મળ્યુ છે તેનુ લખાણુ, અક્ષરો, સાલ લખવાની રીત વગેરે વલ્લભિ તામ્રપટોને મળતા છે ફેર માત્ર એટલોજ છે કે સાલ શક સવતસરમા નાખેલી છે. એમા નીચે પ્રમાણે રાજાઓની વ શાવળી આપેલી છે.

તામ્રપટ

કક્ક.
|
ધ્રુવ.
|
ગોવિંદ.
|
કક્ક બીજો

(શક ૬૬૯, ઇ સ ૭૪૭)

એ તામ્રપટમા વળી લખ્યુ છે કે દાન આપનાર રાજા કક્ક, ગોવિંદ અને તેની રાણી, પ્રખ્યાત નરવર્મા ની કુવરીનો પુત્ર હતો કક્કને 'સમાધિગત પ ચ મહાશબ્દ' એવુ બિરુદ આપેલુ છે અને વળી તેને 'પરમ ભટ્ટાર્ક મહારાજ' કહેલો છે, તે ઉપરથી એમ લાગે છે કે તે સ્વત ત્ર રાજા હોવો જોઇએ એ તામ્રપટમા શક ૬૬૯ (ઇ સ ૭૪૭) ના આશ્વયુજ સુદી ૭ ની મીતિ છે દ તિદુર્ગનુ સામનગઢવાળુ તામ્રપટ આજ સમય (ઇ સ ૭૫૩) નુ છે દ તિદુર્ગ રાજા ઘણો બળવાન હતો તેથી કક્કના તામ્રપટમા જણાવેલો પહેલો રાજા દ તિદુર્ગનો દાદો, કક્ક ૧ લો હોવો જોઇએ કક્ક ૧ લાનો પુત્ર ધ્રુવ, ગુજરાતની રાષ્ટ્રકૂટ શાખાનો પહેલો રાજા થઇ ગુજરાત કે માળવામા

કોઇ ઠેક ઠેકાણે રાજ્ય કરતો હશે પુન પછી ગોવિંદ અને ગોવિંદ પછી કર્ક બીજો એ પ્રમાણે આ શાખામાં રાજા થયેલા હશે બીજા દંતિદુર્ગના તામ્રપટો ઉપરથી જણાય છે કે મહી અને નર્મદા વચ્ચેનો મધ્ય ગુજરાતનો પ્રદેશ તેણે જીતી લીધો હતો અને તેના ઇલુરા દશાવતારના લેખો (ઇ સ ૭૫૦) ઉપરથી જણાય છે કે લાટ અને માળવા દેશ તેના કબજામાં હતા દંતિદુર્ગે ગુજરાત છતી લીધુ તે વખતે તેની માતુશ્રીએ માની (માતર) પ્રગણાના દરેન ગામમાં જમીન દાન આપેલી હતી દંતિદુર્ગે જીતેલુ ગુજરાત, કોઇ ભાગમાં તે વખતે મુખ્ય શાખાના તાબામા રહી રાજ્ય કરનાર કર્કને આપી દીધુ હશે, અને આ કર્ક આંતરોલી ચારોલીના તામ્રપત્રવાળો કર્ક હોવો જોઇએ કર્કના પરોહગાવાળા તામ્રપટથી (ઇ. સ ૮૧૨) આ કલ્પનાને ટેકો મળે છે દંતિદુર્ગને પુત્ર નહીં હોવાથી તેની પછી તેનો કાકો કૃષ્ણ ગાદીએ બેઠો આ કૃષ્ણ વિષે વરો- દરાના તામ્રપટમા એમ લખ્યુ છે કે કુટુંબનો એક જણ તોફાન મચાવી બેઠો હતો તેને નરમ પાડી કૃષ્ણે કુટુંબના ભલા માટે રાજ્ય પોતાના હાથમા લીધુ આ તોફાન કરનાર આંતરોલી-ચારોલીના તામ્રપત્રવાળો કર્ક હશે અને દંતિદુર્ગના મરણ પછી પોતે ધણી થવાને તેણે તોફાન મચાવ્યુ હશે પરંતુ કૃષ્ણે તેનુ કંઇ ફાવવા દીધુ નહીં અને તેને એવો જડમૂળથી ઉખેડી નાખ્યો કે તેના પછી તેના વંશમા બીજો કોઇ થયેલો જણાતો નથી

રાષ્ટ્રકૂટ રાજા દંતિદુર્ગે ગુજરાતમા જે જીત કરી હતી તે ગુર્જર રાજા જયભટના વખતમા કરી હશે એમ લાગે છે, કારણ કે જયભટ ત્રીજાના છેલ્લામાં છેલ્લી સાલ ઇ સ ૭૩૬ ની જણાય છે, તે દંતિદુર્ગની જણા- યેલી સાલ (ઇ સ ૭૫૩) કરતા માત્ર સત્તર વર્ષ પહેલાની છે દંતિદુર્ગે હરાવ્યા પછી ગુર્જરો રાજપીપળાના ડુંગરોમા જતા રહ્યા હશે એમ લાગે છે કૃષ્ણ (ઇ સ ૭૬૫) અને તેના પુત્ર ગોવિંદ ૨ (ઇ સ ૭૮૦) વખતમા ગુજરાતમા કંઇ જાણવા જોગ બનાવ બન્યા નો નોંધ નથી ઇ સ ૭૮૫ ના અરસામા ગોવિંદ બીજા પછી તેનો નાનો ભાઇ ધ્રુવ ગાદીએ બેઠો

કૃષ્ણ અને ગોવિંદ ૨ જો, ઇ સ ૭૬૫-૭૯૫

ધ્રુવ ૧ લો, ઇ. સ. ૭૮૫.

ધ્રુવ ઘણો બળવાન રાજા હતો. દક્ષિણ હિંદુસ્તાનથી ઉત્તરમાં અલ્હાહબાદ સુધીનો પ્રદેશ તેણે જીતી લીધો હતો. ધ્રુવના વખતમાં તેનો પુત્ર ગોવિંદ નાસીક પ્રગણાના ગપૂરખંડી અથવા ગોરખંડમાં રાજ્ય કરતો હતો અને તેના હાથમાં ધારનો તથા વડાસાદ સુધી કિનારાનો પ્રદેશ હતો. ગોવિંદને બીજા ભાઇઓ હતા, તોપણ તેના બાપે તેનું પરાક્રમ જોઇ પોતાનું બધું રાજ્ય તેને આપવા માંડ્યું, પણ ગોવિંદે તે લેવાની ના કહી અને એમ જણાવ્યું કે કંઠિક અથવા કિનારાનો પ્રદેશ મને આપ્યો છે તે બસ છે.

ગોવિંદ ૩ જો, ઈ. સ. ૮૦૦-૮૦૮.

સ્તંભ અને બીજા રાજાઓએ ચઢાઈ કરવાની દહેશત આપવાથી ધ્રુવે પોતાની હયાતીમાં ગોવિંદને ગુજરાતનો સ્વતંત્ર રાજા બનાવ્યો હતો આ વાત ગોવિંદના કાવીના તામ્રલેખમાં જણાવી છે પરંતુ મુખ્ય રાષ્ટ્રકૂટ શાખાના રાજાનાં તામ્રપટ રાધનપુર ( ઇ. સ. ૮૦૮ ) અને વાનડીંડોરી ( ઇ. સ. ૮૦૮ ) થી મળી આવ્યાં છે તેમાં જણાવેલી નથી. ગોવિંદની સામે થનાર રાજાઓમાં મુખ્ય સ્તંભનો રાજા હતો. અણહિલવાડના રાજાઓના વખતમાં ખંભાતનું જૂનું નામ ગંભૂત બદલાઇને સ્તંભતીર્થ થયું હતું તે ઉપરથી એમ લાગે છે કે આ સ્તંભ રાજાને ખંભાત સાથે કંઇ સંબંધ હશે. સ્તંભ અને બીજા રાજાઓ ગોવિંદ ઉપર ચઢી આવ્યા હતા તે ગોવિંદને હરાવી શક્યા નહીં. કાવીના લેખમાં જણાવ્યું છે કે ગુર્જ્જર રાજા બીહીને નાઠો અને માળવાનો રાજા શરણ થયો. એ ગુર્જ્જર રાજા કોણ હશે એ નક્કી થઇ શકતું નથી દંતિદુર્ગની જીત પછી કોઇ ગુર્જ્જર રાજાએ કોઇ ભાગમાં રાજ્ય સ્થાપન કર્યું હશે, અથવા ગુર્જ્જર દેશનો રાજા એટલુંજ બતાવવાના ઉદ્દેશથી ' ગુર્જ્જર રાજા ' એમ લખ્યું હશે. ગમે તેમ હશે તોપણ ઉત્તર ગુજરાતના કોઇ રાજાને જીતી લઇ ભરૂચથી માળવા સુધીનો રસ્તો ગોવિંદે ખુલ્લો કર્યાનું જણાય છે માળવાથી ગોવિંદ વિંધ્યા પર્વત આગળ આવ્યો, ત્યાં મારાશર્વ નામનો પૂર્વ માળવાનો રાજા તેને તાબે થયો અને ખંડણી આપવા કબુલ કર્યું. '

વિખ્યાથી ગોવિંદ ગુજરાતમા આવ્યો, ચોમાસુ તેણે શ્રી ભવન (ભરૂચ જીલ્લાના આમોદ તાલુકાનુ સરભાણ) મા ગાળ્યુ, ચોમાસુ વિત્યા પછી ગોવિંદ દક્ષિણમા તુમભદ્રા સુધી ગયો દક્ષિણમા જતી વખતે તેણે ગુજરાત તેના ભાઇ ઇંદ્રને સોપ્યુ આ ઇંદ્ર રાજાથી ગુજરાતના રાષ્ટ્રકૂટ રાજાઓની શાખા શરૂ થાય છે ઘણા તામ્રપટમા સ્પષ્ટ રીતે વર્ણ્યુ છે કે ઇંદ્રને તેના ભાઇ ગોવિંદે લાટ દેશ બક્ષિસ આપ્યો હતો ઇંદ્રે ગુજરાત જીતી લીધુ તેને તે કઇ બક્ષિસ મળ્યુ નહોતુ એમ બતાવવાને કેટલાક ગુજરાત તામ્રપટમા ગોવિંદ (ઇ સ ૮૧૮) પછી અમોઘવર્ષ રાજા ગાદીએ બેઠાની વાત જણાવ્યા પછી એમ લખ્યુ છે કે ગુજરાતનો રાજા અમોઘવર્ષનો કાકો ઇંદ્ર હતો

ઇંદ્ર, ઇ. સ ૮૦૮-૮૧૨

ગોવિંદ ૩ જાએ ઇંદ્રને ગુજરાત ઇ સ ૮૦૮ (શક ૭૩૦) માં આપ્યું હતુ, અને ઇંદ્રના પુત્ર કર્કનુ તામ્રપત્ર ઇ સ ૮૧૨ (શક ૭૩૪) નુ મળ્યુ છે, તે ઉપરથી એમ જણાય છે કે ઇંદ્રે માત્ર ચારજ વર્ષ રાજ્ય કરેલુ હોવુ જોઇએ ઇંદ્રને "લાટેશ્વર મંડળનો શાસ્તા" એવુ વિરુદ તામ્રપટોમા આપેલુ જોવામા આવે છે વડોદરેથી મળેલા એક તામ્રપટમા એમ જણાવ્યુ છે કે તેની સામે લડવાને આવેલ એક ગુર્જર રાજાને તેણે નસાડી મૂક્યો, અને અમોઘવર્ષની સામે થયેલા કેટલાક રાષ્ટ્રકૂટ સામંતોને તેણે મદદ કરી

કર્ક ૧ લો, ઇ સ. ૮૧૨-૮૨૧.

ઇંદ્ર પછી તેનો પુત્ર કર્ક ગાદીએ બેઠો તેના સુવર્ણવર્ષ અને પાતાલમલ્લ એવા બીજા નામ પણ હોવાનુ જણાય છે કર્કના ત્રણ તામ્રપટ મળેલા છે, વડોદરાનુ (શક ૭૩૪, ઇ સ ૮૧૨), નવસારીનુ (શક ૭૩૮, ઇ સ ૮૧૬), સુરતનુ (શક ૭૪૩, ઇ સ ૮૨૧) વડોદરાવાળા તામ્રપટમા એમ જણાવ્યુ છે કે ગુર્જર રાજા ગૌડ અને વંગના રાજાઓને જીતી મગરૂર થઇ ગયો હતો અને માળવાના રાજા ઉપર ચઢી આવ્યો હતો તેનાથી માળવાના રાજાનો બચાવ કરવામા કર્કના સ્વામી (ગોવિંદ ૩ જા) એ કર્કની મદદ લીધી હતી ગૌડ અને વંગ સુધી જીત મેળવનાર આ ગુર્જર રાજા

કર્યો હશે એ નક્કી થયું નથી તે મહીની ઉત્તરે ગર્જના કરતો હતો અને દ્રોહદને રસ્તે મારવા ગયો હતો તે કદાચ કોઈ વલભિ રાજા હશે, અથવા ભિન્નમાલનો ગુર્જર રાજા હશે, અને વલભિની પડતી પછી તે ॥ મિત્ર અણહિલવાડ ॥ ચાવડા રાજા (યોગરાજ ઇ સ ૮૦૬-૮૪૧) ની મદદથી દક્ષિણમાં મહી નદી સુધીનો પ્રદેશ તાબે કરી બેઠો હશે વડોદરાના તામ્રલેખમાં અમોઘવર્ષ સબંધી કંઈ લખ્યું નથી, પરંતુ નવસારીના તામ્રલેખ (ઇ સ ૮૧૬) માં ગોવિંદ પછી અમોઘવર્ષ રાજા થયેલો હોવાનું લખ્યું છે તે ઉપરથી એમ લાગે છે કે ઇ સ ૮૧૨ અને ૮૧૬ ની વચ્ચે ગોવિંદ મરી ગયો હશે અને અમોઘવર્ષ ગાદીએ બેઠો હશે પહેલા તો અમોઘવર્ષ તેના સામંતોને તાબે કરી શક્યો નહીં પણ કર્કે તેને મદદ કરી તેના સામંતોને નરમ પાડ્યા પછી તેનું રાજ્ય ફતેહમંદ નિવડ્યું એમ સુરતના તામ્રપટ ઉપરથી તથા બીજા બે તામ્રપટ ઉપરથી (શક ૭૫૭ અને ૭૮૯) જણાય છે.

કર્કનું નવસારીનાનું તામ્રપટ ખેડાથી આપ્યું હતું મહી અને નર્મદા વચ્ચેના પ્રદેશમાં આવેલું સગીપદ્રક ગામ તેમાં દાનમાં આપેલું છે ચાર વિદ્યા જાણનાર પંડિત વલ્લભરાજ નામના કોઈ દક્ષિણી બ્રાહ્મણને એ ગામ દાનમાં આપ્યું હતું દૂતક અથવા દાન કરનાર દ્રોણમ નામનો દક્ષિણી ભટ્ટ (લદરૈયો) હતો

કર્કનું સુરતવાળું તામ્રપટ વાટિકા (વનસાડ પાસે આવેલી વાકી) ના કિનારા ઉપર રાજાએ મુકામ કર્યો હતો, ત્યાંથી આપેલું છે નાગસારિક (નવસારી) ની પાસે આવેલા અંબાપાટક ગામમાંથી એક ખેતર નાગસારિક (નવસારી) ના જૈન દેવળને દાનમાં આપેલું છે તામ્રપટ લખનાર દુર્ગભટ્ટનો પુત્ર સંધિવિગ્રહિક નારાયણ છે તાપીની દક્ષિણે ગુજરાતના રાષ્ટ્રકૂટ રાજાએ દાન આપ્યાનો આ પહેલવહેલો દાખલો છે, તે ઉપરથી એમ લાગે છે કે કર્કે અમોઘવર્ષને કરેલી મદદના બદલામાં ઉત્તર કોકણનો ભાગ કર્કને મળ્યો હશે

રાજપુત્ર દંતિવર્મા

વડોદરાના (વડપદ્રક) તામ્રપટ ઉપરથી જણાય છે કે કર્કને દંતિવર્મા નામે પુત્ર હતો દંતિવર્મા વડોદરાનું દાન કરનાર છે તે ઉપરથી એમ લાગે છે કે દાન કરતી વખતે

તે લાયક ઉમ્મરનો હશે અમોઘવર્ષના બગુમરાવાળા તામ્રપટ ઉપરથી પણ જણાય છે કે દંતિવર્મા કર્કનો પુત્ર હતો એ તામ્રપટ ઉપરથી નીચેની વિશેષ હકીકત જણાય છે કર્કને ધ્રુવ નામે બીજો પુત્ર હતો ત્રણે તામ્રપટો ઉપરથી જણાય છે કે કર્ક પછી ગાદી ધ્રુવને મળી, પરતુ દંતિવર્માના પુત્રનુ તામ્રપટ શક ૮૧૦ ની સાલનુ, એટલે કે વડોદરાના તામ્રપટ પછી ૭૬ વર્ષ પછીનુ છે, તે ઉપરથી એમ લાગે છે કે તામ્રપટોમા આપેલી વંશાવળીમા કંઇ ભૂલ થયેલી છે પિતાના મરણ પછી દંતિવર્મા કે ધ્રુવ ગાદીએ બેઠેલા હોય એમ લાગતુ નથી કારણ કે કાવીવાળા તામ્રપટ ઉપરથી જણાય છે કે કર્ક પછી તેમનો કાકો ગોવિંદ ગાદીએ બેઠો કદાચ દંતિવર્મા તેના બાપની હયાતીમા મરી ગયો હશે, અને કર્કની વૃદ્ધાવસ્થામા ધ્રુવ નામનો તેને બીજો પુત્ર થયો હશે, કર્કના મરણ પછી એ પુત્રની બાલ્યાવસ્થામા ગોવિંદે થોડો વખત રાજ્ય કર્યું હશે

ગોવિંદ, ઈ સ. ૮૨૭–૮૩૩

આ ગોવિંદ રાજાનુ બીજુ નામ પ્રભુતવર્ષ હતુ ગોવિંદના કાવીવાળા તામ્રલેખમા શક ૭૪૯ (ઇ સ ૮૨૭) ની સાલ પણ ગોવિંદ વિષે બીજી કંઇ હકીકત તેમા નથી એ તામ્ર લેખવાળુ દાન ભરૂચથી કર્યું હતુ અને ભરૂચથી ત્રીસ માઇલ છેટે આવેલા કાપિક (કાવી) પાસે કોટિપુરમા જયાદિત્ય નામે સૂર્યનુ દેવળ હતુ તેને એક ગામ દાનમા આપ્યુ હતુ તામ્રલેખ લખનાર અવલોકિતનો પુત્ર યોગેશ્વર હતો, દૂતક ભટ્ટ કુમુદ હતો આ તામ્રલેખમા ગોવિંદની પછી ગાદીએ બેસનાર વિષે કંઇ ઇસારો કરેલો નથી તે ઉપરથી એમ માનવાને ટેકો મળે છે કે ગોવિંદની સત્તા તેના ભત્રિજાની સગીર ઉમ્મર સુધીજ રહી હશે

ધ્રુવ પહેલો ઇ સ ૮૩૫–૮૬૭,

ધ્રુવના બીજા નામ નિરૂપમ અને ધારાવર્ષ છે વડોદરાવાળા તામ્રલેખમા (શક ૭૫૭, ઈ સ ૮૩૫) તે રાજા હોવાનુ લખેલુ છે તે લાયક ઉમરનો થયેથી ગોવિંદની હયાતીમાજ ગાદીએ બેઠો હશે અથવા ગોવિંદના મરણ પછી બેઠો હશે ધ્રુવનુ વડોદરાવાળુ તામ્રપટ બેડા પાસે સર્વમંગળ

નામના ગામથી આપ્યું હતું. તેમા ભદ્રસિદ્ધિ ( બોરસદ ) ના યોગ નામના બ્રાહ્મણને એક ગામ દાન આપ્યાનું લખ્યુ છે. તામ્રપટ લખનાર, દુર્ગભટ્ટનો પુત્ર સ ધિવિગ્રહિક નારાયણ છે અને દૂતક દેવરાજ નામનો માણસ છે. મુખ્ય રાષ્ટ્રકૂટ શાખાનુ સ્વામિપણુ ધ્રુવના વખતમા નીકળી ગયેલુ હોવાનું જણાય છે શક ૮૩૨ ( ઇ સ ૯૧૦ ) ની સાલવાળા એક તામ્રપટમા લખ્યુ છે કે વલ્લભે, એટલે કે અમોઘવર્ષે લશ્કર મોકલ્યુ અને કડિક, એટલે કે મુબાઇથી ખભાત સુધીના કિનારાના પ્રદેશને ઘેરો ઘાલી ભાગી નાખ્યો બીજા ધ્રુવના બગુમરાવાળા તામ્રલેખ ( ઇ. સ ૮૬૭ ) ઉપરથી જણાય છે કે આ લડાઇની દરમિયાન, ધ્રુવ ઘાયલ થયો અને વલ્લભ અથવા અમોઘવર્ષના લશ્કરને હરાવતા મરણ પામ્યો કન્હેરીની ગુફામાં શક ૭૯૯ ( ઇ સ ૮૭૭ ) ની સાલનો લેખ છે તે ઉપરથી આ હકીકતને ટેકો મળે છે

અકાલ વર્ષ ઈ સ ૮૬૭

ધ્રુવ પછી તેનો પુત્ર અકાલવર્ષ ગાદીએ બેઠો તેનુ બીજુ નામ શુભતુ ગ હતુ. બીજા ધ્રુવના બગુમરાવાળા તામ્રલેખમા લખ્યું છે કે ધ્રુવ લડાઈમા મરણ પામ્યા પછી, વલ્લભનુ લશ્કર દેશ ઉપર ફરી વળ્યુ હતુ અને નુકશાન કર્યું હતુ તો પણ અકાલવર્ષ તેના બાપની ગાદીએ બેઠો અને તેણે પોતાની સત્તા સ્થાપન કરી

ધ્રુવ બીજો, ઈ સ ૮૬૭

અકાલ વર્ષ પછી તેનો પુત્ર બીજો ધ્રુવ ગાદીએ બેઠો તેનુ બીજુ નામ ધારાવર્ષ અને નિરૂપમ હોવાનું જણાય છે ધ્રુવનાં બે તામ્રપટ મળેલા છે બગુમરાવાળુ શક ૭૮૯ ( ઇ સ ૮૬૭ ) નુ અને વડોદરાવાળુ શક ૭૯૩ ( ઇ સ ૮૭૧ ) નુ આ બને તામ્રપટ ઉપરથી જણાય છે કે પોતાના બધુ વર્ગમાં કેટલાક કાવતરાખોર હતા તેમને ધ્રુવે જડમૂળથી ઉખેડી નાખ્યા અને પોતાની સત્તા દૃઢ રીતે સ્થાપન કરી બગુમરાના તામ્રલેખ ઉપરથી વળી જણાય છે કે ધ્રુવને એક તરફ દખ્ખણના રાષ્ટ્રકૂટ વલ્લભની સામે થવાનુ હતુ અને બીજી તરફ તેના બધુવર્ગે ઉશ્કેરેલા ગુર્જરેશ્વર લશ્કર સામે થવાનુ હતુ તેનો બધુ વર્ગ તેની સામે થયો હતો તેમા મુખ્ય તેનો નાનો ભાઇ હતો વળી એક મિહિર રાજા

તેની ઉપર ચઢી આવ્યો હતો તેને પણ તેણે પાછો કાઢ્યો આ મિહિર રાજા ઘણું કરીને વલભિની પડતી દશા પછી જોરમાં આવેલા કાઠીઆવાડના મ્હેર લોકોનો સરદાર હશે આ બધી આપત્તિઓમાં ધ્રુવને તેના નાના ભાઇ ગોવિંદરાજની મદદ હતી આ ગોવિંદરાજ બગુમરાના તામ્રલેખમાં દૂતક તરીકે જણાવ્યો છે આ તામ્રલેખ ભૃગુકચ્છ (ભરૂચ) મા નર્મદામાં સ્નાન કર્યાને પ્રસંગે કરેલા દાનનુ છે. તેમાં પારાહતક (ઘણુ કરી પલસાણા) ના બ્રાહ્મણને એક ગામ દાનમાં આપેલું છે વડોદરાવાળુ તામ્રપટ પણ ભરૂચથી આપ્યુ હતુ મહીને દક્ષિણ કિનારે આવેલા કોનવલ્લી અને નક્ષનજ નામના ગામ કપાળેશ્વર મહાદેવને દાનમાં આપ્યાનુ તેમા લખેલુ છે ઇ સ ૮૬૭ મા ધ્રુવ પલસાણા દાનમા આપે છે અને ચાર વર્ષ પછી વડોદરા વાળા તામ્રોખમા (ઇ સ ૮૭૧) લખે છે કે તેનો પ્રદેશ ભરૂચથી મહી સુધી હતો તે ઉપરથી એમ લાગે છે કે ઇ સ ૮૬૭ થી ૮૭૧ સુધીના ચાર વર્ષની દરમીઆન ભરૂચની દક્ષિણ તરફનો પ્રદેશ મુખ્ય રાષ્ટ્રકૂટ શાખાના કબજામા ગયો હશે

આ પછી ગુજરાતનો રાષ્ટ્રકૂટ રાજા, દંતિવર્માનો પુત્ર અકાલવર્ષ કૃષ્ણ થએલો જણાય છે આ રાજાનુ એક તામ્રપટ શક ૮૧૦ (ઇ સ ૮૮૮) ની સાલવાળુ બગુમરાથી મળેલુ છે. તેનુ લખાણુ એવુ અશુદ્ધ છે અને

અકાલવર્ષ કૃષ્ણ
ઇ સ ૮૮૮

કકર્ક પછીની વંશાવળીવાળી કડીઓ એવી ઘોટાળા ભરેલી છે કે આ તામ્રપટની માત્ર સાલ સિવાય બીજી વિગતોપર ભરોસો રાખી શકાતો નથી વળી દંતિવર્મા શક ૭૩૪ (ઈ. સ ૮૧૨) મા થઇ ગયો તેનો પુત્ર શક ૮૧૦ (ઈ સ ૮૮૮) મા રાજ્ય કરતો હોય એ પણ અસંભવિત લાગે છે તોપણ માન્યખેટના રાષ્ટ્રકૂટ રાજા અમોઘવર્ષ તેજ સમયમા ત્રેસઠ વર્ષ રાજ્ય કર્યું હતું (ઇ સ ૮૧૪–૮૭૭) તેથી આ ફ઼ ઇ અશક્ય ગણી શકાય નહીં

આ તામ્રલેખથી વરિઆવી (વરીઆવ) માં આવેલુ કાવિથસાધિ (સુરતથી ચાર મૈલ છેટે આવેલુ કોસદ) ગામ દાનમાં આપેલુ છે. આ ઉપ-

રથી એમ લાગે છે કે ભરૂચથી દક્ષિણ તરફનો કેટલોક પ્રદેશ મુખ્ય શાખા પાસેથી ગુજરાત શાખાએ પાછો લઇ લીધો હશે

પરંતુ આ જીત ઘણો વખત કાયમ રહેલી નથી શક ૮૧૦ (ઇ. સ ૮૮૮) પછી ગુજરાતની શાખા વિષે કંઈ હકીકત મળતી નથી માન્યખેટના રાષ્ટ્રકૂટ રાજાઓએ કદાચ દક્ષિણ ગુજરાતમા પોતાની સત્તા પાછી સ્થાપન કરી હશે, કારણ કે નવસારીથી મળેલા બે તામ્રપટ ઉપરથી જણાય છે કે કૃષ્ણ અકાલવર્ષના પૌત્ર અને જગત્તુંગના પુત્ર ઇન્દ્ર નિત્યવર્ષે લાટ દેશમા નવસારી પાસે આવેલા ગામડા દાનમા આપ્યાં હતા

મુખ્ય શાખાનો અમલ ઇ સ ૮૮૮ થી ૯૭૪.

અમોઘવર્ષનું લાબુ રાજ્ય શક ૭૯૯ (ઇ સ ૮૭૭) સુધી ચાલ્યા ની વાત કન્હેરીની ગુફામાના લેખ ઉપરથી પણ જણાય છે ઇ સ ૮૭૭ પછી તેનુ રાજ્ય હશે એમ લાગતુ નથી, માટે તેના રાજ્યનો અત શક ૮૦૦ (ઇ સ ૮૭૮) મા આવ્યો હશે એમ માનીને ચાલી શકાય છે

અમોઘવર્ષ પછી તેનો પુત્ર કૃષ્ણ ગાદીએ બેઠો તેનુ બીજુ નામ અકાલવર્ષ છે તેના બને નામ તે વખતના ગુજરાતના રાષ્ટ્રકૂટ રાજાના ? જેવાંજ છે. આગળ જણાવવામા આવ્યુ છે કે કર્કના પુત્ર

કૃષ્ણ અકાલવર્ષ, ઈ સ ૮૮૮-૯૧૪

પહેલા ધ્રુવે (ઇ સ ૮૩૫-૮૬૭) મુખ્ય રાષ્ટ્રકૂટ શાખાથી સ્વતંત્ર થવાને પ્રયત્ન કરવાથી અમોઘવર્ષની તેની ઉપર ઘણી ઇતરાજી થઇ હતી અને આ ઇતરાજી અમોઘવર્ષના રાજ્યની આખર સુધી (ઇ સ ૮૭૭) કાયુ રહી હતી અમોઘવર્ષના પુત્ર કૃષ્ણે પણ આ ઇતરાજીનો સબધ જારી રાખ્યો હતો એમ ઇંદ્ર રાજાના નવસારીવાળા તામ્રપટ ઉપરથી જણાય છે તેમાં લખ્યુ છે કે ઇંદ્ર રાજાનો દાદો કૃષ્ણ ગુર્જર રાજા સથે લડ્યો હતો આ લડાઇના સબધમા મુખ્ય રાષ્ટ્રકૂટ શાખાના કરડાવાળા તામ્રપટ (શક ૮૯૧ ઇ સ ૯૭૩) મા જણાવ્યુ છે કે કૃષ્ણના દુશ્મનો કૃષ્ણના પરાક્રમથી બીધા અને તેમણે ખેટક (ખેડા) અને તેનુ મડળ (આસપાસનો

પ્રદેશ ) છોડી દીધુ જે ગુર્જર રાજા સાથે કૃષ્ણ લડ્યો તે કદાચ ગુજરાત ના રાષ્ટ્રકૂટ રાજા ની મદદે આવેલો ઉત્તર તરફનો કોઇ ગુર્જર રાજા હશે ગમે તેમ હશે તોપણ એ લડાઇમા કૃષ્ણની ફતેહ થયેલી લાગે છે, કારણ કે ત્યારથી લાટ દેશ દક્ષિણના રાષ્ટ્રકૂટ રાજાઓના પ્રદેશમા ગણાવો લાગ્યો

કડપડવંજથી મળેલા શક ૮૩૨ (ઇ સ ૯૧૦) ની સાલના એક તામ્ર લેખ ઉપરથી જણાય છે કે કૃષ્ણ અકાલવર્ષનો પ્રચડ નામનો મહાસામત અને ચદ્રગુપ્ત નામનો તેનો દડનાયક ખેડા પ્રાંતની ૭૫૦ ગામની હાકેમી હર્ષપુર ( હરસોલ ) મા રહીને કરતા હતા આ લેખમા પ્રચડની ચાર પેઢીઓ જણાવી છે તેમાના બધા નામ કનેરીજ જેવા લાગે છે પ્રચડ ના વડવા સ્વતત્ર રાજા નહોતા તોપણ રાષ્ટ્રકૂટ રાજા ના મોટા અધિકારી હોવાનુ જણાય છે પ્રચડના બાપ ધવલપ્પાના સબધમા એમ જણાવ્યુ છે કે તેણે દુશ્મનને મારી નાખ્યા અને જે મડળ તેમની પાસે હતુ તે પોતાના સ્વામીને આપ્યુ અકાલવર્ષના દુશ્મનો પાસેથી ખેટક મડળ ( ખેડા ) લીધાના સબધમા આ હકીકત હશે એમ લાગે છે ધવલપ્પા, અકાલવર્ષનો સેનાપતિ હશે અને તેણે ગુર્જર રાજાને હરાવ્યો હશે તેથી એ પ્રદેશ ની હાકેમી તેને આપી હશે તેના પુત્ર પ્રચડને " સમાધિગત પચ મહા શબ્દ એવુ બિરુદ આપેલુ છે

કૃષ્ણ અથવા અકાલવર્ષને જગત્તુગ નામનો પુત્ર હતો, પણ તે ગાદીએ બેઠેલો હોવાનુ જણાતુ નથી કેટલાક તામ્રપટ ઉપરથી એમ જણાય છે કે તે પોતાના બાપની હયાતીમા ચેદિ ( બુદેલખડ ) જઇ રહ્યા હતો

ઇદ્ર નિત્ય વર્ષ, ઈ સ ૯૧૪

ચેદિના રાજાની પુત્રી લક્ષ્મી સાથે તે પરણ્યો હતો અને તેને પેટ તેને ઇંદ્ર અથવા નિત્યવર્ષ નામનો પુત્ર થયો હતો ઇંદ્રના જને તામ્રપટમા તે તેના દાદા પછી ગાદીએ બેઠેલો હોવાનુ લખેલુ છે તેના તામ્રપત્રમા તેણે મ્હેર લોકોનુ જડમૂળ કાઢી નાખ્યાનુ લખ્યુ છે વળી એક બીજી અજાયબ જેવી વાત એ લખી છે કે માન્યખેટથી પટળમને મારે તે કુરુન્દક આવ્યો હતો જ્યારે તેની રાજધાની માન્યખેટ હતી ત્યારે પટળમ મારે તે કુરુન્દક કેમ

આવ્યો હશે એ સમજાતુ નથી પટ્ટબંધ વખતે ઇંદ્રે ઘણાં દાન કર્યાં તેણે પોતાની તુલા કરી સોના રૂપાના દાન કર્યાં અને કુરુન્દક ગામ પણ દાન કરી દીધુ વળી ચારસે ગામ પ્રથમ દાન આપેલા પણ આગળના રાજાઓએ પાછા લેઇ લીધા હતા તે પણ તેણે પાછા દાનમા આપ્યા વળી તેણે લાખો રૂપીઆ રોકડા દાનમા આપી દીધા ઇંદ્રે ગામો દાનમા આપ્યાની સાલ તેના તામ્રલેખો ઉપરથી જણાય છે, તેજ સાલમા તે ( શક ૮૩૬ ઇ સ ૯૧૪) ગાદીએ બેઠો ગાદીએ બેસતી વખતે તેણે દાન આપેલા ગામમા ઉમરા અને તેન નામના ગામ હતા આ ગામો સાયણ પાસે આવેલુ ઉમરા અને બારડો લી પાસે આવેલુ તેન હશે એમ લાગે છે બીજા ધ્રુવના બગુમરાવાળા તામ્રલેખ ઉપરથી જણાય છે કે તેન ગામ પહેલા ધ્રુવે પોળી નામના બ્રાહ્મણને દાન આપ્યુ હતુ આ બધા ગામ ઇંદ્રે ફરીથી દાનમા આપ્યા તે ઉપરથી એમ લાગે છે કે દખ્ખણની રાષ્ટ્રકૂટ શાખાની સત્તા ગુજરાતમાં સ્થાપન થયેલી હોવી જોઇએ અને ગુજરાતની રાષ્ટ્રકૂટ શાખાની સત્તા ગયેલી હોવી જોઇએ

ઇ સ ૯૧૪ પછી માન્યખેટના રાષ્ટ્રકૂટ વંશના તાબામાં દક્ષિણ ગુજરાત ક્યા સુધી રહ્યુ એ નક્કી કરવાને કંઈ સાધન નથી તોપણ એમ લાગે છે કે શક ૮૯૪ ઈ સ ૯૭૨ મા પશ્ચિમ ચાલુક્ય રાજા તૈલપે રાષ્ટ્રકૂટ વંશનો નાશ કર્યો ત્યા સુધી ગુજરાત તેમના તાબામા રહ્યુ હશે એ વખત સુધી ઉત્તર કોકણના સિલાહાર રાજાઓ રાષ્ટ્રકૂટોનુ સર્વોપરીપણુ કબુલ રાખતા એમ લેખો ઉપરથી જણાય છે, તેથી પણ ઉપરના અનુમાનને ટેકો મળે છે તૈલપે રાષ્ટ્રકૂટોને હરાવ્યા ત્યારે તેમના પ્રદેશ સાથે ગુજરાત દેશ પણ તૈલપના તાબામાં આવ્યો હશે આગળ સોલકી વંશના ઇતિહાસમા જણાવવામાં આવ્યુ છે કે શક ૯૦૦ ( ઇ સ ૯૭૮ ) ના આરસામા તૈલપે ગુજરાત પોતાના સેનાપતિ બારપને સોપ્યુ હતુ, અને એ બારપને અણહિલવાડના સોલકી રાજા મૂળરાજ સાથે ( ઇ સ ૯૬૧-૯૯૭) લડાઈ થઇ હતી

# પ્રકરણ ૧૨ મું.

## મિહિર અથવા મ્હેર લોકો.

(ઇ. સ. ૪૭૦-૯૦૦).

મ્હેર લોકો.
ઇ. સ. ૪૭૦-૯૦૦.

સ્કંદગુપ્તના ગિરનારના લેખમાં સ્કંદગુપ્તના સોરઠના હાકેમનું નામ જણાવ્યું છે તે ઉપરથી એ તો નક્કી છે કે સોરઠ ઉપર ગુપ્ત રાજાઓનો અમલ સ્કંદગુપ્તના વખત સુધી (ઇ. સ. ૪૫૪-૪૭૦) ચાલેલો હોવો જોઇએ. સ્કંદગુપ્ત પછી બુધગુપ્ત રાજા થયો હતો, (ગુપ્ત ૧૬૫-૧૮૦, ઈ. સ. ૪૮૪-૪૯૯) તેના વખતમાં સોરઠ ઉપર ગુપ્તોનો અમલ હોવાનો કંઇ પુરાવો મળતો નથી. બુધગુપ્ત વિષે એટલી વાત જણાઈ આવે છે કે તે નબળો રાજા હતો અને તેના વખતમાં ગુપ્ત વંશનો ઘણો પ્રદેશ બીજા રાજાઓના હાથમાં ગયો હતો. ગુપ્તની પડતી થઇ ત્યારથી તે ઇ. સ. ૫૧૪ (ગુપ્ત ૧૯૫) માં સેનાપતિ ભટાર્કે રાજ્ય સ્થાપન કર્યું ત્યાં સુધીમાં સુરાષ્ટ્ર અને ગુજરાત ઉપર કોણ રાજ્ય કરતું હતું એ નક્કી થયું નથી; તોપણ એમ તો જણાય છે કે બુધગુપ્તના વખતમાં અથવા તેના વખત પછી તરતજ કોઇ બીજા બળવાનૂ વંશ અથવા પ્રજાએ એ પ્રદેશ ઉપરના ગુપ્ત હાકેમને હરાવી એ પ્રદેશ પોતાને હસ્તગત કરી લીધો હતો. વલભિ રાજાઓનાં તામ્રપટમાં જે મૈત્રક લોકોએ કાઠીઆવાડમાં આવી મંડલ અથવા રાજ્ય સ્થાપન કર્યાનું લખ્યું છે તે મૈત્રક લોકો ગુપ્ત હાકેમોને હરાવનાર બળવાન્ પ્રજા હશે એમ લાગે છે. આ મૈત્રક લોકો એજ મિહિર અથવા મ્હેર લોકો છે. મિત્ર અને મિહિર એ બંનેના અર્થ સંસ્કૃતમાં સૂર્ય છે, તેથી એ બંનેપરથી થયેલાં રૂપ એક બીજાને બદલે વપરાયાં હશે અને મૈત્રક એ મિહિર કહેવાયા હશે અને મિહિર મૈત્રક કહેવાયા હશે. મ્હેર અથવા

મેર લોકો હજી સુધી કાઠીઆવાડમાં માલમ પડે છે, અને પોરબંદરના રાણા જે જેઠવાના નામથી ઓળખાય છે તે મ્હેર જાતના મુખ્ય ગણાય છે. જેઠવા એ જાતનું નામ નથી પણ કુળનું નામ છે. જેઠીજી નામનો એક રાણો થયો હતો તેના નામ ઉપરથી તેના વંશમાં જે થયા તે સઘળા જેઠવા નામથી ઓળખાવા લાગ્યા પોરબંદરના રાણા મૂળમાં મ્હેર જાતના હતા તોપણ રાજ્યકર્ત્તા હોવાથી તેમના ભાટ લોક તેમને હનુમાનજીથી ઉત્પન્ન થયેલા જણાવે છે. મ્હેર જાતમાંથી પોતાની ઉત્પત્તિ થયેલી હોવાનું કબુલ કરવાને જેઠવા શરમાય છે તોપણ નાનાં નાનાં સંસ્થાનો સ્થાપન કરનાર પોતે મ્હેર જાતના હોવાનું કબુલ કરે છે. જેઠવા જાતના પહેલા રાજા મકરધ્વજ થયા તે હનુમાનજીના કુંવર હતા એમ દંતકથા છે તે ખરી હશે કે નહીં હોય તોપણ મકરધ્વજ વિષે એવી દંતકથા છે કે તેણે મયૂરધ્વજ સાથે લડાઈ કરી હતી, તે ઉપરથી કેટલાક ઐતિહાસિક અનુમાનો કાઢી શકાય છે. મ્હેર અથવા જેઠવા લોકોનું નિશાન મકર (માછલી) હશે તેપરથી પહેલો રાજા મકરધ્વજ કહેવાયો હશે ગુપ્ત રાજાઓનુ નિશાન મયૂર હતુ એમ તેમના સિક્કા ઉપરથી જણાય છે અને તે કારણથી તેઓ મયૂરધ્વજ કહેવાતા હશે. મકરધ્વજને મયૂરધ્વજ સાથે લડાઈ થયેલી હોવા બાબત જે દંતકથા છે તે ઉપરથી એમ લાગે છે કે મયૂરધ્વજ ( ગુપ્તો ) સાથે મકરધ્વજે ( મ્હેર લોકે ) લડાઈ કરી હશે અને તેમાં મકરધ્વજને ( મ્હેર લોકને ) જીત મળી હશે.

કાઠીઆવાડના મ્હેર અથવા મેર લોકો એક વિચિત્ર જાત છે; તેમની ભાષા, પોશાક અને દેખાવ ઉપરથી એમ લાગે છે કે તેઓ ઉત્તર હિંદુસ્તાન તરફથી આવ્યા હશે. માગન, જાટ, ગુર્જર, પહલવ વગેરે જાતોની પેઠે મ્હેર જાત પણ પંજાબ, સિંધ અને ઉત્તર ગુજરાતને રસ્તે થઈ કાઠીઆવાડમાં આવી હશે અને રસ્તામા અજમેર, બાહનર, જેસલમેર, કોકલમેર અને મ્હેરવાડના સંસ્થાન સ્થાપતી આવી હશે એવી અટકળ કરવામાં આવે છે કે ગુપ્તોને હરાવનાર તોરમાણની સાથે એ જાત આવી હશે અને તોરમાણના કોઇ સેનાપતિની સાથે સુરાષ્ટ્રમાં પેઠી હશે. જે અરસામાં ભટાર્ક ા દુશ્મન

તરીકે મૈત્રકો હોવાનું જણાવ્યું છે તે અરસામાં તોરમણે બુધગુપ્તને હરાવ્યો છે તે ઉપરથી ઉપરની અટકળ સંભવિત લાગે છે. ભટ્ટાર્કના વખતમાં (ઈ. સ. ૫૦૯–૫૨૦) મ્હેર લોકો કઠીઆવાડના દ્વીપકલ્પમાં રાજ્ય સ્થાપન કરી બેઠેલા હોવા જોઇએ કારણ કે જો તેમ ન હોય તો વલભિ તામ્રલેખોમાં તેઓનું મંડળ ઘણી સત્તાવાળું હોવાનું લખ્યું ન હોત. મ્હેર લોકોએ પોતાનું રાજ્ય સ્થાપન કર્યા પછી, થોડા વખતમાં, પડી ભાગેલા ગુપ્ત રાજાના સેનાપતિ તરિકે ભટ્ટાર્ક આવ્યો હશે અને માળવાથી ભરૂચ સુધી જમીન માર્ગે અને ભરૂચથી દરિયા માર્ગે આવી કાઠીઆવાડના પૂર્વ ભાગમાં દાખલ થયો હશે. વલભિ આગળ પોતાનું રાજ્ય સ્થાપન કરી તેણે ધીમે ધીમે મ્હેર લોકોને સોરઠમાંથી કાઢ્યા હશે. અને ઉત્તર તરફ ખસતા જઇ આખરે મોરબી આગળ મ્હેર લોકોને વસવું પડ્યું હશે. મોરબી એ જેઠવાઓના વડીલોનું એક મૂળ સ્થાનક હતું એમ જેઠવા હજી સુધી માને છે. વલભિ રાજાઓની વખતમાં જેઠવાઓએ મોરબીમાં રાજ્ય કર્યું હોવું જોઇએ, કારણ કે ઉત્તર કાઠીઆવાડમાં હાલાર, મચ્છુકાંઠા અને ઓખામંડળમાં કોઇ ગામ કે ખેતર વલભિ રાજાઓએ દાન આપ્યું હતું એમ તેમનાં તામ્રપટ ઉપરથી જણાતું નથી. વલભિ રાજાઓની ઉત્તર હદ વંથલી (વેણુથળી) સુધી હોવાનું તેમનાં તામ્રપટ ઉપરથી જણાય છે, માટે કાઠીઆવાડના ઉત્તર કિનારાના પ્રદેશપર વલભિ રાજાઓનું નહીં પણ મ્હેર રાજાઓનું રાજ્ય હોવું જોઇએ. વલભિ રાજાઓના વખતમાં પાછળથી કદાચ મ્હેર રાજાઓ તેમના ખંડીઆ થયા હશે, તોપણ આશરે ઇ. સ. ૭૭૦ માં વલભિ નો નાશ થયા પછી મ્હેર લોકોએ વલભિનું રાજ્ય લઇ લીધું અને પોતાનાં નાનાં નાનાં રાજ્ય સ્થાપી આખા કાઠીઆવાડ ઉપર રાજ્ય કરવા લાગ્યા. ગુજરાતના રાષ્ટ્રકૂટ રાજા ધ્રુવનું એક તામ્રપટ શક ૭૮૯ (ઇ. સ. ૮૬૭) નું મળ્યું છે તેમાં લખ્યું છે કે તેનીપર એક બળવાન્ ગિહિર રાજાએ ચઢાઇ કરી હતી પણ તેને હરાવી તેણે પાછો કાઢી મૂક્યો. મ્હેર લોકોની સત્તા જ્યારે ખૂબ વધી ત્યારે તેમણે કાઠીઆવાડના મધ્યભાગમાં બરડાના ડુંગરોમા ભુમલી અથ-

વા ધુમલી નામનું રાજધાનીનું નગર વસાવ્યું અને તેને કિલ્લો કરાવ્યો. ધુમલીના જેઠવા રાજાઓ વિષે દંતકથાઓ ઘણી ચાલે છે, *પરંતુ ઇતિહાસ તરીકે વજન આપી શકાય એવો એકજ તામ્રલેખ જાયિકદેવ નામના કોઇ રાજાનો મોરબી સંસ્થાનમાંથી મળી આવ્યો છે. આ તામ્રલેખમાં મકરનું ચિન્હ છે અને તે મોરબીની હદમાંથી મળી આવ્યો છે, તે ઉપરથી એમ ખાત્રી થાય છે કે કોઇ મકરધ્વજ અથવા જેઠવા રાજાનો તે હોવો જોઇએ. તેની ઉપર ગુપ્ત સંવત્ ૫૮૫ ના ફાગણ સુદિની મીતિ છે (ઇ.સ ૯૦૪); તેઉપરથી એમ જણાય છે કે વલભિનો નાશ થયા પછી આશરે ૧૩૦ વર્ષે પછી એ રાજા થયેલો હોવો જોઇએ.

એજ પ્રદેશમાંથી એક બીજો તામ્રલેખ મળી આવ્યો છે તેમાં રાજાનું નામ જૈકદેવ લખેલું છે. આ શિક્કા ઉપર પણ મકરનું ચિન્હ છે; વળી તેમાં જણાવ્યું છે કે એ રાજા સોરઠમાં આવેલા ભૂમિલિક અથવા ભૂમલીમા રાજ્ય કરતો હતો અને ' પરમભટ્ટાર્ક, મહારાજાધિરાજ પરમેશ્વર ' એવું તેનું બિરૂદ હતું. આ બિરૂદ ઉપરથી જણાય છે કે આ રાજા સ્વતંત્ર હોવો જોઇએ અને તેનું રાજ્ય મોટું હોવું જોઇએ. એ તામ્રપટવાળું દાન વિક્રમ સંવત્ ૭૯૪ ના કાર્તિક વદ ૨ ને રોજ સૂર્યગ્રહણને અવસરે કરેલું હતું એમ લખેલું છે. આ મીતિપરથી જણાય છે કે જૈકદેવ ઇ. સ ૭૩૮ મા એટલે કે જાયિકદેવના પહેલાં ૧૬૬ વર્ષ ઉપર થઇ ગયેલો હોવો જોઇએ. આ તામ્રલેખના અક્ષર આઠમા સેંકડાના અક્ષર જેવા જૂના જણાતા નથી પણ દસમા સેંકડાના અક્ષર જેવા જણાય છે, તેમજ મીતિ, વાર અને ગ્રહણની હકીકત બરાબર મળતી નથી તેથી ડાક્તર ભગવાનલાલનું ધારવું એવું છે કે અગીઆરમાં સેંકડામાં કોઇએ જાયિકદેવવાળું તામ્રપટ જોયું હશે તે પરથી એ તામ્રપટ બનાવટી ઉભું કર્યું હશે એ તામ્રપટ ખોટું હશે કે ખરું હશે તોપણ ભૂમલીમાં જૈકદેવ નામનો એક મોટો અને સ્વતંત્ર મિહિર રાજા થઈ ગયો હશે એ વાત

* જુઓ ભગવાનલાલકૃત સૌરાષ્ટ્ર દેશનો ઇતિહાસ, પાન ૫૧

સંભવિત લાગે છે એ વંશના બીજા કયા કયા રાજા થયા, તેમના વખતમાં શા શા બનાવ બન્યા એ વગેરે જાણવાને ભરોસાલાયક સાધન નથી તોપણ એ વંશમાં પોગબંદરના ગણા હજી સુધી રાજ્ય કરે છે એ વાત સારી પેઠે જાણીતી છે ભૂમલી હાલ ઉજ્જડ થઇ ગયેલું છે, તોપણ અગીયારમા સેકડાની બાધણીના દેવળના ખંડેર હજીસુધી જણાય છે જૂના તામ્રલેખ હજી સુધી મળ્યા નથી, પણ આગળપર શોધ કરતાં તે મળશે એવી વકી છે

સુડાસમા અને જાડેજા

દસમા સેકડાની શરૂઆતમાં સિંધથી એક નવી જાતના લોકનું ટાળું કચ્છ અને કાઠીઆવાડમાં ઉતરી આવ્યું હતું એ ટાળામાં કચ્છના જાડેજા અને સોરઠના ચુડાસમા હતા આ લોકો પોતે જાદવ કુળના હોવાનું કહે છે ડાકતર ભગવાનલાલનો મત એવો છે કે ચુડાસમા લોકો મૂળમાં આહિર જાતના હતા ચુડાસમાને લોકો આહિર રાણા કહે છે તે ઉપરથી પણ તેમની ઉત્પત્તિ આહિરમાંથી હશે એમ લાગે છે બીજા સેકડામાં સિંધ અને પંજાબની વચ્ચે આહિર લોક વસ્યા હતા, એમ ટાલેમીના ગ્રંથ ઉપરથી પણ જણાય છે ચુડચંદ્ર નામના મુખીની સાથે આહિર લોકો આવેલા તેથી તેઓ ચુડાસમા કહેવાયા તેમની પ્રથમ રાજધાની વથળી ( વામ સ્થળી ) માં અને પછી જૂનાગઢમાં હતી સિંધના નગરઠઠ્ઠામાં સમા રજપૂત રાજ્ય કરતા હતા તેની ઔલાદના ચુડાસમા લોક હશે એમ કર્નલ વૉટ્સનનું ધારવું છે એમના મત પ્રમાણે ચુડાસમાની પેઠે જાડેજા પણ સિંધના સમા રજપૂતોનો એક ફાંટો છે મધ્ય એશિયાના તાતાર લોકોના સતાવ્યાથી દક્ષિણ ભણી ખસી તેમણે કચ્છમાં થાણા ઘાલ્યા અને ત્યાંથી કાઠીઆવાડમાં પેઠા, ગેઝિટિયરના ઇતિહાસ કર્તાનું ધારવું એવું છે કે જાડેજા એ જૌડેજા ઉપરથી થયું હશે અને જૌડેજા યોધેય ઉપરથી થયું હશે યોધેય લોકો આહિર લોકોની નજીકમાં હતા એમ ક્ષત્રપ રાજાઓના શિક્કા ઉપરથી જણાય છે વલભિ વંશની પડતી થયા પછી યોધેય લોકો કચ્છમાં આવી વસ્યા અને આહિર લોકો કાઠીઆવાડમાં આવી વસ્યા અને પછી તેમને એ પ્રદેશ જીતી લઇ પોતાના રાજ્ય સ્થાપન કર્યા ચુડાસમા લોકોએ જૂનાગ

દમાં પોતાનું રાજ્ય સ્થાપન કર્યું તેથી જેઠવાઓને જૂનાગઢ પાસે આવેલું ભૂમલી છોડવું પડ્યું. ભૂમલી છોડ્યા પછી પોરબંદર પાસે શ્રીનગર નામની નવી રાજધાની તેમણે સ્થાપન કરી અને પોરબંદર ગાદી આણી ત્યાં લગી શ્રીનગરમાં રહી રાજ્ય કર્યું.

ધોળકેથી ધંધુકે જવાના રસ્તા ઉપર હડ્ડાલા ગામ છે ત્યાંથી મળેલા એક તામ્રપટપરથી જણાય છે કે ઇ. સ. ૯૧૭ (શક ૮૩૯) માં વઢવાણમાં ધરણીવરાહ નામનો ચાપ વંશનો રાજા રાજ્ય કરતો હતો. તેણે મહેશ્વરાચાર્ય નામના એક શૈવ આચાર્યને એક ગામ દાનમાં આપ્યું હતું. આ ધરણીવરાહ ખંડીઓ રાજા હતો અને તેનો સ્વામી મહિપાળદેવ નામનો બળવાન્ રાજા હતો એમ એ તામ્રલેખમાં લખેલું છે. આ મહિપાળદેવ ઇ. સ. ૯૧૭ માં કાઠીઆવાડનો કોઇ મોટો રાજા હોવો જોઇએ. દાકતર ભગવાનલાલને આ મહિપાળદેવના બે શિક્કા જૂનાગઢ આગળથી મળ્યા હતા, તેથી એવું ધારવામાં આવે છે કે દસમા સૈકાની શરૂઆતમાં મહિપાળદેવ નામનો બળવાન્ ચુડાસમા રાજા થઈ ગયો હોવો જોઇએ.

વલભિ વંશની પડતી થયા પછી બીજા કયા વંશનું રાજ્ય ગુજરાતના મોટા ભાગ ઉપર સ્થાપન થયું એ વિષે ચોકસ માહિતી મળવાનાં સાધન નથી. જૈન ગ્રંથકારોએ સોલંકી અને વાઘેલા વંશના વખતમાં લખેલા ઐતિહાસિક ગ્રંથોમાંથી ઈસ્વીસનના આઠમા સૈકામાં અણહિલપુરમાં ચાવડાવંશનું રાજ્ય સ્થાપન થયા વિષે થોડી ઘણી માહિતી મળે છે તે ઉપરથી ચાવડા વંશનો ઇતિહાસ હવેના પ્રકરણમાં આપેલો છે.

---

# પ્રકરણ ૧૩ મું.

## ચાવડા વંશ.

(ઇ સ ૭૨૦-૯૬૧).

પાછલાં પ્રકરણોમાં ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ આપવામાં આવ્યો છે, તે તામ્રલેખ, શીલાલેખ, શિક્કા, વગેરે પરથી મળતી છૂટી છવાઇ હકીકત, વિદ્વાનોએ ઘણો પરિશ્રમ લઈ ભેગી કરી છે તે પરથી આપવામા આવ્યો છે. એવી રીતે મેળવેલો પ્રાચીન ઇતિહાસ તુટક અને અપૂર્ણ હોય એ સ્વાભાવિક છે, પરંતુ અણહિલવાડનું રાજ્ય સ્થાપન થયું ત્યારથી ગુજરાતના પ્રાચીન ઇતિહાસમા એક નવો કાળ શરૂ થાય છે અને એ કાળનો ઇતિહાસ જાણવાને નીચે જણાવેલા ઐતિહાસિક ગ્રંથોના સાધન છે —

ઐતિહાસિક સાધન

હેમચંદ્ર કૃતદ્વયાશ્રય, મેરૂતુંગ કૃત પ્રબંધચિંતામણિ તથા વિચારશ્રેણિ, કૃષ્ણાજી કૃત રત્નમાળા, જીનપ્રભાસૂરી કૃત તીર્થકલ્પ; જીનમંડનોપાધ્યાયકૃત કુમારપાળપ્રબંધ, કૃષ્ણઋષિ કૃત કુમારપાળ ચરિત, સોમેશ્વર કૃતકીર્તિકૌમુદી, અરિસિંહ કૃત સુકૃતસંકીર્તન, રાજશેખર કૃત ચતુર્વિંશતિ પ્રબંધ, વસ્તુપાળ ચરિત્ર; ચંદ કૃત પૃથ્વીરાજ રાસા.

આ સાધનોને લીધે પાછલા પ્રકરણોમા આપેલા પ્રાચીન ઇતિહાસ કરતા અણહિલવાડના રાજ્યનો ઇતિહાસ વધારે સંતોષકારક લાગે છે, તેમ છતા તે પણ જોઇએ તેવો સંપૂર્ણ અને ખાત્રી લાયક નથી અણહિલવાડનુ રાજ્ય ઇ સ ૭૨૦ મા ચાવડાવંશથી શરૂ થયુ છતા ચાવડા વંશના વખતમાં કોઇ ઐતિહાસિક ગ્રંથ લખેલો જણાતો નથી ઉપર જણાવેલા ગ્રંથો પૈકી કેટલાક સોલંકી વંશના વખતમા બારમા સૈકામા લખાયેલા છે અને કેટલાક

તો ત્યાર પછીથી લખાયા છે, વળી, ઇતિહાસ તરીકે ખરેખરીરીતે બનેલી હ-કીકત જણાવવાને બદલે ઘણે ઠેકાણે એટલી બધી અતિશયોક્તિ વાપરેલી છે કે સત્ય શું હશે એ સમજવું કઠણ થઇ પડે છે.

ચાવડા વંશની શરૂઆતના ભાગના ઇતિહાસ માટે મુખ્ય આધાર પ્રબંધ-ચિંતામણિ, વિચારશ્રેણિ, સુકૃત, સંકીર્તન અને રત્નમાળા એ ચાર પુસ્તકો છે. પ્રબંધ ચિંતામણિ એ નાનો ઐતિહાસિક સંગ્રહ છે. વિચારશ્રેણિમાં માત્ર રાજાનાં નામ જણાવ્યાં છે તોપણ તે વધારે ભરોંસા લાયક જણાય છે. સુકૃત સંકીર્તન નાનો ગ્રંથ છે અને તેમાંની હકીકત ઘણે ભાગે વિચારશ્રેણિમાંથી લીધેલી હોય એમ લાગે છે. રત્નમાળા એ માનસિંહ રાજાના વખાણને અર્થે કવિતામાં રચેલો ગ્રંથ છે, અને તેમાં પ્રબંધ ચિંતામણિમાંથી ઘણી વાતો લેવામાં આવેલી છે.

**પંચાસર.** પંચાસર નામે એક નાનું ગામ વઢિયારમાં રાધનપુરના નવાબના તાબામાં કચ્છના રણની એક કોરે છે. વલભિપુરનો નાશ થયા પછી ચાવડા જાતના ક્ષત્રીયો પંચાસર આવ્યા અને ત્યાં એક રાજ્ય સ્થાપ્યું. પંચાસરમા ચાવડા વંશનું રાજ્ય હોવાની વાત ગુજરાતના ચાલુક્ય રાજા પુલિકેશી જનાશ્રયના નવસારીના તામ્રપટપરથી જણાય છે. ( ત્રૈકૂટક સંવત્ ૪૯૦ ઇ. સ. ૭૩૮-૩૯ ) આ તામ્રપટમાં તાજિક અથવા આરબ જાતનું ટોળું સિંધથી નવસારી જીત કરતું આવ્યાનું જણાવ્યું છે અને તેના આવવાથી જે રાજાો દુઃખી થયાં તેમાં કચ્છ અને સુરાષ્ટ્રના રાજ્ય પછી " ચાવોતક " ના રાજ્યનું નામ આવે છે આ " ચાવોતક " પંચાસરના ચાવડા હશે એમ લાગે છે. પંચાસરના ચાવડા મોટા રાજા હોય એમ જણાતું નથી. તેમના કબજામાં ઘણામાં ઘણું વઢિયાર અને કાઠીઆવાડના ઉત્તર કિનારાનો કંઇ ભાગ હશે. ચાવડાનું પાછળથી સંસ્કૃત રૂપ ચાપોત્કટ ( પ્રબળ ધનુર્ધારી ) થયેલું જણાય છે, તોપણ તેટલા પરથી ચાવડાનું રાજ્ય મોટું હશે એમ લાગતું નથી. ચાવડા એ નામ ગુજરાતી ચોર ( પ્રાકૃત ચોરટા ) ને મળતું આવે છે. ચાવડા પરથી થયેલું " જાવડા " હજી પણ વઢિયાર તરફ ચોરના અર્થમાં વપરાય છે. સોરઠને કાંઠે દેવપટ્ટણ

નામનું બંદર છે ત્યાં ચાવડા લોક પ્રથમ રહેતા અને ચાંચીવાનું કામ કરતા તેપરથી તેઓ ચોર કહેવાતા અને ચોરપરથી ચૌરા અથવા ચાવડા થએલું છે; એવી દંતકથા પણ ઉપર જણાવેલા અર્થને મળતી આવે છે. ચાવડાની ઉત્પત્તિ જોતાં તેથી પણ ચાવડાનું રાજ્ય નાનું હશે એમ માનવાને ટેકા મળે છે.

રત્નમાળાનો કર્તા (વિ. સ. ૧૨૩૦) જણાવે છે કે ચાવડા વંશનો જયશિખરી નામનો એક શૂરવીર રાજા પ્ર.ઈ.સ.

જયશિખરી, ઈ. સ. ૬૯૬. ૬૯૬ માં પંચાસરમાં રાજ્ય કરતો હતો. તેની પટરાણીનું નામ રૂપસુંદરી હતું. રૂપસુંદરીને સુરપાળ નામે ભાઈ હતો, તે ઘણો ડાહ્યો અને શૂરવીર હતો. જયશિખરી પોતે પણ બળવાન્, તેજવાન્ અને બુદ્ધિમાન્ હતો. તેનો ભંડાર અખૂટ હતો અને તેની ફોજ ઘણી મોટી હતી. તે વખતે કન્યાકુબ્જ અથવા કનોજમાં કલ્યાણકટક નગરમાં ચાલુક્ય વંશનો ભુવડ રાજા રાજ્ય કરતો હતો. એ રાજાએ પોતાના રાજ્યની આજુબાજુના સઘળા દેશો જીતી લીધા હતા, પણ ગુજરાત તેના તાબામાં આવ્યું નહોતું. એક વખત ભુવડ રાજા પોતાના પાટવી કુંવર, કરણ વીર વગેરે સુભટો અને દામરાજ આદિ કવીશ્વરોની સભા ભરી બેઠો હતો એવામાં ગુજરાતનો કવિ શંકર ફરતો ફરતો ત્યાં આવી પહોચ્યો અને પોતાની રચેલી કવિતા કહી સંભળાવી. શંકર કવિએ જયશિખરીની બહાદુરીનાં વખાણ કર્યાં તેપરથી ગુજરાત જીતી લેવાનું ભુવડને મન થયું, અને તેણે ઇ. સ. ૬૯૬ માં ગુજરાતપર ચઢાઇ કરી અને જયશિખરીને લડાઈમાં હરાવી માર્યો. મરતા પહેલાં જયશિખરીને જ્યારે એમ લાગ્યું કે મારે જીતવાની આશા નથી ત્યારે તેણે પોતાની રાણી રૂપસુંદરી જે ગર્ભવંતી હતી તેને તેના ભાઇ સુરપાળ સાથે જંગલમાં એક નિર્ભય જગોએ મોકલાવી દીધી; કારણ કે તેને સંતાન થાય તો કોઇ દિવસ તે દુશ્મનપર વેર લે. જયશિખરીના મરણ પછી રૂપસુંદરીને સંવત્ ૭૫૨ ના વૈશાખ સુદી ૧૫ ને રોજ પુત્રનો પ્રસવ થયો. તેનું નામ વનરાજ પાડ્યું. આ વનરાજે આગળ જતાં અણહિલવાડનું રાજ્ય સ્થાપ્યું.

રત્નમાળાના કર્તાએ જણાવેલી આ દંતકથામાં કેટલું સત્ય રહેલું છે

એ નક્કી કરવુ મુશ્કેલ છે સાતમા મેકડામા કનોજમા ચાલુક્ય નહીં પણ પાલરાજા થયેલા છે કનોજમા કલ્યાણકટક નામનુ નગર આવેલુ જણાતુ નથી દક્ષિણમા કલ્યાણ નગરમા ચાલુક્ય વંશના રાજા થયેલા છે ખરા પણ તે સાતમા સૈકામા નહીં પણ અગીયારમા મેકડામા થયા છે વળી દક્ષિણના ચાલુક્ય રાજાઓના જે નામ જણાયાં છે તેમા ભુવડ નામનો કોઇ રાજા થયો નથી કદાચ એમ હશે કે મહાન્ ચાલુક્ય રાજા વિજયાદિત્ય (ઇ સ ૬૯૬ થી ૭૩૩) જેનુ બીજુ નામ ભુવનાશ્રય હતુ અને જે ઉત્તરમા લડાઇ કરતા કેદ પકડાયો હતો અને પછી નાશી ગયો હતો તેને ભુવડ કહેવામા આવ્યો હશે આ ઉપરથી એમ અનુમાન કરી શકાય છે કે સોલંકી રાજાઓ મૂળમા કલ્યાણના હતા, અને ભુવડ નામના ચાલુક્ય રાજાએ ચાવડાને હરાવ્યા હતા એટલી વાત જાણવામા હોવાથી રત્નમાળાના કર્ત્તાએ ભુવડને કલ્યાણકટકનો રાજા કહ્યો હશે, અને પુરાણમા જાણીતા કન્યાકુબ્જ દેશમા કલ્યાણકટક આવેલુ હોવાનુ લખ્યુ હશે પ્રબંધચિંતામણિ અથવા બીજા કોઇ જૂના પુસ્તકમા કનોજથી હલ્લો થયાની વાત લખી નથી તેથી પણ આ અનુમાનને ટેકો મળે છે આ વખતે ગુજરાતના ચાલુક્ય વંશની શાખાઓ ઉત્તરમા ખેડા સુધી રાજ્ય કરતી હતી, તેમાના ભુવડ નામના કોઇ રાજાએ ઇ સ ૬૯૬ મા પંચાસરપર હલ્લો કર્યો હોય એ બનવા જેવુ છે, પરંતુ કમીમા કમી ઇ સ ૭૨૦ સુધી ચાલુક્ય રાજ્યની હયાતીના ચિન્હ તામ્રપટોપરથી જણાય છે તેથી એમ લાગે છે કે ઇ સ ૬૯૬ માં પંચાસરનો નાશ ભુવડે કર્યો નહીં હોય પણ ઉપર જણાવેલા પુલકેશિ જનાશ્રયના નવસારીવાળા તામ્રલેખમા લખ્યા પ્રમાણે આરબ લોકના ટોળાએ ઇ સ ૭૨૦ ના અરસામા કર્યો હશે આપરથી એમ ધારી શકાય કે વનરાજ આશરે ઇ સ ૭૨૦ મા જન્મ્યો હશે

પ્રબંધચિંતામણિનો કર્તા મેરુતુંગ જણાવે છે કે વનરાજની ઝોળી ઝાડની ડાળીએ લટકાવી રૂપસુંદરી રાણી દિવસ કાઢતી હતી એવામા શીલગુણ સૂરી નામનો જૈન યતિ ત્યા આવી ચડ્યો તેણે કુંવરની કાંતિ

વનરાજ
ઇ સ ૭૨૦– ૭૮૦ (?)

તથા તેના શરીરપર રાજ્ય ચિન્હ જોઇ તેની મા પાસેથી તેને વેચાતો લીધો. એ કુંવર વનમાં જન્મેલો હોવાથી તેનું નામ તેણે વનરાજ પાડ્યું. વીરમતી નામની એક સાધ્વીએ વનરાજને બાળપણમાં ઉછેર્યો. વનરાજ આઠ વર્ષનો થયો ત્યારે શીલગુણસૂરીએ દેવગૃહમાં ઉંદરો નુકશાન ન કરે તે જોવાનું કામ તેને સોંપ્યું. ઉંદર મારવામાં વનરાજની ચાલાકી જોઇ શીલગુણસૂરીને લાગ્યું કે તે સાધુ થવાને લાયક નથી પણ રાજ્ય કરવાને લાયક છે, તેથી તેને તેની માને પાછો આપી દીધો. આ અને આવી બીજી વાતો જૈન લોકોએ પોતાનો મહિમા વધારવાને જોડી કાઢી હશે એમ લાગે છે. રત્નમાળામાં એવી કોઇ વાત નથી.

જયશિખરીના મરણ પછી તેનો સાળો સુરપાળ બહારવટુ કરતો હતો.

વનરાજ વિષે વાર્તાઓ.

વનરાજે તેની પાસે તાલિમ લીધી અને નાની વયથી બહારવટુ કરવા લાગ્યો. પ્રબંધ ચિંતામણિમાં વનરાજના બાળપણાના સમયની બીજી કેટલીક વાતો આપેલી છે. પ્રથમ કાકર ( કાંકરેજ ) ગામમાં કોઈ શેઠને ત્યાં તેણે ખાતર પાડ્યું. ત્યાં પ્રવેશ કરતાંજ દહીંના ગોરસામાં તેનો હાથ પડવાથી તે થોડુંક દહીં ખાઇ બીજી સર્વ વસ્તુઓ પડી મૂકી જતો રહ્યો. પ્રાતઃકાળે તે શેઠની પુત્રી શ્રીદેવીએ ગોરસામાં પડેલી હાથની રેખાઓ જોઈ વિચાર્યું કે " આ કોઈ મોટો ભાગ્યશાળી પુરૂષ જણાય છે; તે મારા બંધુ સમાન છે, માટે એના દર્શન કર્યા શિવાય હું ભોજન કરીશ નહીં." વનરાજને આ પ્રતિજ્ઞાની ખબર પડી તેથી તેણે બીજી રાત્રે ત્યાં જઇ, શ્રીદેવીએ ગુપ્ત રીતે ભોજન વસ્ત્રાદિથી કરેલો સત્કાર સ્વીકાર્યો અને પ્રસન્ન થઇ વચન આપ્યું કે રાજ્યાભિષેક સમયે તારી પાસે ભગિની તિલક કરાવીશ.

વળી એક વખત વનરાજે વગડામાં જાંબ ( ચાંપા ) નામના કોઇ વાણિયાને રોક્યો, તેથી તે વાણિયાએ એકદમ ગુસ્સે થઈ પોતાની પાસેનાં પાંચ બાણોમાંથી બે જમીનપર ફેંકી દીધાં. ત્યારે વનરાજે તેને પૂછ્યું "તમે આમ કેમ કર્યું ?" તે બોલ્યો, " તમે ત્રણ જણ છો અને બાણ પાંચ છે માટે એ બેની શી જરૂર છે ? " તેના એ જવાબથી, આ કોઇ પરાક્રમી પુરૂષ છે, એમ

ધારી વનરાજે તેને પોતાની પાસે રાખ્યો અને તેને વચન આપ્યું કે "મારા રાજ્યાભિષેક સમયે હું તમને મારા મુખ્ય પ્રધાન નિમીશ."

રાજા ભુવડે ગુજરાતની ઉપજ પોતાની કુંવરી મિલનદેવીને આપી હતી. એ કુંવરીની વતી વહીવટ કરનારે ઉપજ ઉઘરાવવા સારૂ વનરાજને 'સેલભ્રત' અથવા ખરડીદારનો અધિકાર સોંપ્યો. કલ્યાણના પ્રતિનિધિઓ દેશમાં છ મહિના રહ્યા એટલીવારમાં વનરાજે ચોવીસ લાખ સોનૈયા અને ચાર હજાર ઘોડા એ પ્રમાણે પુષ્કળ દ્રવ્ય એકઠું કર્યું. એ દ્રવ્ય લઈને તેઓ જતા હતા તેવામાં વનરાજે તેમનાપર હલ્લો કર્યો. તેમને લૂંટ્યા અને જીવથી મારી નાખ્યા; પછી વનરાજ એક વર્ષ વગડામાં સંતાઇ રહ્યો. મળેલા દ્રવ્યથી તેણે સૈન્ય એકઠું કર્યું, રાજ્ય સ્થાપન કરવાની પોતાની ધારણા પાર પાડવાને શક્તિમાન થયો અને નવીન રાજધાની વસાવવા સારૂ ભૂમિનું અવલોકન કરવા લાગ્યો. અણહિલ નામના ભરવાડે જે જગ્યાએથી સસલાથી બીહીને કુતરો નાઠો તે જગો તેને બતાવી તે ઉપરથી તે ભરવાડના નામપરથી તેણે અણહિલપુર વસાવ્યું, અને ત્યાં ગાદીએ બેઠો.

**અણહિલવાડની સ્થાપના, ઇ. સ. ૭૪૬–૭૬૫.**

પ્રબંધચિંતામણિમાં મેરૂતુંગ વનરાજનો રાજ્યાભિષેક ઈ. સ. ૭૪૬ (સંવત્ ૮૦૨) માં થયો હોવાનું જણાવે છે. પરંતુ તેના વિચારશ્રેણિ નામના ગ્રંથમાં એજ ગ્રંથકાર અણહિલપુર સ્થાપનં કર્યાની મીતિ સંવત્ ૮૨૧ ના વૈશાખ વદી ૨ (ઇ. સ. ૭૬૫) જણાવે છે. આનો ખુલાસો કદાચ એમ ધારવાથી થઇ શકે કે સંવત્ ૮૦૨ ની સાલ વનરાજને રાજ્યધાનીનું નગર વસાવવા જેટલી દોલત મળ્યાની હશે, અને સંવત્ ૮૨૧ ની સાલ નગર વસાવ્યા પછી રાજ્યાભિષેક થયાની હશે. પાટણમાં એક ગણપતિની મૂર્તિ છે તેનીપર સંવત્ ૮૦૨ ની સાલ લખેલી છે તે પરથી લોકોમાં એવી વાત ચાલે છે કે એ સાલમાં પાટણ શહેર વસાવ્યું છે, પરંતુ આ મૂર્તિપર એ સાલના જે આંકડા છે તે એવા સ્પષ્ટ છે કે સંવત્ ૮૦૨ માં તે લખ્યા હોય એમ લાગતું નથી, વનરાજ ૫૦ વર્ષની ઉમરે ગાદીએ બેઠો હતો, એમ પ્રબંધચિં-

તાંગણિમાં લખેલું છે તેથી તેનો રાજ્યાભિષેક અણહિલપુર શહેર બંધાવ્યા પછી, ઇ. સ. ૭૬૫ (સંવત્ ૮૨૧) માં થયો હશે એ વધારે સંભવિત લાગે છે. બીજી રીતે નક્કી થતી સાલનો પણ આની સાથે મેળ પડે છે. વનરાજનો જન્મ આશરે ઇ. સ. ૭૨૦ માં થયો હતો એમ માનીએ તો ઇ. સ ૭૬૫ (સંવત્ ૮૨૧) માં તેની ઉમ્મર ૪૫ વર્ષની થાય છે. પ્રબંધચિંતામણિ અને વિચારશ્રેણિ એ બંને ગ્રંથોમાં મેરૂતુંગ જણાવે છે કે વનરાજે સાઠ વર્ષ રાજ્ય કર્યું અને ૧૦૯ વર્ષની ઉમ્મર ભોગવી. પરંતુ ઘણાજ થોડા રાજાઓએ સાઠ વર્ષ રાજ્ય કરેલું અને એકસો નવ વર્ષની ઉમ્મર ભોગવેલી જણાય છે. વળી પંચાસ વર્ષની ઉમ્મરે ગાદીએ બેઠેલો રાજા બીજાં સાઠ વર્ષ જીવે એ સંભવિત લાગતું નથી, તેથી એમ ધારવામાં આવે છે કે વનરાજે સાઠ વર્ષ રાજ્ય કર્યાનું મેરૂતુંગે લખ્યું છે તેટલીજ આવરદા વનરાજે ભોગવ્યો હશે. આ રીતે જોતાં રાજ્યાભિષેક વખતે ઇ. સ. ૭૬૫ (સંવત્ ૮૨૧) માં વનરાજ ૪૫ વર્ષનો હોવાથી તેણે ઇ. સ. ૭૮૦ સુધી (સંવત્ ૮૩૬) એટલે આશરે ૧૫ વર્ષ રાજ્ય કર્યું હોવું જોઇએ *

અણહિલ ભરવાડના નામપરથી નગરનું નામ પાડ્યા ઉપરાંત વનરાજે આપેલાં બીજાં વચન પણ ગાદીએ બેઠા પછી પાળ્યાં. તેણે શ્રીદેવી પાસે તિલક કરાવ્યું અને ચાંપાને મુખ્ય પ્રધાન નિમ્યો. પોતાના જૂના મિત્ર શીલગુણસૂરીને પણ વનરાજ વીસરી ગયો નહીં. પંચાસરમાં પારસનાથની જે મૂર્તિની તે પૂજા કરતો હતો તે વનરાજે અણહિલવાડ પાટણ આણી અને ત્યાં એક દેવળ બંધાવી તેમાં તેની પ્રતિષ્ઠા કરી, "પંચાસર પારસનાથ" નામ પાડ્યું.

વનરાજની મૂર્તિ.

પારસનાથની મૂર્તિ સાથે વનરાજે પોતાની મૂર્તિ મૂકાવેલી છે તે હજી સુધી પાટણમાં કાયમ છે. એ મૂર્તિનું ચિત્ર રાસમાળામાં આપેલું છે. રાજાએ દાઢી રાખી છે, કાનમાં કુંડળ, હાથે કડાં, પગે તોડા, અને કોટમાં કંઠો પહેરેલો છે; કું

* ગેઝિટિયરનો ઇતિહાસ, પાન ૧૫૨.

ધોતીઉં પહેરી કેડે કમરબંધ બાંધ્યો છે અને ખભે ઉપરણો નાખ્યો છે. રાજાની પાસે એક જણ છત્ર ધરીને ઉભો છે, અને બીજા પાંચ હજુરીઆ ઉભા રહેલા છે. સોમનાથ પાટણથી ૨૫ માઈલ છેટે આવેલા માળીઆના દેવળમાં સોલંકી રાજાની મૂર્ત્તિ મૂકેલી છે તેના પહેરવેશને વનરાજની મૂર્ત્તિનો પહેરવેશ ઘણે ભાગે મળતો આવે છે. વનરાજના સમયમાં આભીર અથવા રાષ્ટ્રકૂટ રાજા થઇ ગયા છે અને તેનું વર્ણન આરબ મુસાફરોએ આપેલું છે તેને વનરાજની છબીનો દેખાવ મળતો જણાય છે.

વનરાજ પછીના રાજાઓ, ઇ. સ. ૭૮૦–૯૬૧.

વનરાજ પછી કયા કયા રાજા થયા, તેમણે કયા અનુક્રમમાં અને કેટકેટલા વર્ષ રાજ્ય કર્યું એ વગેરે બાબતોમાં ઐતિહાસિક ગ્રંથોમાં ઘણો મત ફેર જણાય છે. પ્રબંધચિંતામણિ, વિચારશ્રેણિ અને રત્નમાળા એ ત્રણ એક મતે જણાવે છે કે વનરાજના રાજ્યાભિષેક પછી ચાવડા વંશ ૧૯૬ વર્ષ ચાલ્યો, પરંતુ વિચારશ્રેણિમાં મૂળરાજ સોલંકી ગાદીએ બેઠાની સાલ સંવત્ ૧૦૧૭ જણાવી છે. અને પ્રબંધ ચિંતામણિમાં સંવત ૯૯૮ જણાવી છે. વનરાજના રાજ્યાભિષેકની સાલમાં આ બે ગ્રંથોમાં ૧૯ વર્ષનો તફાવત પડે છે તેજ ચાવડા વંશ પૂરો થયાની સાલોમાં પણ પડે છે, તેપરથી એમ લાગે છે કે ચાવડા વંશ ૧૯૬ વર્ષ ચાલ્યો, એ વાત સારી પેઠે જાણીતી હશે, પણ દરેક રાજાએ કઇ સાલથી રાજ્ય કર્યું અને ક્યાં સુધી રાજ્ય કર્યું એ બાબત દરેક ગ્રંથકારે પોતાની માહિતી પ્રમાણે લખ્યું હશે. જે સાલો મળતી આવે છે તે લેખોથી અથવા બીજી રીતે ચોકસ રીતે જણાઇ હશે અને બાકીની દંત કથા ઉપરથી લખી હશે તેમાં ફેર પડે છે.

બધા ગ્રંથોમાં લખ્યું છે કે વનરાજ પછી યોગરાજ ગાદીએ બેઠો.

યોગરાજ, ઇ. સ. ૮૦૬–૮૪૧.

પ્રબંધ ચિંતામણિ અને રત્નમાળા પ્રમાણે યોગરાજે ૩૫ વર્ષ રાજ્ય કર્યું અને ઈ. સ. ૮૪૧ ( સંવત્ ૮૯૭ ) માં મરી ગયો. પરંતુ વિચારશ્રેણિમાં તેના મરણની સાલ ઇ. સ. ૮૩૭ ( સંવત્ ૮૯૧ ) જણાવી છે તેથી

વિચારશ્રેણિ પ્રમાણે યોગરાજે ૨૯ વર્ષ રાજ્ય કરેલું હોવું જોઈએ વિચારશ્રેણિમાં કદાચ સાતને બદલે એક ભૂલથી લખાયો હશે તેથી સંવત ૮૯૭ ને બદલે સંવત ૮૯૧ લખાયું હશે અને યોગરાજે વાસ્તવિક રીતે સંવત ૮૮૯ સુધી એટલે ૩૫ વર્ષ સુધી રાજ્ય કર્યું હશે.

ગેઝિટિયરના ઇતિહાસ પ્રમાણે વનરાજ ઇ સ ૭૮૦ માં મરી ગયો હોવો જોઇએ એમ માનીએ તો ઇ સ ૭૮૦ થી ૮૦૬ સુધીના ૨૬ વર્ષમ યોગરાજ શિવાય બીજા કોઇ રાજાએ રાજ્ય કર્યું હતુ એમ માનવું જોઇએ એ રાજા કયો એ કોઇ રીતે જણાયું નથી યોગરાજનો મોટો ભાઇ હોય અને તેણે એ વર્ષોમાં રાજ્ય કર્યું હોય એવો સંભવ ગેઝિટિયરના ઇતિહાસમાં બતાવ્યો છે. વનરાજ પછી કયો રાજા થયો એ જાણવામાં ન હોવાથી ગ્રંથકારોએ આ ૨૬ વર્ષ વનરાજના રાજ્યમાં મેળવ્યા હોય અને તેણે ૧૦૯ વર્ષ જેટલું લાંબું આયુષ્ય ભોગવ્યું અને ૬૦ વર્ષ રાજ્ય કર્યાનું જણાવ્યું હોય એ સંભવિત લાગે છે

યોગરાજ સંબંધી થોડીજ વાત જાણવામાં આવી છે તેને વિષે એવું કહેવાય છે કે તે ઘણો સારો રાજા હતો તેણે પોતાનું રાજ્ય વધાર્યું અને ઉપજમાં પણ વધારો કર્યો તે યુદ્ધ કળામાં પ્રવીણ હતો અને ઈંદ્રના જેવો બાણાવળી હતો વળી તે વિદ્વાન હતો અને તેણે એક ગ્રંથ પણ લખ્યો હતો, પણ તે કઇ બાબતપર તે જણાતું નથી યોગરાજના વખતની માત્ર એકજ વાત ગુજરાતના ઇતિહાસ લખનારાઓએ લખી રાખી છે સોરઠ માહેના પટ્ટણ બંદરે કેટલાક પરદેશી વહાણ આવ્યાં હતાં તેમાં વેપારનો મૂલ્યવાન માલ ભર્યો હતો યોગરાજે મનાઇ કરેલી છતાં તેના યુવરાજ ક્ષેમરાજે એ વહાણોપર હલ્લો કરી તેમાંનો માલ લૂટી લીધો આથી રાજાના મનમાં ઘણો ખેદ થયો તેણે ક્ષેમરાજને તથા તેની સાથે એ કામમાં આગેવાન રહેલા તેના ભાઇઓને ઠપકો આપ્યો અને કહ્યું કે " તમે મે કરેલી મહેનત ધૂળ કેમ મેળવો છો ? આપણા પૂર્વજોએ આવાં કૃત્યો કરેલાં હોવાથી બીજા દેશોએ તેમને ચોર ગણી ધિક્કારી કાઢ્યા છે. આપણા પૂર્વજોનુ આ લાંછન મે ધોઈ નાખવા માંડ્યું હતું પણ તમારા લોભથી તે પાછું તાજું થયું છે "

ક્ષેમરાજ, ઇ. સ. ૮૪૧–૮૮૦.

પ્રબંધ ચિંતામણિ પ્રમાણે યોગરાજ પછી તેનો પુત્ર ક્ષેમરાજ ઇ. સ. ૮૪૧ (સંવત્ ૮૯૮) માં ગાદીએ બેઠો. વિચારશ્રેણિમાં એમ જણાવ્યું છે કે યોગરાજ પછી રત્નાદિત્ય ગાદીએ બેઠો; અને તેણે ૩ વર્ષ રાજ્ય કર્યા પછી વૈરિસિંહ ગાદીએ બેઠો અને ૧૧ વર્ષ રાજ્ય કર્યું, ત્યાર પછી ઇ. સ. ૮૪૯ ('સંવત્ ૯૦૫') માં ક્ષેમરાજ ગાદીએ બેઠો. રત્નાદિત્ય અને વૈરિસિંહ સાથે યોગરાજનો શો સંબંધ હતો એ જણાયેલું નથી. યોગરાજને ત્રણ પુત્ર હતા એમ પ્રબંધ ચિંતામણિમાં લખ્યું છે તેથી એમ માનવાને કારણ મળે છે કે રત્નાદિત્ય અને વૈરિસિંહ યોગરાજના પુત્ર હશે. ક્ષેમરાજનું રાજ્ય ૩૯ વર્ષ ચાલેલું હોવાનું લખેલું છે, પરંતુ ૩ વર્ષ રત્નાદિત્યનાં, અગીઆર વર્ષ વૈરિસિંહનાં અને બાકીનાં ૨૫ ક્ષેમરાજનાં એ પ્રમાણે મળીને ૩૯ વર્ષ થતાં હશે એમ લાગે છે. આ પ્રમાણે ગણતાં ક્ષેમરાજનું રાજ્ય ઈ. સ. ૮૮૦ (સંવત્ ૯૩૬) માં પૂરું થાય છે.

ચામુંડ, ઇ. સ. ૮૮૦–૯૦૮.

વિચારશ્રેણિ અને સુકૃતસંકીર્તન પ્રમાણે 'ક્ષેમરાજ' પછી તેનો પુત્ર ચામુંડ ગાદીએ બેઠો. પ્રબંધચિંતામણિમાં ચામુંડને બદલે ભૂયડ નામ આપેલું છે તે કદાચ ચામુંડનું ઉર્ફે નામ હશે. પ્રબંધ ચિંતામણિમાં લખ્યું છે કે ભૂયડે ૨૯ વર્ષ રાજ્ય કર્યું અને અણહિલવાડ પાટણમાં ભૂયડેશ્વરનું દેવાલું બંધાવ્યું. વિચારશ્રેણિમાં લખ્યું છે કે ચામુંડે ૨૭ વર્ષ રાજ્ય કર્યું. પ્રબંધ ચિંતામણિમાં જણાવેલા ભૂયડ અને વિચારશ્રેણિમાં જણાવેલા ચામુંડના રાજ્યમાં બે વર્ષનો જુજ તફાવત પડે છે. વિચારશ્રેણિ પ્રમાણે ભૂયડનું રાજ્ય ઇ. સ. ૯૦૮ (સંવત્ ૯૬૪) માં પૂરું થયું હશે.

ઘાઘડ, ઈ. સ. ૯૦૮–૯૩૭.

ભૂયડ પછી પ્રબંધચિંતામણિ પ્રમાણે 'વૈરિસિંહ ગાદીએ બેઠો અને ૨૫ વર્ષ રાજ્ય કર્યું; ત્યાર પછી રત્નાદિત્ય ગાદીએ બેઠો અને ૧૫ વર્ષ રાજ્ય કર્યું;' પરંતુ વિચારશ્રેણિ પ્રમાણે ચામુંડ પછી તેનો પુત્ર ઘાઘડ ગાદીએ બેઠો. સુકૃત સંકીર્તનમાં

ધાધડને રાહડ લેખેલો છે. પ્રબંધ ચિંતામણિમાં રાજાનું નામ ધાઘડને બદલે સામંતસિંહ આપેલું છે તે કદાચ ઘાઘડનું ઉર્ફે નામ હશે. વિચારશ્રેણિ પ્રમાણે ઘાઘડે ૨૭ વર્ષ રાજ્ય કર્યું. ત્યાર પછી તેનો પુત્ર ગાદીએ બેઠો અને ૧૯ વર્ષ રાજ્ય કર્યું એમ વિચારશ્રેણિમાં લખ્યું છે, પણ તેનું નામ જણાવ્યું નથી, આ રાજાનું નામ ભૂભટ હતું, એમ સુકૃતસંકીર્તનમાં લખ્યું છે. આ પરથી એમ ધારી શકાય છે કે ઘાઘડનું રાજ્ય ( સંવત્ ૬૬૫+૨૯=૬૯૨ ) ઇ. સ. ૮૩૬ માં પૂરું થયું હશે. ત્યારબાદ ભૂભટનાં ૧૯ વર્ષ ઉમેરતાં ચાવડાવંશની આખરની સાલ ઈ. સ. ૯૫૬ ( સંવત્ ૧૦૧૨ ) આવે છે, પરંતુ વિચારશ્રેણિમાં ચાવડા વંશની આખર સાલ સંવત્ ૧૦૧૭ આપેલી છે તે કરતાં આમાં ૫ વર્ષ ઓછાં રહે છે, આગળ જતાં વિશેષ પુરાવો, મળવાથી ચાવડા વંશના ઇતિહાસપર વધારે અજવાળું પડે ત્યાં સુધી વિચારશ્રેણિમાં જણાવ્યા પ્રમાણે ચાવડા વંશની આખર ઇ. સ. ૯૬૧ ( સંવત્ ૮૨૧+૧૯૬=૧૦૧૭) માં થઇ હશે એમ માનવું યોગ્ય જણાય છે. આ પ્રકરણમાં જણાવેલી હકીકત પ્રમાણે ચાવડા વંશની વંશાવળી નીચે પ્રમાણે થાય છે:—

**વનરાજ.**

જન્મ, ઇ. સ. ૭૨૦; રાજ્યાભિષેક, ઇ. સ. ૭૬૫;
મરણ, ઇ. સ. ૭૮૦. ત્યારબાદ ૨૬ વર્ષ બીજો

|

**યોગરાજ.**

ઇ. સ. ૮૦૬–૮૪૧.

|

| **રત્નાદિત્ય.** | **વૈરિસિંહ.** | **ક્ષેમરાજ.** |
|---|---|---|
| ઇ. સ. ૮૪૨–૮૪૫. | ઇ. સ. ૮૪૫–૮૫૬. | ઇ. સ. ૮૫૬–૮૮૦. |
| | | \| |
| | | ચામુંડ અથવા ભૂયડ (૧) |

ઈ. સ. ૮૯૦.
|
ઘાઘડ અથવા રાહડ.
ઈ. સ. ૯૦૮–૯૩૭.
|
ભૂભટ.
ઈ. સ. ૯૩૭–૯૬૧

# પ્રકરણ ૧૪ મું.

## ચૌલુક્ય અથવા સોલંકી વંશ.

(ઈ. સ. ૯૬૧–૧૨૪૨)

ચૌલુક્ય વંશ, ઈ. સ. ૯૬૧–૧૨૪૨.

ચાવડા વંશ પછી ચૌલુક્ય અથવા સોલંકી વંશના રાજા અણહિલવાડની ગાદીએ બેઠા. આ રાજાઓમાંના કેટલાક જૈન ધર્મ અંગીકાર કરેલો હોવાથી જૈન ગ્રંથકારોએ તેમના વખતનો ઇતિહાસ કાળજીપૂર્વક લખી રાખ્યો છે. જૈન ઇતિહાસ લખનારાઓમાં સૌથી પહેલો જૈન સાધુ, હેમચંદ્ર છે (ઈ. સ. ૧૦૮૯–૧૧૭૩). તેણે દ્વયાશ્રય નામના સંસ્કૃત કાવ્યમાં સિધરાજના વખત સુધીનો (ઈ. સ. ૧૧૪૩) વિગતવાર ઇતિહાસ આપેલો છે. હેમચંદ્રે દ્વયાશ્રય લખવાની શરૂઆત ઈ. સ. ૧૧૬૦ માં કરી હતી. એવું કહેવાય છે કે એ ગ્રંથ અભયતિલકગણિ નામના બીજા જૈન સાધુએ ઈ. સ. ૧૨૫૫ માં પૂરો કરી સુધાર્યો હતો. દ્વયાશ્રયનું છેલ્લું પ્રકરણ પ્રાકૃતમાં છે તેમાં

કુમારપાળના વખતનો ઇતિહાસ આપેલો છે. દ્વયાશ્રય શબ્દનો અર્થ એવો થાય છે કે બે આશ્રય અથવા આધાર. વ્યાકરણ તથા ઇતિહાસ એ બે આધાર જેને રચનામા લીધેલા તે ગ્રથ તે દ્વયાશ્રય એમા હેમચન્દ્રે રચેલી અષ્ટાધ્યાયી- ના સૂત્રના પાદવાર ઉદાહરણ છે, ને ગુજરાતના ઇતિહાસનો અર્થ પણ તેમાથી નીકળતો ચાલે છે ખરૂ જોતા આ ગ્રંથ વ્યાકરણનો છે, તેમા સાલો આપેલી નથી એટલે ઇતિહાસ તરીકે તેનો ઉપયોગ જેવો જોઇએ તેવો થઇ શકતો નથી સ વો માટે ગાથી સરસ ગ્રથ વિચારશ્રેણિ છે મેરુતુગે પ્રબ ધચિ તામણિ લખ્યા પછી થોડે વખતે, આશરે ઇ સ ૧૩૧૪ મા વિચારશ્રેણિ ગ્રથ લખ્યો છે અને તેમા બની શકે તેટલી ચોકસી કરી ખરી સાલો આપવાની તજવીજ કરી છે

ચૌલુક્ય

વિચારશ્રેણિ પ્રમાણે ચાવડા વશ પછી, છેલ્લા ચાવડા રાજાની પુત્રી- નો પુત્ર, મૂળરાજ ચૌલુક્ય, ઇ સ ૯૬૧ (સવત્ ૧૦૧૭ વૈશાખ સુદી ) મા ગાદીએ બેઠો દક્ષ્ખ- ણના ચાલુક્ય વશના ચલક્ય, ચલિક્ય, ચિરીક્ય, ચાલુક્ય વગેરે જૂના નામપરથી, ચૌલુક્ય, એ સરકૃત રૂપ કરવામા આવ્યુ છે, અને તેમ કરવાનો ઉદ્દેશ એવુ બતાવવાનો જણાય છે કે સ ધ્યાવદન કરતી વખતે સૂર્યને અર્ધ્ય આપવાના ખોબલા ( ચુલુક ) માથી જે વીર ( ચુલુક્ય ) પેદા થયો તેનો વ શ તે ચૌલુક્ય વ શ આ સરકૃત નામ ગ્ર થકારોએ વાપરેલુ જણાય છે દક્ષ્ખણના કવિ બિલ- લણે ( ઇ સ. ૧૦૫૦ ) અને અણહિલવાડના ઇતિહાસકારોએ તે વાપરેલુ છે પરતુ ગુજરાતના લોકોમા તથા ભાટોમા સાધારણ રીતે વપરાતુ નામ તો ચૌલુક્યપરથી થયેલુ અપભ્રશ સોલકી છે દક્ષ્ખણ અને ગુજરાતના ચાલુ- ક્ય વશનુ એકજ નામ છે તે પરથી એમ લાગે છે કે બંનેની ઉત્પત્તિ એક મૂળમાથી થયેલી હશે, પરતુ એ વશની મૂળ ગાદી ક્યા હશે અને ક્યાથી તથા કયે રસ્તે સોલકી વશ ગુજરાતમા આવ્યો હશે એ નક્કી કરવાને પૂરતાં સાધન નથી ડાક્તર બ્યુલરનુ ધારવુ એવુ છે કે મૂળરાજના વડીલો ઉત્તર તરફથી આવ્યા હશે એમ માનવાને ઘણા કારણો છે.

ઈ. સ. ૮૮૦.
|
ધાધડ અથવા રાહુડ.
ઈ. સ. ૯૦૮-૯૩૭.
|
ભૂભટ.
ઈ. સ. ૯૩૭-૯૬૧

---

# પ્રકરણ ૧૪ મું.

## ચૌલુક્ય અથવા સોલંકી વંશ.

(ઈ. સ. ૯૬૧-૧૨૪૨)

ચૌલુક્ય વંશ, ઈ. સ. ૯૬૧-૧૨૪૨.

ચાવડા વંશ પછી ચૌલુક્ય અથવા સોલંકી વંશના રાજા અણહિલવાડની ગાદીએ બેઠા. આ રાજાઓમાંના કેટલાકે જૈન ધર્મ અંગીકાર કરેલો હોવાથી જૈન ગ્રંથકારોએ તેમના વખતનો ઇતિહાસ કાળજીપૂર્વક લખી રાખ્યો છે. જૈન ઇતિહાસ લખનારાઓમાં સૌથી પહેલો જૈન સાધુ, હેમચંદ્ર છે (ઈ. સ. ૧૦૮૯-૧૧૭૩). તેણે દ્વયાશ્રય નામના સંસ્કૃત કાવ્યમાં સિધરાજના વખત સુધીનો (ઈ. સ. ૧૧૪૩) વિગતવાર ઇતિહાસ આપેલો છે. હેમચંદ્રે દ્વયાશ્રય લખવાની શરૂઆત ઈ. સ. ૧૧૬૦ માં કરી હતી. એવું કહેવાય છે કે એ ગ્રંથ અભયતિલકગણિ નામના બીજા જૈન સાધુએ ઈ. સ. ૧૨૫૫ માં પૂરો કરી સુધાર્યો હતો. દ્વયાશ્રયનું છેલ્લું પ્રકરણ પ્રાકૃતમાં છે તેમાં

કુમારપાળના વખતનો ઇતિહાસ આપેલો છે. દ્વાશ્રય શબ્દનો અર્થ એવો થાય છે કે બે આશ્રય અથવા આધાર. વ્યાકરણ તથા ઇતિહાસ એ બે આધાર જેને રચવામાં લીધેલા તે ગ્રંથ તે દ્વાશ્રય. એમાં હેમચંદ્રે રચેલી અષ્ટાધ્યાયીના સૂત્રનાં પાદવાર ઉદાહરણ છે, ને ગુજરાતના ઇતિહાસનો અર્થ પણ તેમાંથી નીકળતો આવે છે. ખરું જોતાં આ ગ્રંથ વ્યાકરણનો છે; તેમાં સાલો આપેલી નથી એટલે ઇતિહાસ તરીકે તેનો ઉપયોગ જેવો જોઇએ તેવો થઇ શકતો નથી. સાલો માટે સૌથી સરસ ગ્રંથ <u>વિચારશ્રેણિ</u> છે. મેરુતુંગે પ્રબંધચિંતામણિ લખ્યા પછી થોડે વખતે, આશરે ઇ. સ. ૧૩૧૪ માં વિચારશ્રેણિ ગ્રંથ લખ્યો છે અને તેમાં બની શકે તેટલી ચોકસી કરી ખરી સાલો આપવાની તજવીજ કરી છે.

ચૌલુક્ય.

વિચારશ્રેણિ પ્રમાણે ચાવડા વંશ પછી, છેલ્લા ચાવડા રાજાની પુત્રીનો પુત્ર, મૂળરાજ ચૌલુક્ય, ઇ. સ. ૯૬૧ (સંવત્ ૧૦૧૭ વૈશાખ સુદી ) માં ગાદીએ બેઠો. દક્ષ્ખણના ચાલુક્ય વંશના ચલ્ક્ય, ચલિક્ય, ચિરીક્ય, ચાલુક્ય વગેરે જૂનાં નામપરથી, ચૌલુક્ય, એ સંસ્કૃત રૂપ કરવામાં આવ્યું છે, અને તેમ કરવાનો ઉદ્દેશ એવું બતાવવાનો જણાય છે કે સંધ્યાવંદન કરતી વખતે સૂર્યને અર્ઘ્ય આપવાના ખોબલા ( ચુલુક ) માંથી જે વીર ( ચુલુક્ય ) પેદા થયો તેનો વંશ તે ચૌલુક્ય વંશ. આ સંસ્કૃત નામ ગ્રંથકારોએ વાપરેલું જણાય છે. દક્ષ્ખણના કવિ બિલ્હણે ( ઇ. સ. ૧૦૫૦ ) અને અણહિલવાડના ઇતિહાસકારોએ તે વાપરેલું છે. પરંતુ ગુજરાતના લોકોમાં તથા ભાટોમાં સાધારણ રીતે વપરાતું નામ તો ચૌલુક્યપરથી થયેલું અપભ્રંશ સોલંકી છે. દક્ષ્ખણ અને ગુજરાતના ચાલુક્ય વંશનું એકજ નામ છે તે પરથી એમ લાગે છે કે બંનેની ઉત્પત્તિ એક મૂળમાંથી થયેલી હશે, પરંતુ એ વંશની મૂળ ગાદી ક્યાં હશે અને ક્યાંથી તથા કયે રસ્તે સોલંકી વંશ ગુજરાતમાં આવ્યો હશે એ નક્કી કરવાને પૂરતાં સાધન નથી. ડાક્તર બ્યુલરનું ધારવું એવું છે કે મૂળરાજના વડીલો ઉત્તર તરફથી આવ્યા હશે એમ માનવાને ઘણાં કારણો છે.

મૂળરાજ, ઇ. સ. ૯૬૧–૯૯૬.

સુકૃતસંકીર્તનમાં જણાવ્યું છે કે છેલ્લા ચાવડા રાજા ભૂભટ પછી તેની બહેનનો છોકરો મૂળરાજ ગાદીએ બેઠો પણ એ ગ્રંથમાં મૂળરાજના દેશની તથા તેના કુટુંબની વિગતવાર હકીકત આપેલી નથી. પ્રબંધચિંતામણિનો કર્તા મૂળરાજને સામંતસિંહની બહેનનો છોકરો કહે છે અને નીચે પ્રમાણે હેવાલ આપે છે. જયશિખરીપર હુમલો કરનાર ભુવડ રાજાના વંશના રાજ, બીજ અને દંડક એ નામના ત્રણ ભાઇ સોમનાથની જાત્રાએ ભિક્ષુકનો વેશ લઇ ગયા હતા. પાછા ફરતા તેઓએ અણહિલવાડ મુકામ કર્યો, ત્યાં ચાવડા વંશનો છેલ્લો રાજા સામંતસિંહ અશ્વક્રીડા કરતો હતો તે જોવાને તેઓ ગયા. સામંતસિંહે ઘોડાને ચાબુક મારી તે પરથી રાજે નાપસંદગી બતાવી અને તેનું કારણ પૂછતાં જણાવ્યું કે ઘોડાની મનોહર ગતિ છતાં તમે વિનાકારણ ચાબુક મારી એ બરોબર કર્યું નહીં, આથી સામંતસિંહ ખુશ થયો અને તેને રાજકુંવર જાણી પોતાની બેન લીલાદેવી તેની વેરે પરણાવી. થોડા દિવસ પછી લીલાદેવીને ગર્ભ રહ્યો, પણ પ્રસવ થતાં પહેલાં તેનું અકાળ મૃત્યુ થયું તેથી તેનું ઉદર ચીરાવી બાળક બહાર કાઢ્યું. આ વખતે મૂળ નક્ષત્ર હોવાથી એ બાળકનું નામ મૂળરાજ પાડ્યું. મૂળરાજ મોટો થયો ત્યારે ઘણો શૂરો નિવડ્યો અને તેના મામાનું રાજ્ય વધારવામાં ઘણી મદદ કરી. સામંતસિંહે એક દિવસ દારૂના ઘેનમાં મૂળરાજને ગાદી ઉપર બેસાડ્યો અને શુદ્ધિ આવતાં ઉઠાડી મૂક્યો. પણ મૂળરાજે તકરાર કરી કે મને એક વખત ગાદીએ બેસાડ્યા પછી ઉઠાડી શકાય નહીં એમ કહી તેણે લશ્કર ભેગું કર્યું. સામંતસિંહને હરાવ્યો, મારી નાખ્યો અને ઇ. સ. ૯૪૨ (સંવત ૯૯૮) માં પોતાની મેળે ફરીથી ગાદીએ બેઠો. મેરૂતુંગની આ વાતમાં મૂળરાજનો બાપ રાજ હોવાનું તથા તેની મા ચાવડી હોવાનું ખરૂં જણાય છે પરંતુ તેનો બાપ ભિક્ષુકના વેશમાં પાટણ આવ્યાનું અને સામંતસિંહને ખુવાર કરી તેની ગાદી પચાવ્યાનું, ભાટોની પેઠે રજપુતોનો મહિમા વધારવા જોડી કાઢેલું લાગે છે. ડાક્તર બ્યુલરે મેળવેલા મૂળરાજના તામ્રલેખમાં રાજને મહારાજાધિરાજ

કહ્યો છે. ભિક્ષુકના વેશમાં ભટકતા રાજાને આવો ખિતાબ આપવામાં આવે એ સંભવિત નથી. રત્નમાળાનો કર્તા લખે છે કે ભુવડથી પાંચમી પેઢીએ રાજ થયો હતો. તેની પહેલાંના રાજાઓનાં નામ અનુક્રમે કરણાદિત્ય, ચંદ્રાદિત્ય, સોમાદિત્ય અને ભુવનાદિત્ય હતાં. જયશિખરી અને મૂળરાજ વચ્ચે લગભગ અઢીસો વર્ષ થયાં છે માટે એટલાં વર્ષમાં સાત આઠ રાજા થવા જોઇએ તેને બદલે રત્નમાળામાં પાંચજ જણાવ્યા છે તેથી રત્નમાળાના કર્તાનું કહેવું ખરૂં લાગતું નથી.

અજમેરના રાજાની ચઢાઇ.

અણહિલવાડનું રાજ્ય પોતાને હસ્તક કર્યા પછી મૂળરાજે પોતાની સત્તા ચારે દિશામાં ફેલાવવા માંડી. પશ્ચિમમાં કાઠીઆવાડ અને કચ્છપર તે ફરી વળ્યો; દક્ષિણે લાટ અથવા દક્ષિણ ગુજરાતના રાજા બારપ સાથે અને ઉત્તરે અજમેરના વિગ્રહ રાજા સાથે તેણે લડાઈઓ કરી અજમેરના રાજા સપાદલક્ષીય કહેવાતા હતા. હાલના સેવાલિક પહાડનું સપાદલક્ષ એ સંસ્કૃત નામ છે. ગુજરાતના જૈન ઇતિહાસકો જે ચોહાણોને સપાદલક્ષીય કહે છે તે સેવાલિકથી ગુજરાતમાં આવ્યા હશે એમ લાગે છે. સેવાલિક છોડ્યા પછી અજમેર તેમની રાજધાની થયું હતું. અજમેરને ચોહાણરાજા અજયપાળે (ઇ. સ. ૧૧૭૪–૧૧૭૭) કિલ્લો બંધાવ્યો હતો તેથી તેના નામપરથી એ શહેરનું નામ અજમેર થયું છે, એમ ચોહાણ લોકો કહે છે. પરતુ તે ખરૂં લાગતું નથી. પાંચમા અને આઠમા સૈકાની દરમિયાન આ ભાગમાં મેહ અથવા મ્હેર લોકોનું જોર હતું, તેમના નામ ઉપરથી અજમેર નામ થયું હશે એમ લાગે છે. હમ્મીર મહાકાવ્યનો કર્તા ચોહાણ વંશ વાસુદેવ (ઇ. સ. ૭૮૦) થી શરૂ કરે છે અને જણાવે છે કે તેના પછી થયેલા ચોથા રાજા અજયપાળે અજમેરનો કિલ્લો બંધાવ્યો. અજમેરનો કિલ્લો બંધાવ્યા પછી (ઇ. સ. ૮૪૦) ચોહાણ લોકો ગુજરાતપર હલ્લો કરવા લાગ્યા. વાસુદેવથી દસમી પેઢીએ થયેલા વિગ્રહરાજે મૂળરાજને હરાવી મારી નાખ્યો એમ હમ્મીર મહાકાવ્યમાં લખ્યું છે, પણ તે ખરૂં જણાતું નથી પ્રબંધ ચિંતામણિમાં આ સંબંધમા નીચે પ્રમાણે હેવાલ આપ્યો

છેઃ—જે વખતે અજમેરના રાજાએ મૂળરાજપર ઉતર તરફથી ચઢાઈ કરી તેજ વખતે તિલંગાના રાજા તૈલપના સેનાપતિ બારપે દક્ષિણ તરફથી ચઢાઈ કરી. બંને જણની સામે થઇ શકાશે નહીં એમ ધારી મૂળરાજ તેના પ્રધાનોની સલાહથી કચ્છના નાકાપર કંથકોટનો કિલ્લો છે તેમાં ભરાઇ બેઠો. તેનું ધારવું એવું હતું કે ચોમાસુ પૂરું થયા પછી અજમેરનો રાજા નવરાત્રમાં શાકંભરી માતાની પૂજા કરવાને અજમેર પાછો જશે, એટલે બારપ એકલો રહેશે તેની સામે થઇ શકાશે, પણ અજમેરનો રાજા મૂળરાજના ધાર્યા પ્રમાણે પાછો ગયો નહીં. જ્યાં મુકામ નાખ્યો હતો ત્યાંજ ચોમાસુ વિતાવ્યાબાદ તેણે માતા મંગાવ્યાં અને ત્યાં નવરાત્ર કર્યાં. આખરે મૂળરાજે પોતાના સામંતોને બોલાવી ભારે ઇનામ આપ્યાં અને અજમેરના રાજા ઉપર હુમલો કરવામાં મદદ કરવા ફરમાવ્યું. પછી એક હાથણીપર બેસી મ્હાવત વગર તેમજ બીજા કોઇને સાથે લીધા વગર તે એકલો અજમેરના રાજાની છાવણીમાં ગયો. હાથણી ઉપરથી ઉતરી હાથમાં નાગી તરવાર લઇ તેણે દ્વારપાળને કહ્યું "તારા રાજાને કહે કે મૂળરાજ આવી તમારે બારણે ઉભો છે." દ્વારપાળ ખબર આપવા જતો હતો એવામાં મૂળરાજે તેને ધક્કો મારી બાજુએ ખસેડ્યો અને પોતાની મેળે અજમેરના રાજાની સમક્ષ જઇ ઉભો. દ્વારપાળે આવી ખબર આપી કે "મૂળરાજ આવ્યો છે." અજમેરનો રાજા આથી જરા ગભરાયો અને પૂછ્યું, "તમેજ મૂળરાજ કે?" મૂળરાજે જવાબ દીધો "મારી સાથે યુદ્ધમાં સામો થાય તેને હું ખરો બહાદુર ગણું. હું ધારતો હતો કે મારી સામે થાય એવો કોઇ બહાદુર દુશ્મન નથી, એટલામાં તમે આવી પહોંચ્યા છો તેથી હું મને નમીબદાર સમજું છું પણ તમારા આવ્યા પછી તરતજ તિલંગાના રાજા તૈલપનો સેનાપતિ પણ મારી પર ચઢી આવ્યો છે તેની સામે હું લડું ત્યાં સુધી તમારે વાટ જોવી જોઇએ. મારી પીઠ પાછળથી હલ્લો કરવો ન જોઇએ." અજમેરના રાજાએ કહ્યું "તમે રાજા છતાં પેદળ સિપાઇની પેઠે એકલા આવ્યા છો અને તમારી સલામતીની પણ દરકાર કરી નથી, માટે હું જીવતા સુધી તમારો દોસ્ત થઈ રહીશ." મૂળરાજે જવાબ દીધો "એમ કહેવાની જરૂર નથી."

અજમેરના રાજાએ જમવાનું નોતરૂં દીધું પણ જમવા માટે પણ મૂળરાજ બેઠો રહ્યો નહીં અને હાથમાં તરવાર સાથે પાછો વળી હાથણીપર બેઠો. પછી સામંતો સાથે તેણે બારપપર હલ્લો કર્યો, તેને હણવી ઠેર માર્યો અને તેના ૧૮ હાથી તથા ૧૦,૦૦૦ ઘોડા લઇ લીધા. આ લૂટ લઇને મૂળરાજ પાછો ફરતો હતો એવામાં તેને ખબર મળી કે અજમેરનો રાજા પાછો જતો રહ્યો છે.

પ્રબંધચિંતામણિના કર્ત્તાએ જે વાત જણાવી છે તે હમ્મીર કાવ્યના કર્ત્તાએ જણાવેલી વાતથી આ પ્રમાણે જૂદી પડે છે. બંનેનો મુકાબલો કરતાં ખરી વાત એ હોવાનું લાગે છે કે અજમેરના રાજાએ મૂળરાજને હરાવ્યો હશે પણ મૂળરાજ તાબે થવાથી તેનો પ્રદેશ લઇ લીધા વગર પાછો ફર્યો હશે.

**બારપની ચઢાઇ.**

બારપ અને મૂળરાજ વચ્ચે થયેલા યુદ્ધનું વર્ણન હેમાચાર્યે દ્વયાશ્રયના છઠ્ઠા સર્ગમાં વિગતવાર કરેલું છે; તેનો સાર આ પ્રમાણે છે:—એક દિવસ મૂળરાજ સભા ભરીને બેઠો હતો એવામાં જૂદા જૂદા દેશથી ભેટો આવવા માંડી. અંગરાજે મોકલેલા રથ, વિંધ્યેશે મોકલેલા હાથી, પાડ્ય દેશપતિએ મોકલેલા ઉત્તમ હાર, સિંધુરાજે મોકલેલાં રત્ન, વનવાસ રાજાએ મોકલેલું સુવર્ણ, રારજાયલ એટલે દેવગિરીના રાજાએ મોકલેલાં કરમાય નહીં એવાં કમળ, કોલ્હાપુરના રાજાએ મોકલેલાં પદ્મરાગમણિ, કાશ્મીરના રાજાએ મોકલેલી કસ્તુરી વગેરે બધું પ્રતિહારે નજર કર્યું. છેવટ લાટ દેશના રાજા બારપે મોકલેલો એક ઉગ્ર હાથી પણ રજુ થયો. પરંતુ તેને જોનાજ ગજલક્ષણશાસ્ત્રમા કુશળ એવા ચામુંડ રાજે તેને અતિ નિષિદ્ધ જણાવ્યો. એ ઉપરથી રાજાએ પોતાનું અપમાન થયું સમજી હાથી પાછો વાળ્યો ચામુંડે તેનાપર ચઢાઇ કરવાની મરજી બતાવી. રાજા પોતે પણ ચામુંડની સાથે જવાનો નિશ્ચય કરી મુહૂર્તે ઘણાક રાજાની સેના સહિત નિકળ્યો ને ગુજરાતના રાજ્યની સિમા શ્વભ્રવતી ( સાબરમતી ? ) ને કાંઠે આવ્યો. ત્યાંથી નર્મદા ઉપર આવ્યો. તેને જોઇને ભૃગુકચ્છ એટલે ભરૂચ ગામમાં ગભરાટ વ્યાપી રહ્યો. પ્રથમ ચામુંડ લાટેશની સામે ગયો અને પછી મૂળરાજ જાતે પણ ગયો; પણ તેને ખબર પડી કે ચામુંડ એકલાએ લાટેશને હરાવી

હણ્યો છે ત્યારે તેના દર્પમાં કંઈ બાકી રહી નહીં. આ ફતેહ પછી મૂળરાજ અને ચામુંડ અણહિલપુર પાછા આવ્યા.

દ્વાશ્રયમાં બારપ લાટ દેશનો રાજા હોવાનું લખ્યું છે; પરંતુ પ્રબંધચિંતામણિમાં તેને તિલંગાના રાજા તૈલપનો સેનાપતિ જણાવ્યો છે. વળી સુકૃતસંકીર્તનમાં તેને કન્યાકુબ્જના રાજાનો સેનાપતિ કહ્યો છે. અને કીર્તિકૌમુદીમાં લાટેશનો સેનાપતિ કહ્યો છે. બીજા પુરાવા પરથી હાલમાં એમ જણાયું છે કે મૂળરાજના વખતમાં બારપ નામનો ચાલુક્ય રાજા લાટ દેશમાં રાજ્ય કરતો હતો. બારપના પૌત્ર કીર્તિરાજના સુરતના તામ્રપટમાં ઈ. સ. ૧૦૧૮ ( શક ૯૪૦ ) ની સાલ છે. એક રાજાના રાજ્યનાં વીસ વર્ષ ગણતાં આપરથી બારપનો સમય ઇ. સ. ૯૭૮ ( શક ૯૦૦ ) નક્કી થાય છે. અને તે સાલ મૂળરાજના વખતમાં આવે છે (ઇ. સ. ૯૬૧-૯૯૬ ). પ્રબંધચિંતામણિમાં બારપને તૈલપનો સેનાપતિ લખ્યો છે તે ખરૂં લાગે છે. બારપ નામ દક્ષિણી જણાય છે. વળી તૈલપે રાષ્ટ્રકૂટોને ઇ. સ. ૯૭૨ ( શક ૮૯૪ ) માં હરાવ્યા હતા તેથી તેણે લાટ દેશમાં પોતાનો સ્વતંત્ર અધિકારવાળો સેનાપતિ મૂક્યો હોય એ સંભવિત જણાય છે. દ્વાશ્રયમાં બારપને લાટેશ કહ્યો છે અને કીર્તિકૌમુદીમાં લાટેશનો સેનાપતિ કહ્યો છે, તેનો ખુલાસો પણ આથી થઇ જાય છે.

**ગ્રહરિપુ સાથે લડાઇ.**

સોરઠના આભીર અથવા ચુડાસમા રાજા ગ્રહરિપુ* સાથે મૂળરાજે સૌથી પહેલી લડાઇ કરી હતી. પ્રભાસ તરફ જતાં જાત્રાળુઓપર ગ્રહરિપુ જુલમ કરતો હતો તેથી આ લડાઇ કરવાનું કારણ ઉત્પન્ન થયું હતું. આ લડાઇનો ચિતાર દ્વાશ્રયમાં આબેહુબ આપેલો છે. ગ્રહરિપુની રાજ્યધાની વામનસ્થળી ( જૂનાગઢની પાસે હાલ વનથળી છે તે ) નગર હતું. વળી તેની પાસે તેણે દુર્ગપલ્લી નામનો કિલ્લો

* ગ્રહરિપુ એ કોઇનું નામ નથી પણ ઉપનામ છે ગ્રહ એટલે જળચર (મગર) અને રિપુ એટલે શત્રુ; જળચરને (દુશ્મનને) પકડનાર, એવો અર્થ દ્વયાશ્રયમાં આપ્યો છે.

બંધાવ્યો હતો તે કદાચ હાલનું જૂનાગઢ હશે. ગ્રહરિપુને કચ્છના ફુલા રાજાના પુત્ર લાખા સાથે ધાડો દોસ્તી સંબંધ હતો અને તુર્ક અથવા મલેચ્છ લોકોની પણ મદદ હતી. મૂળરાજ મોટું લશ્કર લઇ જંબુમાળી નદી આગળ આવી પહોંચ્યો ત્યારે ગ્રહરિપુ પોતાનું લશ્કર એકઠું કરી તેની સામે ગયો. ગ્રહરિપુની સ્ત્રી નીલીના પુત્ર સોરઠની પ્રસિદ્ધ નદી ભાદરને કાંઠે વસતા હતા ત્યાંથી ગ્રહરિપુની મદદે આવ્યા. વળી તેનો મિત્ર કચ્છનો લાખો અને સિંધનો રાજા પણ તેની મદદે આવી પહોંચ્યા. મૂળરાજની મદદે શીલાપ્રસ્થ, મારવાડ, બનારસ અને શ્રીમાળના રાજા પોતાનાં સૈન્ય લઇ આવ્યા. જંબુમાળી નદીપર મોટું યુદ્ધ થયું તેમાં ગ્રહરિપુ મૂળરાજને હાથે કેદ પકડાયો. પોતાના મિત્રને પકડાયેલો જોઇ લાખો ક્રોધથી શત્રુના સૈન્યમાં જઇ ધસ્યો, પણ તેમા તે મરાયો. આ જીત મેળવ્યા પછી મૂળરાજ પ્રભાસ ગયો, પવિત્ર સોમેશ્વરનું પૂજન કર્યું અને શત્રુ પાસેથી મળેલી લૂંટ તથા ૧૦૮ હાથી લઇને અણહિલપુર પાછો આવ્યો.

પ્રબંધચિંતામણિ પ્રમાણે કચ્છનો લાખો રાણો ગ્રહરિપુ સામેની લડાઇમાં નહીં પણ બીજી એક લડાઇમાં મરાયો હતો. પ્રબંધચિંતામણિનો કર્તા જણાવે છે કે કચ્છ દેશમાં પરમાર વંશનો કીર્તિરાજ નામે રાજા રાજ્ય કરતો હતો. તેની કુંવરી કામલતા ફુલ્લડ નામના એક માણસને પરણાવી હતી તેને લાખો નામનો પુત્ર થયો અને તે કીર્તિરાજ પછી કચ્છની ગાદીએ બેઠો. લાખાને માળવાના રાજા યશોવર્માનો આશરો હોવાથી તે કોઇથી જીતાય નહીં એવો ગણાતો. તેણે અગીઆર વાર મૂળરાજના સૈન્યને ત્રાસ પમાડી હઠાવી મૂક્યું. પરંતુ બારમે વખતે મૂળરાજે લાગ જોઇ તેને કપિલકોટમાં ઘેરી લીધો અને તેની સાથે દ્વંદ્વ યુદ્ધ કરી તેને મારી નાખ્યો. આટલાથી સંતોષ ન માનતાં મૂળરાજે રણભૂમિપર પડેલા લાખાની દાઢીને અપમાનપૂર્વક પગથી સ્પર્શ કર્યો. તે જોઇ લાખાની માતાએ મૂળરાજને શ્રાપ દીધો કે " તું અને તારા વંશજો લુતારોગ ( કોઢ) થી નાશ પામજો. "

લાખા સાથે મૂળરાજને દુશ્મનાવટ થવાનું બીજું એક કારણ ગરૂમા-

બામા ભાટ લોકોની દંતકથાપરથી આપેલુ છે. સોલકી રાણી લીલાદેવી મરી ગઇ એટલે રાજ દ્વારિકામાં વિષ્ણુનુ દેવાલય છે તેની યાત્રા કરવાને ગયો. ત્યાથી પાછા આવતા લાખા ફુલાણીના દરબારમા ગયો અને તેની બહેન રાયાજી સાથે પરણ્યો, તેને પેટ પછી રાખાઇચ નામે પુત્ર થયો એક બીજાની વડાઇ વિષેનો વાદ કરતા રાજ સોલકીને તેની સાથેના માણસો સાથે લાખાએ મારી નાખ્યો અને તેઉજા રાણી રાયાજી તેની પાછળ સતી થઈ મૂળરાજના કાકા બીજ સોલકીએ આ કજીઆનુ વેર લેવા મૂળરાજને ભભેર્યો, અને લાખે પોતાના દરબારમા રાજના નાના છોકરા રાખાઇચને તેના ફરમાન બાપ્રૂ મૂળરાજ સામો કર્યો હતો તે કારણને લીધે પણ લાખા સામે થવાને મૂળરાજ ઉશ્કેરાયો હતો

શત્રુઓથી મુક્ત થયા પછી મૂળરાજે કેટલાક ધર્મના સ્થાન બંધાવવા માડ્યા અણહિલવાડમાં તેણે મૂળસ્વામિ તથા ત્રિપુરૂષપ્રસાદના દેવળ બધાવ્યા મૂળ વસતિક નામનુ જૈન દેવળ પણ તેણે બધાવેલુ કહેવાય છે ઘડપણમા મૂળરાજ પોતાનો ઘણોખરો વખત સરસ્વતી તીરે શ્રીસ્થળપુર ( સિદ્ધપુર ) મા ગાળતો સિદ્ધપુરમા રહી મૂળરાજે બ્રાહ્મણોને ઘણા દાન કર્યા તેણે પરદેશમાથી ઘણા બ્રાહ્મણોને તેડાવ્યા અને સિદ્ધપુરમા વસાવ્યા ઔદિચ્ય, શ્રીગોડ અને કનોજીઆ બ્રાહ્મણ ગુજરાતમા મૂળરાજના બોલાવવાથી આવેલા જણાય છે મૂળરાજે ઔદિચ્ય બ્રાહ્મણોને ઉત્તરમા કુરૂક્ષેત્રથી બોલાવ્યા, ગગા અને જમના વચ્ચે મધ્ય દેશમા આવેલા કન્યાકુબ્જથી કનોજીઆ બ્રાહ્મણોને બોલાવ્યા, અને બગાળા તથા તિર્હૂટ દેશથી શ્રીગોડ બ્રાહ્મણને બોલાવ્યા મૂળરાજે ઔદિચ્ય બ્રાહ્મણોને શ્રીસ્થળ ( સિદ્ધપુર ), શ્રીગોડ બ્રાહ્મણોને સ્તભતીર્થ ( ખભાત ) અને બીજા બ્રાહ્મણોને સિહપુર ( સીહોર ) દાનમા આપ્યુ સિદ્ધપુરમા મૂળરાજે રૂદ્રમહાલય બધાવ્યુ એવુ કહેવાય છે કે તે પૂરૂ થતા પહેલા મૂળરાજ મરી ગયો તેથી સિદ્ધરાજે તે પૂરૂ કરાવ્યું જો કે લોકોમા આવી દંતકથા ચાલે છે તોપણ રૂદ્રમહાલય પૂરૂ થતા પહેલા મૂળરાજ મરી ગયાની

વાત ખરી લાગતી નથી ઈ સ ૯૮૭ (સવત ૧૦૪૩) ના એક તામ્રલેખ-મા જણાવેલુ છે કે માઘ વદિ અમાસને રોજ સૂર્યગ્રહણને અવસરે રૂદ્રમહાલયના મહાદેવની પૂજા કરી મૂળરાજે દાન કર્યું આપરથી એમ લાગે છે કે તે વખતે રૂદ્રમહાલય પૂરૂ થયેલુ હોવુ જોઇએ અને તેમા મહાદેવની સ્થાપના થયેલી હોવી જોઇએ કદાચ એમ બન્યુ હશે કે મૂળરાજનુ બધાવેલુ રૂદ્રમહાલય સિદ્ધરાજે દુરસ્ત કરાવ્યુ હશે અથવા વધાર્યું હશે

મૂળરાજનુ મરણ

મૂળરાજને માટે એવુ કહેવાય છે કે મોસાળ પક્ષના માણસોને મારી નાખવા બાબત તેને ઘડપણમા ઘણો પસ્તાવો થયો હતો અને પાપના પ્રાયશ્ચિત માટે તે જાત્રાઓ કરતો રહ્યો હતો દ્વયાશ્રયમા લખ્યુ છે કે બારપને જીતી અણહિલવાડ આવ્યા પછી તેણે ચામુડને ગાદીએ બેસાડ્યો અને પોતે પુણ્ય દાન કરવા સિદ્ધપુર જઇ રહ્યો અને પછી ત્યા જીવતેજ અગ્નિ પ્રવેશ કરી સ્વર્ગે ગયો વિચારશ્રેણિમા મૂળરાજે ઇ સ ૯૬૧-૯૯૬ (સવત્ ૧૦૧૭-૧૦૫૨) સુધી પાત્રીસ વર્ષ રાજ્ય કર્યાનુ જણાવ્યુ છે પ્રબધચિતામણિમા મૂળરાજના રાજ્યની શરૂઆત ઇ સ ૯૪૨ (સવત્ ૯૯૮) મા થયાનુ અને પચાવન વર્ષ રાજ્ય કર્યા પછી તેનુ રાજ્ય ઇ સ ૯૯૭ (સવત ૧૦૫૩) મા પૂરૂ થયાનુ જણાવ્યુ છે આ બે પૈકી મૂળરાજે પાત્રીસ વર્ષ રાજ્ય કર્યાની વાત વધારે સભવિત લાગે છે, કારણ કે મામાને મારી નાખ્યો ત્યારે મૂળરાજ કઇ નાની ઉમ્મરનો નહીં હોય

ચામુડ, ઈ. સ ૯૯૭-૧૦૧૦

મૂળરાજ પછી તેનો પુત્ર ચામુડ ગાદીએ બેઠો આ રાજા વિષે ઘણી થોડી હકીકત જણાવેલી છે તેને વલ્લભરાજ, દુર્લભરાજ અને નાગરાજ એ પ્રમાણે ત્રણ પુત્ર હતા. ચામુડ એવો વ્યભિચારી હતો કે તેની બહેન વાચિણીદેવી સાથે તેણે ભોગ કર્યો એમ રાસમાળામા જણાવ્યુ છે આ વાતને દ્વયાશ્રયના ટીકાકારથી ટેકો મળે છે, કેમકે તે લખે છે કે ચામુડને તેની બહેન વાચિણીદેવીએ તેના દુરાચારથી ગાદીએથી ઉઠાડી મૂકી વલ્લભરા-

જને ગાદી આપી. ચામુંડ ઘણું કરીને પોતાના કર્મનો પશ્ચાતાપ કરવા પોતે જ કાશી તરફ જતો હતો એવામાં માળવાના રાજાએ તેને લુંટી લીધો; તેથી તેણે પાછા આવી વલ્લભરાજને આજ્ઞા કરી કે માળવા ઉપર ચઢાઇ કરો વલ્લભે તેમ કર્યું, પણ તેને રસ્તામાં કંઇક અસાધ્ય વ્યાધિ ( શીતળા ? ) થયો તેથી તે મરી ગયો અને તેનું સૈન્ય અણહિલવાડ પાછું આવ્યું. પછી ચામુંડે દુર્લભરાજને ગાદીએ બેસાડયો અને પોતે નર્મદાપર આવેલા શુકલતીર્થમાં જઇ રહ્યો.

પ્રબંધચિંતામણિ પ્રમાણે ચામુંડે ૧૩ વર્ષ રાજ્ય કર્યું, અને ત્યાર પછી ૭ માસ વલ્લભરાજે કર્યું; પરંતુ વિચારશ્રેણિમા ચામુંડનું નામ જણાવ્યું નથી અને દુર્લભરાજે ચૌદ વર્ષ ( તેર વર્ષ ચામુંડના અને ૭ માસ વલ્લભરાજનાં ) રાજ્ય કર્યાનું લખ્યું છે આ ભૂલ હોય એમ લાગે છે. ચામુંડને બદલે વલ્લભરાજનું નામ મૂકી દેતું એ બરોબર લાગે છે, કારણ કે તે બાપની હયાતીમા મરણ પામ્યો હતો કેટલાક તામ્રલેખમાં પણ વલ્લભરાજનું નામ જણાવેલું નથી. વલ્લભરાજનું રાજ્ય ઇ સ ૧૦૧૦ ( સંવત્ ૧૦૬૬ ) માં પૂરું થયું એમ વિચારશ્રેણિ અને પ્રબંધચિંતામણિ એક મતે જણાવે છે, એટલે ચામુંડનું રાજ્ય પૂરૂ થયાની એ સાલ પકડવી યોગ્ય લાગે છે, કારણ કે દુર્લભરાજને ગાદીએ બેસાડી તે શુકલતીર્થ ગયો હતો.

દુર્લભરાજ, ઇ સ ૧૦૧૦–૧૦૨૨

દુર્લભરાજ ઈ સ. ૧૦૧૦ ( સંવત્ ૧૦૬૬ ) માં ગાદીએ બેઠો. પ્રબંધચિંતામણિ પ્રમાણે તેણે ૧૧ વર્ષ ૬ માસ અને વિચારશ્રેણિ પ્રમાણે ૧૨ વર્ષ રાજ્ય કર્યું.

દુર્લભરાજ જૈન ધર્મને પણ માનતો હોય એમ જણાય છે, કારણ કે દયાશ્રયમા હેમાચાર્ય લખે છે કે તેણે એકાંતવાદ ખોટો ઠરાવી અનેકાંતવાદ એટલે જૈનસ્યાદ્વાદ સ્વીકાર્યો. હેમાચાર્ય વળી કહે છે કે મારવાડમા નડોલના રાજા મહેંદ્રે પોતાની બહેન દુર્લભદેવીના સ્વયંવરમા દુર્લભરાજને નોતર્યો તેથી પોતાના ભાઇ નાગરાજ સહિત, સેના લઇ તે ગયો અંગરાજ, કાશીરાજ, અવંતીશ, ચેદિરાજ, કુરુરાજ, હૂણાધિપ, મથુરેશ, વિંધ્યદેશાધિપ, આંધ્રરાજ

વગેરે સર્વેને તજી દુર્લભદેવી દુર્લભરાજને વરી. મહેંદ્રે પોતાની નાની બ્હેન લક્ષ્મી નાગરાજ વેરે પરણાવી. દુર્લભદેવીએ દુર્લભરાજને પસંદ કર્યો તેથા, બીજા રાજાઓ સાથે દુર્લભરાજને દુશ્મનાવટ થઇ, પણ તે બધાને તેણે હરાવ્યા. પછી બંને ભાઇઓ અણહિલપુર આવ્યા અને દુર્લભ સરોવર બંધાવ્યું.

નાગરાજને ભીમ નામે પુત્ર હતો. તે જ્યારે મોટો થયો ત્યારે દુર્લભરાજે તેને કહ્યું કે " મારે પાપ શુદ્ધિ અર્થે તીર્થમાં જઇ વસવું છે માટે મને રાજ્યના ભારમાંથી મુક્ત કર " ભીમે પ્રથમ તો ના કહી પણ દુર્લભરાજ અને નાગરાજનો અતિ આગ્રહ જોઇ પોતાનો રાજ્યાભિષેક કરવા દીધો. પછી દુર્લભ જાત્રાએ ગયો. ત્યાં માળવાના રાજા મુંજે તેનું અપમાન કર્યાની વાત જૈન ઐતિહાસિક ગ્રંથોમાં લખેલી છે, પરંતુ દુર્લભરાજ અને મુંજ એ સમકાલીન નહોતા તેથી એ વાત ખરી લાગતી નથી.

ભીમને ગાદીએ બેસાડ્યા પછી દુર્લભ અને નાગરાજ સાથે સ્વર્ગમાં ગયા એમ દ્વયાશ્રયમાં લખેલું છે.

દુર્લભરાજ પછી તેનો ભત્રીજો ( નાગરાજનો પુત્ર ) ભીમ ગાદીએ બેઠો. પ્રબંધચિંતામણિ પ્રમાણે ભીમે ઇ. સ. ૧૦૨૨-૧૦૭૪ ( સંવત ૧૦૭૮-૧૧૩૦ ) સુધી એટલે ૫૨ વર્ષ રાજ્ય કર્યું, પરંતુ વિચારશ્રેણિમાં તેણે ઇ. સ. ૧૦૨૨-૧૦૬૪ ( સંવત ૧૦૭૮-૧૧૨૦ ) સુધી ૪૨ વર્ષ રાજ્ય કર્યાનું જણાવ્યું છે. પ્રબંધચિંતામણિની એક નકલમાં ભીમે ૪૨ વર્ષ રાજ્ય કર્યાનું લખ્યું છે તેથી ૪૨ વર્ષ રાજ્ય કર્યાની વાત ખરી જણાય છે.

ભીમ ૧ લો, ઇ. સ. ૧૦૨૨-૧૦૬૪.

ભીમનાં બે તામ્રપટ મળી આવ્યા છે. એકની ઉપર ઇ. સ. ૧૦૩૦ ( સંવત ૧૦૮૬ ) ની સાલ છે, અને બીજા ઉપર ઇ. સ. ૧૦૩૭ ( સંવત ૧૦૯૩ ) ની સાલ છે.

ભીમની પહેલાં થઇ ગયેલા રાજાઓ કરતાં ભીમ વધારે બળવાન્ અને પરાક્રમી હતો. તેના વિષે દ્વયાશ્રયમાં હેમાચાર્ય લખે છે કે " ભીમદેવે સારી રીતે રાજ્ય ચલાવ્યું, તે વ્યભિચારનો અપરાધ માફ કરતો નહીં અને ચોરોને

યુક્તિથી પકડી શિક્ષા કરતો, તેથી તેના રાજ્યમા ચોરીઓ ઓછી થતી તે છત્ર રક્ષા બહુ સારી રીતે કરતો, તેથી વનમા વાઘથી પણ કોઈનો જીવ લેવાતો નહીં જે રાજાઓ શત્રુની બીકથી નાસેલુ લેતા તે ભીમને શરણે આવી રહેતા કેટલાક રાજા તેના રાજ્યમા ચાકરીએ રહ્યા હતા, તેથી તે રાજાધિરાજ કહેવાતો '

દ્વયાશ્રય પ્રમાણે ભીમના બે મુખ્ય દુશ્મનો સિંધ અને ચેદિ અથવા બુદેલખંડના રાજા હતા પ્રથમ તેણે સિંધના રાજા હમ્મુક ઉપર ચઢાઇ કરી અને તેને હરાવી કેદ કર્યો ત્યાર પછી ચેદિના રાજા કર્ણ ઉપર ચઢાઇ કરી, પણ તે ખંડણી આપવાની કબુલ કરી તાબે થયો કરણે માળવાના રાજા ભોજ પાસેથી સોનાની પાલખી (મંડપિકા) લીધી હતી તે આ વખતે ભીમને ભેટ આપી ભીમે એ પાલખી સોમનાથ મહાદેવને ભેટ આપી

**સિંધ અને ચેદિના રાજા પર ચઢાઇ**

સિંધના રાજા હમ્મુક ઉપર ચઢાઇ કરવામા ભીમ રોકાયો હતો, એવામા માળવાના ભોજ રાજાનો સેનાપતિ કુલચંદ્ર મોટુ સૈન્ય લઇને અણહિલપુર ઉપર ચઢી આવ્યો કુલચંદ્ર નગરમા પેઠો અને તે લૂટીને મહેલના દરવાજા આગળ જ્યા ઘડી ઠોકાતી હતી ત્યા કોડિયો દાટી તથા જયપત્ર લખાવી લઈ માળવે પાછો ગયો ત્યા ભોજે તેનો આદર સત્કાર કર્યો, પણ અણહિલપુરના મહેલ આગળ મીઠું દાટવાને બદલે કોડિયો દાટી તેથી તેને ઠપકો દીધો, અને કહ્યુ કે એથી તો ઉલટા સારા શુકન થયા, કારણ કે એ એમ સૂચવે છે કે આગળ ઉપર માળવાનુ ધન ગુજરાતમા જશે ભીલસા પાસે ઉદેપુર આગળ એક દેવળમા ભોજના પુત્ર ઉદયાદિત્યનો એક લેખ છે તે પરથી ભોજના સેનાપતિએ અણહિલપુરમા જીત મેળવ્યાની વાત ખરી જણાય છે

**અણહિલપુર ઉપર કુલચંદ્રની ચઢાઇ**

ભોજની સાથે સલાહ કરવા સારૂ ભીમદેવે ભોજના દરબારમા દામર (દામોદર) નામનો સંધિ વિગ્રહિક મોકલ્યો હતો પરન્તુ એ બન્ને રાજા પોતાના આખા રાજ્યકારભારની વેળામા થોડો વખત એક બીજાની સામે

થતા અને થોડો વખત મિત્ર થઇ જતા એમ જણાય છે. એક સમયે માળ-વામાં મોંઘવારી ઘણી વધી ગઇ, તેથી ભોજરાજા ગુજરાતપર ચઢાઇ કરવા તૈયાર થયો, પણ ભીમદેવના પ્રતિનિધિ દામરે તેનો વિચાર પેશ જવા દીધો નહીં. માળવા અને તૈલંગના રાજા વચ્ચે જૂનું વેર ચાલતું હતું, તેની યાદ દેવરાવી દામરે ભોજને તૈલંગણના રાજા ઉપર હુમલો કરવા સમજાવ્યો. ભોજ સૈન્ય લઇ તૈલંગણ ઉપર ચઢાઈ કરવા તૈયાર થયો એવામાં તેને ખબર થઇ કે માળવાપર ભીમ ચઢી આવે છે. તેપરથી ભીમે કહ્યા તેવા કોલકરાર કરી ભોજે તેની સાથે સલાહ કરી. આવી બીજી ઘણી વાતો પ્રબંધચિંતામણિમાં આપેલી છે.

**સોમનાથ.**

સૌરાષ્ટ્ર દેશના દક્ષિણ કિનારા ઉપર નાઘેર નામના સદા નીલા અને ફળદ્રુપ પ્રાંતમાં વેરાવળ નામનું બંદર અને ખાડી છે. એ ખાડીના દક્ષિણ તરફ નીકળતાં અને સમુદ્રના મોજામાંથી ગાજતા એક મજબૂત ખડક ઉપર દેવપાટણ ( સોમનાથ પાટણ ) નો કિલ્લો છે. એ કિલ્લામાં નૈરૃત્યકોણમાં જ્યાં કિલ્લાની દીવાલને સમુદ્ર છોળો મારે છે ત્યાં દીવાલની પડોશમાં સોમનાથનું પ્રાચીન દેવળ છે. એ દેવળમાં હાલ કંઇ પણ મૂર્ત્તિ નથી તોપણ તેના પડેલા વેરાન ભાગ ઉપર-થી તથા તેને ટેકતા પડેલા સ્તંભો, પાયા અને કોતર કામની પ્રાચીનકાળની નિશાનીઓ ઉપરથી જણાય છે કે અસલ એ દેવળનો મોટો દબદબો હશે. એ સઘળું આજ પાયમાલ થઇ ગયેલું છે તોપણ એ શહેરમા ઠેકાણે ઠેકાણે આપણે ઈમારતોમાં ચણેલા અને છૂટા પડેલા પ્રાચીન વખતના કોતરેલા પથરા અને ભાગેલી મૂર્ત્તિઓ એટલી બધી જોઇએ છીએ કે તેપરથી એ શહેર ઉપર ગમે તેટલી આફતો ગુજરી છે તોપણ જૂના વખતમાં તે હિંદુ-ઓનું પવિત્ર સ્થાન હતું એમ જણાયા વગર રહેતું નથી. દ્વારિકામાં યાદવોનું રાજ્ય હતું તે વખતે પ્રભાસની જાત્રા ચાલતી હોવાનું આપણા વાંચવામાં છે. પરંતુ મહાભારતમાં સોમનાથ અથવા બીજા કોઇ શિવ મંદિર વિષે લખેલું નથી તેપરથી એમ ધારવામાં આવે છે કે વલ્લભિ રાજાઓ ( ઇ. સ. ૪૮૦-

૭૬૭ ) ના પહેલાં સોમનાથનું મંદિર કદાચ બાંધેલું નહીં હોય. વલ્લભિ રાજાઓ ધર્મદાન કરવામાં ઘણા ઉદાર હતા તેથી કદાચ તેમણે સોમનાથનું દેવળ બંધાવ્યું હશે, અને તેમના વખતથી સોમનાથ વધારે પ્રસિદ્ધ થયું હશે. સોલંકી રાજાઓ પણ વલ્લભિ રાજાઓનાં જેવાજ સોમનાથના ભક્ત હતા; અને સોમનાથની જાત્રાએ જતા. જાત્રાળુઓપર થતો જુલમ દૂર કરવાને મૂળરાજ ગ્રહરિપુ સાથે લઢાઇ લડ્યો હતો. મૂળરાજ પોતે સોમનાથ ગયો હતો અને ગુજરાતમાં પણ સોમનાથનાં બીજાં દેવળ તેણે બંધાવ્યાં હતાં. મૂળરાજ પછીના રાજાઓ પણ મૂળરાજના જેવાજ સોમનાથના ભક્ત હતા. આથી કરીને સોમનાથના દેવળની દોલત અને ખ્યાતિ વધતી ચાલી હતી.

**મહમૂદની સોમનાથપર ચઢાઇ, ઈ. સ. ૧૦૨૪.**

ભીમ ગાદીએ બેઠા પછી થોડા સમયમાં ઘઝનીના સુલતાન મહમૂદે સોમનાથપર ચઢાઇ કરી. મહમૂદે ચઢાઇ કરી સોમનાથની મૂર્ત્તિ તોડી નાખ્યાની વાત ગુજરાતના હિંદુ લેખકોએ જણાવી નથી. ફાર્બસ સાહેબ કહે છે તેમ જૈન ગ્રંથકારો પોતાના વર્ણ્યવીરની પ્રતિષ્ઠાને હાનિ લાગે તેવી કશી વાત પોતાના ગ્રંથમાં જણાવતા નથી. દ્વયાશ્રયમાં સોમનાથની વાત હેમચંદ્રે બે વખત લખી છે. તેમાં એકવાર સિદ્ધરાજ જાત્રા કરવા જાય છે ત્યારે, અને બીજીવાર કુમારપાળ તેનો જીર્ણોદ્ધાર કરાવે છે ત્યારે, પણ એકે વખત એ દેવાલય ભાગ્યાનો ઇસારો સરખોએ તે કરતો નથી. પરંતુ મુસલમાન ઇતિહાસ લેખકોપરથી એ વાત નિર્વિવાદ જણાય છે કે ઇ. સ. ૧૦૨૪ માં મહમૂદ ઘઝનીએ હિંદુસ્તાનપર દસમી સ્વારી કરી ત્યારે સોમનાથ લૂંટી ભાંગી નાંખ્યું હતું.

મહમૂદે સોમનાથનો નાશ કર્યો વિષે જૂનામાં જૂનો હેવાલ ઇબ્નુ અસીર ( ઇ. સ. ૧૧૬૦-૧૨૨૯ ) નો છે, અને તેમાંથી નીચે પ્રમાણે હકીકત મળે છેઃ—" ઇ. સ. ૧૦૨૪ ( હીજરી ૪૧૪ ) મહમૂદે હિંદનાં કેટલાંક શહેર અને કેટલાક કિલ્લા તાબે કરી લીધા અને વળી તેણે સોમનાથ નામની મૂર્ત્તિ લીધી. હિંદની સૌ મૂર્ત્તિઓમાં આ મૂર્ત્તિ સૌથી મોટી હતી. દરેક ગ્રહણને વખતે

હિંદુ લોકો ત્યાં જાત્રા કરવા જતા અને એક લાખ માણસ ભેગું થતું. હિંદુ લોકોના પુનર્જન્મના મત પ્રમાણે હિંદુ લોકો એવું માને છે કે શરીરમાંથી જૂદા પડ્યા પછી બધા માણસના આત્મા સોમનાથ ભેગા થાય છે; દરિયામાં ભરતીઓટ થાય છે, એ સોમનાથની પૂજા કરવાનો દરિયે ગ્રહણ કરેલો સૌથી સરસ રસ્તો છે. હિંદુસ્તાનની કિમતીમાં કિમતી વસ્તુઓ સોમનાથમાં આવતી હતી. એ દેવળના પૂજારીઓને કિમતીમાં કિમતી દાન મળતાં અને દેવળને ૧૦,૦૦૦ ગામ દાનમાં આપેલાં હતાં. દેવળમાં ઘણામાં ઘણાં મૂલ્યવાળાં અને ઘણામાં ઘણાં પાણીવાળાં રત્નો એકઠાં થયાં હતાં. હિંદુસ્તાનમાં ગંગા નામે એક મોટી નદી છે. જેને હિંદુ લોકો ઘણું માન આપે છે, અને મૂઆ પછી સ્વર્ગે પહોંચવાની ધારણાથી મરેલા માણસનાં હાડકાં તેમાં નાખે છે. આ નદી અને સોમનાથ વચ્ચે આશરે ૧૨૦૦ માઇલ ( ૨૦૦ પરસગ ) નું છેટું છે, તોપણ સોમનાથની મૂર્ત્તિને નહવડાવવા માટે ત્યાંથી દરરોજ પાણી લાવવામાં આવતું. દરરોજ હજાર બ્રાહ્મણ સોમનાથની પૂજા કરતા અને જાત્રાળુઓને પૂજા કરાવતા. જાત્રાળુઓની હજામત કરવાને ત્રણસો હજામો કામે લાગતા. દેવળને દરવાજે સાડી ત્રણસો ગવૈયા ગાવા બેસતા, અને એ બધાને દરરોજ નક્કી કરેલો પગાર મળતો. જ્યારે મહમૂદ ઉત્તરમાં જીત મેળવતો હતો અને મૂર્ત્તિઓનો નાશ કરતો હતો ત્યારે હિંદુઓ કહેતા કે એ મૂર્ત્તિઓપર સોમનાથનો કોપ થયો છે જો સોમનાથ તેમની ઉપર પ્રસન્ન હોય તો તેમનો કોઈથી પણ નાશ થઇ શકે નહીં. જ્યારે આ વાત મહમૂદના સાંભળવામાં આવી ત્યારે સોમનાથપર ચડાઈ કરી સોમનાથનો નાશ કરવાનો તેણે નિશ્ચય કર્યો. તેનું ધારવું એવું હતું કે જ્યારે હિંદુઓને માલમ પડશે કે સોમનાથની તેઓ પ્રાર્થના અને ભક્તિ કરે છે, તે નકામી છે ત્યારે તેઓ ઇસલામ ધર્મ અંગીકાર કરશે."

"તેથી મદદ માટે તેણે અલ્લાની પ્રાર્થના કરી અને ૩૦,૦૦૦ ઘોડા અને ઘણા માણસો લઇ શાબાનની દસમી તારીખે ( હીજરી ૪૧૪ ઇ. સ. ૧૦૨૪ ) ઘઝનીથી ઉપડ્યો. મુલતાનનો રસ્તો લઇ તે રમઝાનની અધવચમાં

મૂલતાન પહોંચ્યો. મૂલતાનથી હિંદુસ્તાન જવાનો રસ્તો, ખોરાક અને માણસ વગરના ઉજડ જંગલમાંથી જતો હતો. મહમૂદે રસ્તા ખર્ચ માટે ૩૦,૦૦૦ ઉંટપર પાણી અને ખોરાક સાથે લીધો અને અણહિલવાડ તરફ ચાલવા માંડ્યું. જંગલ ઓળંગ્યા પછી એક બાજુએ તેણે એક કિલ્લો દીઠો. ત્યાં ઘણાં માણસ એકઠાં થયાં હતાં અને ઘણા કુવા હતા. આગેવાન લોકો મહમૂદને સમજાવવા આવ્યા, પણ તેણે માન્યું નહીં, કિલ્લાને ઘેરો ઘાલ્યો અને ત્યાંના લોકો બ્હીકથી ગભરાયા તેથી અલ્લાની મહેરબાનીથી તેને જીત મળી. એ જગો તેણે ઇસ્લામના અમલ તળે આણી, લોકોને મારી નાખ્યા અને મૂર્ત્તિઓ ભાગી નાખી પછી તેના માણસોસાથે પાણી લઇને તે અણહિલવાડ તરફ ગયો અને ઝીલકાદની શરૂઆતમાં ત્યાં પહોંચ્યો."

"અણહિલવાડનો રાજા, જેનું નામ ભીમ હતું, તે ઉતાવળે નાઠો અને પોતાની રાજધાનીમાંથી નીકળી જઇ લડાઇની તૈયારી કરવા એક નિર્ભય કિલ્લામાં ભરાઇ બેઠો. મહમૂદે સોમનાથ તરફ ચાલવા માંડ્યું. રસ્તામાં તેણે સોમનાથના તાબાની મૂર્ત્તિઓવાળા ઘણા કિલ્લા જોયા. આ મૂર્ત્તિઓને મહમૂદ સેતાન કહેતો. તેણે લોકોને મારી નાંખ્યા, કિલ્લા તોડી નાંખ્યા, મૂર્ત્તિઓ ભાગી નાંખી, અને પાણી વગરના જંગલમા થઇ સોમનાથ તરફ આગળ ચાલ્યો. જંગલમા તેને ૨૦,૦૦૦ લડવૈયા મળ્યા. તેમના સરદારોએ તાબે થવા ના પાડી, તેથી તેમની સાથે લડવા મહમૂદે લશ્કર મોકલ્યું, તેમને હરાવી નસાડ્યા અને તેની મિલકત લૂટી લીધી. એ જંગલમાંથી તે દેબલવારા* આગળ આવ્યો. અહિંથી સોમનાથ બે દિવસની મુસાફરી જેટલું દૂર હતું. દેબલવારાના લોકો એમ ધારતા હતા કે સોમનાથ દુશ્મનોને હાંકી કાઢશે, તેથી તેઓ શહેરમાંજ ભરાઇ રહ્યા. મહમૂદે એ જગો લીધી, લોકોને કાપી નાંખ્યા, તેમની માલ મત્તા લૂંટી લીધી અને પછી સોમનાથ તરફ ઉપડ્યો."

"ઝીલકાદના એક ગુરૂવારે સોમનાથ પહોચતાં મહમૂદે દરિયા કિનારે એક મજબૂત કિલ્લો જોયો. તેની ભીંત સાથે દરિયાનાં મોજા અથડાતાં હતાં.

---

* ઉના પાસે દેલવાડા છે તે હોવું જોઇએ.

કિલ્લામાંના લોકો મુસલમાનોની હાસી કરવા લાગ્યા અમારો દેવ તમને બધાને કાપી નાખશે એમ તેઓ કહેવા લાગ્યા બીજે દિવસે એટલે શુક્રવારને દહાડે મુસલમાનોએ કિલ્લાની લગભગ જઇ હલ્લો કરવાનુ મંડાણ કર્યું મુસલમાનો કેવા જુસ્સાથી લઢે છે એ હિંદુઓના જોવામા આવ્યુ ત્યારે તેઓએ કિલ્લાપરથી પોતાની જગો છોડી મુસલમાનો નિસરણીઓ મૂકી કિલ્લાપર ચઢી ગયા. કિલ્લાપરથી તેમણે દીન પોકારી, ઇસ્લામનુ જોર બતાવ્યું, તોપણ તેમના એટલા બધા માણસ કતલ થઇ ગયા કે લઢાઇનુ શું પરિણામ આવશે એ સંદેહ ભરેલું જણાયુ કેટલાક હિંદુઓ સોમનાથના દેવળમા ગયા, અને મહાદેવને પગે પડી પોતાની વહારે ધાવા પ્રાર્થના કરવા લાગ્યા. રાત પડવાથી તે દહાડે લઢાઈ બંધ રહી."

"બીજે દહાડે સવારમા મહમદે લઢાઇ પાછી ચલાવી તેના માણસોએ આગલા દિવસ કરતા પણ વધારે હિંદુઓને કાપી નાખ્યા અને તેમને શહેરમાથી નીકળી દેવળમા ભરાઇ બેસવાની ફરજ પાડી દેવળના દરવાજા આગળ કમકમાટ ઉપજે એવી કતલ થઇ દેવળનો બચાવ કરવા આવેલા લોકોના ટોળેટોળા દેવળમા પેશ અને મ્હો ઉપર હાથ મૂકી રડવા તથા પ્રાર્થના કરવા લાગ્યા પછી તે બહાર નીકળ્યા અને બધા કપાઇ ગયા ત્યા સુધી લઢ્યા. જે થોડા માણસો બાકી રહ્યા તે હોડીઓમા બેસી દરિયા ભણી જવા લાગ્યા પણ મુસલમાનોએ તેમને પકડી પાડ્યા, અને કેટલાકને કાપી નાખ્યાં અને કેટલાકને પાણીમા ડુબાવી દીધા"

"સોમનાથના દેવળને સીસાથી જડેલા સાગના છપ્પન થાંભલા હતા. મૂર્તિ એક અંધાર ઓરડામા હતી મૂર્તિની ઉંચાઇ પાંચ હાથ અને ફરતો ઘેર ત્રણ હાથ હતો; આટલી તો બહાર દેખાતી હતી પણ એ શિવાય બે હાથ ભોંયમા દાટેલી હતી તે ઉપર કોતર કામ જણાતુ નહોતુ મહમૂદે મૂર્તિ પકડી લીધી, તેનો થોડો ભાગ બાળી નાખ્યો, અને થોડો ગઝની સાથે લઇ ગયો તેનુ જુમામસીદના દરવાજા આગળ પગથીયુ કરાવ્યુ અંધાર દેવળમાં રોશની કરવા રત્ન જડીત ઝુમરખ લટકાવેલા હતા.મૂર્તિની પાસે ૨૦૦ મણ

સોનાની સાકળ હતી અને એ સાકળને ઘટડીઓ બાધેલી હતી. રાત્રે જ્યારે એક ચોઘડી પૂરી થતી ત્યારે સાકળ હલાવવામાં આવતી તેથી ઘટના ખાખ ડાતથી પૂજા કરનાર બીજા બ્રાહ્મણ જાગી ઉઠતા દેવળની પાસે તીજોરી હતી તેમાં સોના રૂપાની બીજી ઘણી મૂર્તિઓ હતી તીજોરીમા - ન જડીત કપડા અને ઘણા કિંમતી રત્નો હતા ૨૦ લાખ દીનાર કરતા પણ વધારે કિંમતનો માલ દેવળમાથી મળ્યો ૫૦ હજાર કરતા વધારે હિંદુઓ કપાઇ ગયા "

" સોમનાથ જીતી લીધા પછી મહમૂદને ખબર મળી કે અણહિલવાડનો રાજા ભીમ, સોમનાથથી ૨૪૦ માઇલ (૪૦ પરસગ) છેટે, સોમનાથ અને જગ લની વચ્ચે આવેલા ખડહતનાક્ષ કિલ્લામા ગયો છે મહમૂદ ખડહત તરફ કુચ કરી ગયો ત્યા આગળ આવી પહોચ્યો ત્યારે ત્યા શિકાર કરતા કોઇ માણસને તેણે ભરતી વિષે પૂછ્યુ, તો તેને ખબર મળી કે ઉતરી શકાય એટલુ પાણી છે પણ પવન આવશે તો ઉતરી શકાશે નહીં મહમૂદે અલ્લાની બંદગી કરી અને પછી પાણીમા ઉતરવા માડયુ તેના લશ્કર સાથે તે સહિસલામત ઉતર્યો અને દુશ્મનને હાંકી મૂક્યા. ખડહતથી તે પાછો વળ્યો, અને મધ્યસિંધમા મન્સૂર તરફ જવાનો ઇરાદો કર્યો, કારણ કે ત્યાના રાજાએ ઇસ્લામ ધર્મનો ત્યાગ કર્યો હતો મહમૂદના આવવાની વાત સાભળી રાજા ખજુરીના જંગલમા નાશી ગયો મહમૂદ તેની પાછળ ગયો અને તેને તથા તેના માણસોને ઘેરી લીધા, તેમાથી ઘણાને કાપી નાખ્યા, ઘણાને પાણીમા ડુબાવી દીધા અને થોડા નાશી ગયા પછી મહમૂદ ભાટીયા ગયો અને ત્યાના લોકોને તાબે કરી હીજરી ૪૧૭ ની સાલના સફર માસની ૧૦ મી તારીખે ગઝની પાછો આવ્યો "

---

* ખડહત દરિયા કિનારે હોવુ જોઇએ, પણ એ કયા હશે એ બરોબર નક્કી થયુ નથી ડાક્તર બ્યુલરનુ ધારવુ એવુ છે કે એ કચ્છમા આવેલુ કથકોટ હશે કર્નલ વૉટસન જણાવે છે કે કાઠીઆવાડને કિનારે મિયાણીની વાવ્યકોણમા આવેલુ ગાધવી હશે મુસિયર રીનોડ અને ડાક્તર ભાઉનુ ધારવુ એવુ છે કે દાઠર નદીના મુખ આગળ આવેલુ ભરુચ પાસેનુ ગધાર હશે

ગુજરાતના સંબંધમાં મહમૂદે શી વ્યવસ્થા કરી એ વિષેની વિગતનો મીરખંડના રૈઝાતુર સફામાં નીચે પ્રમાણે હેવાલ આપ્યો છે:—"એવું કહેવાય છે કે સોમનાથ જીત્યા પછી સુલતાન મહમૂદ થોડાં વર્ષ ત્યાંજ રહેવાનું ધારતો હતો, કારણ કે એ દેશ ઘણો વિશાળ હતો અને બીજા લાભોમાં એક મોટો લાભ એ હતો કે ત્યાં ચોખા સોનાની ખાણો હતી. ગુજરાતના રાજ્યના તાબાના સરંદીપ સંસ્થાનમાંથી ચોખાં માણેક આવતાં હતાં, પરંતુ મહમૂદના વજીરોએ મહમૂદને કહ્યું કે દુશ્મન સાથે આટલી બધી લઢાઈઓ લઢી જીતેલું ખુરાસન તજી દેવું અને સોમનાથને રાજધાની કરવી એ બરોબર નથી. આખરે સુલતાને પાછા જવાનો ઠરાવ કર્યો અને વજીરોને હુકમ કર્યો કે એ દેશનું રાજ્ય કરવાને કોઇને નિમો. વજીરોએ જણાવ્યું કે એ દેશ પરદેશી હાકેમના તાબામાં રહી શકશે નહીં, માટે ત્યાંનાજ કોઇ રાજાને તે સોંપવો. કયા રાજાને પસંદ કરવો, એ બાબત સુલતાને ત્યાંના કેટલાક રહીશ તેની તરફેણમાં હતા તેમની સાથે મસલત કરી. તેમણે જણાવ્યું કે દાબશિલીમના કુળ જેવા ઉંચા કુળનો કોઇ બીજો રાજા નથી. એ કુળનો માત્ર એકજ જણ હયાત છે અને વૈરાગ્ય લઇ તપ કરે છે."

ફિરિસ્તા પ્રમાણે મહમૂદ સોમનાથ નહીં પણ અણહિલવાડમાં રહ્યો હતો અને અણહિલવાડને પોતાની રાજધાની કરવા ધારતો હતો.

દાબશિલીમના સંબંધમાં ઉપર જે લખ્યું છે તે ઐતિહાસિક નોંધપરથી નહીં પણ દંતકથાપરથી લખેલું લાગે છે. અકબરી અને મિરાતે અહમદીના બનાવનારાઓએ લખ્યું છે કે મહમૂદે અણહિલવાડ પોતાના સ્વાધીનમાં કરી લીધું ત્યારે ત્યાં ચામુંડ (જામુંડ) રાજા રાજ્ય કરતો હતો, પણ ઇ. સ. ૧૦૧૦ પછી ચામુંડ ગાદીપર નહોતો, અને મહમૂદે તો સોમનાથ પર ઇ. સ. ૧૦૨૪ માં સ્વારી કરી હતી એમ બધા મુસલમાન ઇતિહાસ લખનાર લખે છે, તેથી મહમૂદની સ્વારી વખતે ભીમ રાજા હતો એમ ઇબ્નુ અસીરનું કહેવું વધારે વજનદાર ગણવું જોઇએ. ભીમને ગાદીએ બેસાડી દુર્લભરાજ અને નાગરાજ સાથે મરી ગયાનું દ્વયાશ્રયમાં જણાવ્યું છે (ઇ.

સ. ૧૦૨૨ ) તે ખરું નહીં હોય અને ભીમ ગાદીએ બેસ્યા પછી દુર્લભરાજ વૈરાગ્ય લઇ જીવતો રહ્યો હશે એમ માનીએ તો ઉપર જણાવેલો દાબ્શિલીમ એ ( દુર્લભસેન ) દુર્લભરાજ હશે એમ માની શકાય છે. દાબ્શિલીમ ગમે તે હશે તોપણ મહમૂદના ગયા પછી તે ઝાઝો વખત ગાદી ઉપર રહેલો જણાતો નથી. પ્રથમ પ્રમાણે ભીમદેવજ રાજા તરીકે કાયમ રહેલો હોવાનું લાગે છે. સોમનાથમાં એક લેખ છે તેપરથી માલમ પડે છે કે મહમૂદ ગયા પછી, ભીમદેવે ઇંટ લાકડાંના જૂના દેવળને બદલે પથ્થરનું નવું દેવળ બંધાવવાનું શરૂ કર્યું હતું.

**ઢુંઢુરાજ.** ભીમના વખતમાં આબુ ઉપર અચળેશ્વરના ગઢમાં ઢુંઢુરાજ નામનો પરમાર રાજ્ય કરતો હતો. તેના પૂર્વજોએ અણહિલવાડના રાજાઓનું અધિપતિપણું માન રાખ્યું હતું, પરંતુ ઢુંઢુરાજે ભીમની તાબેદારી છોડી ભોજની સાથે મિત્રાઇ કરી હતી. આ કારણ માટે ભીમે પોતાના સેનાપતિ વિમળશાહને દંડપતિનો અધિકાર આપી ઢુંઢુરાજને તાબે કરવા આબુપર મોકલ્યો. ઢુંઢુરાજ તાબે થયો અને આબુનું ચિત્રકૂટ નામનું રમણિય શિખર વિમળશાહને આપી દીધું. અહીં ઇ. સ. ૧૦૩૨ ( સંવત્ ૧૦૮૮ ) માં વિમળશાહે વિમળવસહિ ( વિમળ વસતિ ) નામનાં પ્રખ્યાત જૈન દેવળ બંધાવ્યાં.

**ભીમની રાણીઓ.** ભીમને ત્રણ રાણીઓ હતી. ઉદયામતી, બકુલાદેવી અને એક ત્રીજી. ઉદયામતીએ અણહિલપુરમાં એક વાવ્ય બંધાવી હતી તે હજીસુધી રાણીની વાવ્ય તરીકે ઓળખાય છે. આ રાણીઓ પૈકી ઉદયામતીને પેટ કરણ, બકુલાદેવીને પેટ ક્ષેમરાજ અને ત્રીજી જેનું નામ જણાયું નથી તેને પેટ મૂળરાજ એ પ્રમાણે પુત્રો થયા. મૂળરાજ ઘણો દયાળુ હતો એમ તેના વિષે પ્રબંધચિંતામણિમાં આપેલી એક વાતપરથી જણાય છે. ભીમના વખતમા ઉપજ લેવાની વ્યવસ્થા કેવી હતી એ પણ એ વાત પરથી જણાઈ આવે છે. એક વર્ષ, ગુજરાતમાં વરસાદ પડ્યો નહીં ત્યારે ડંડાહી અને વિશોપક ગામના કણબી, રાજાને ઉપજનો ભાગ

આપવાને શક્તિમાન નહોતાં. એક મંત્રીને ( મહેતા અથવા તલાટીને ) તપાસ કરવા મોકલવામાં આવ્યો, તે જે લોકો પાસે કંઇ માલમિલકત માલમ પડી તેમને રાજધાનીમાં લાવ્યો અને ભીમ આગળ રજુ કર્યા. મૂળરાજ ફરતો ફરતો ત્યાં આવ્યો, ત્યારે આ સર્વ માણસોને ડરીને માંહોમાંહે વાત કરતા તેણે જોયા. પૂછપરછ કરતાં તેમની હકીકત તેના જાણવામાં આવી ત્યારે તેની આંખમાં આંસુ આવ્યાં. પછી તરતજ ઘોડા ઉપર બેસવાની પોતાની કળાથી રાજાને તેણે પ્રસન્ન કર્યો, અને રાજાએ ઇનામ આપવાનું કહ્યું ત્યારે રાજા પાસે માગી લીધું કે પેલા કણબીને છૂટ આપો. રાજાએ આ માગણું મંજુર કર્યું અને ખેડુતો ખુશી થઇ ઘેર ગયા. પણ ત્યાર પછી ત્રીજે દિવસે મૂળરાજ મરણ પામ્યો. બીજે વર્ષે પુષ્કળ વરસાદ પડવાથી અનાજ સારી પેઠે પાક્યું, તેથી ખેડુતો ગયા વર્ષનો અને ચાલતા વર્ષનો ભાગ રાજાને આપવા આવ્યા. અડધું લેવાને ભીમદેવે ના કહી, પણ ખેડુતોએ પ્રાર્થના કરવાથી બંને પક્ષ રાજી રહે એવો ઠરાવ કરવાને પંચ નીમ્યા. પંચે ઠરાવ કર્યો કે બંને વર્ષની ઉપજનો ભાગ રાજાને હસ્તગત કરવો અને મૂળરાજ કુંવરના સુખને અર્થે ત્રીપુરૂષ –પ્રાસાદ નામનું નવું દેવાલય બંધાવવાના કામમાં વાપરવો.

ભીમે ૪૨ વર્ષ રાજ્ય કર્યું. તેની પછી કરણ ગાદીએ બેઠો એમ પ્રબંધચિંતામણિ અને વિચારશ્રેણિ એ બંને ગ્રંથોમાં જણાવ્યું છે. દ્વ્યાશ્રયનો કર્ત્તા લખી ગયો છે કે ભીમે પોતાના રાજ્યની સમાપ્તિની વેળાએ પહેલા સોલંકી મૂળરાજ અને તેના પછી થયેલા રાજાઓની રીત પ્રમાણે પોતાના પાટવી પુત્ર ક્ષેમરાજને રાજ્ય સોંપી સ્વર્ગ મેળવવા સારૂ તપશ્ચર્યા કરવાનો અભિપ્રાય જણાવ્યો, પરંતુ ક્ષેમરાજને પણ રાજ્ય કરવાના કરતાં તપ કરવાનું વધારે પસંદ હતું તેથી તેણે રાજ્ય લેવા ના પાડી, અને છેવટે કેટલીક રકઝક થયા પછી કરણને ગાદીપર બેસાડવાને ઠરાવ્યું.

ભીમના મરણ પછી ક્ષેમરાજ સરસ્વતિ કિનારે મુંડિકેશ્વર નામે પવિત્ર સ્થાન છે ત્યાં જઇ રહ્યો. આ સ્થાન દધિસ્થળ અથવા દેથળી ગામની પાસે છે. તેટલા માટે કરણ રાજાએ ક્ષેમરાજના પુત્ર દેવપ્રસાદને એ ગામ

આપ્યું કે જેથી કરીને તેનાથી પોતાના પિતાની વાનપ્રસ્થ અવસ્થામાં સેવા કરવાને તેનાથી બની આવે.

કરણ, ઈ. સ. ૧૦૬૪–૧૦૯૪.

કરણ ઇ. સ. ૧૦૬૪ માં ગાદીએ આવ્યો. તેના વખતમાં બીજાં રાજ્યો સાથે ઘણા લડાઇ ટંટા થયા નહોતા, તેથી શાંતિના વખતમાં સાર્વજનિક ઉપયોગનાં મકાનો બંધાવવામાં તેણે પોતાનો વખત કાઢ્યો. અણહિલવાડમાં કરણમેરૂ નામનું દેવળ તેણે બંધાવ્યું હતું.

મેવાસનો બંદોબસ્ત.

મેવાસી લોકોનો બંદોબસ્ત કરવાની શરૂઆત પહેલ વહેલી કરણ રાજાના વખતમાં થઇ હતી. પ્રથમ આ દેશમાં ભીલ કોળીની વસ્તી ઘણી હતી. ધંધુકામાં ધનમેર નામે એક મોટો કોળી સરદાર હતો, તેને ત્યાં આઠ હાથીની સમૃદ્ધિ હતી. હાલ જ્યાં અમદાવાદ છે ત્યાં અશાવલી નામના ગામમાં એક આશા ભીલ નામનો સરદાર રહેતો હતો અને તેની વાંસે તિરંદાજની એક મોટી ફોજ ચડતી હતી. એ સરદારપર કરણ રાજાએ હલ્લો કરી તેને ઠેર માર્યો. અહીં કરણ રાજાને સારા શુકન થયા, તેની ખુશાલીમાં તેણે એક કોચરવ નામની દેવીનું દેવાલય બંધાવ્યું. મેરૂતુંગ લખે છે કે તેણે વળી ત્યાં એક દેવળ જયંતિ દેવીનું અને બીજું કરણેશ્વર મહાદેવનું બંધાવ્યું. એ શિવાય તેણે કરણસાગર× નામનું તળાવ અને કર્ણાવતી નામનું નગર બંધાવ્યું. કર્ણાવતીને તો તેણે પોતાને રહેવાની જગો ઠરાવી.

કરણને મુંજાલ, સાંતુ અને ઉદય એ ત્રણ પ્રધાન હતા. ઉદય મૂળમાં મારવાડનો શ્રીમાળી વાણીઓ હતો. તે અણહિલવાડ આવી વસ્યો હતો, અને ઉદા નામથી ઓળખાતો હતો. સાંતુએ સાંતુ વસહિ ( સાંતુ વસતિ ) નામનું

× કરણસાગર એ ઘણું કરી કનસાગર નામનું તળાવ મોઢેરા પાસે છે તેજ હશે. એ ઠેકાણે મોટા તળાવની નિશાનીઓ આજ પણ જણાય છે અને ત્યાંના લોકો એ તળાવ કરણે બંધાવેલું કહે છે. મોઢેરામાં જે દેવળો છે તે કરણે બંધાવેલાં ધારી શકાય છે.

જૈન દેવળ બધાવ્યુ અને ઉદાએ કર્ણાવતીમા ઉદય વરાહ નામનુ એક મોટુ દેવળ બધાવી તેમા ૨૪ પહેલાના, ૨૪ હાલના અને ૨૪ હવે પછીના એ પ્રમાણે ૭૨ તીર્થંકરની મૂર્તિઓની સ્થાપના કરી ઉદાને જૂદી જૂદી સ્ત્રીઓથી આહડ, ચાહડ, બાહડ, આબડ, અને સોલા એ પાચ પુત્ર હતા સોલાએ વેપાર કર્યો, પણ બાકીના ચાર રાજાની નોકરીમા રહ્યા અને કુમારપાળ રાજાના વખતમાં મોટે મોટે હોદ્દે ચઢ્યા

મયણલ્લા અથવા મીનળદેવી

કર્ણાટકના રાજા શીશુભકેશિજના પુત્ર જયકેશિની પુત્રી મીનળદેવી સાથે કરણ મોટી ઉમરમા પરણ્યો હતો દ્યાશ્રયમા જણાવ્યુ છે કે કરણની પાસે એક ચિત્રકાર આવ્યો, તેણે દક્ષિણમા ચદ્રપુરના જયકેશિની પુત્રી મયણલ્લા જેને મીનળદેવી કહે છે તેનુ ચિત્ર દેખાડી કહ્યુ “ હે રાજા, તમારૂ ચિત્ર કોઇએ બતાવ્યાથી એ કન્યા તમનેજ વરી ચુકી છે ને બહુ પીડાય છે, માટે તેનુ આ ચિત્ર આપની પાસે લાવી હુ કૃતાર્થ થયો છુ ” રાજા તેના રૂપથી બહુ ખુશી થયો ને પ્રેમમા પડી પીડાવા લાગ્યો ચિત્રકારને દાન સત્કારાદિથી વિદાય કર્યા પછી જયકેશિના માણસો કરણના દરબારમા હાથી, ઘોડા, રત્ન વગેરે ભેટ લઇ આવ્યા અને કહેવા લાગ્યા કે અમારા સ્વામીએ આપને એક એવી ભેટ મોકલી છે કે જે કોઇને આપ આપો નહીં, નિરંતર પાસેજ રાખો, તો આપી શકાય તેમને રહેવાનુ સ્થાન આપી રાજા રાનીએ તેમની ચર્ચા જોવા ગયો, તો મયણલ્લાને જોઈ પ્રસન્ન થયો. પછી બીજે દિવસે તેની સાથે તેનુ લગ્ન થયુ પ્રબધચિતામણિમા લખ્યુ છે કે મીનળદેવી કદરૂપી હોવાથી તેને પરણવાને કરણે ના પાડી, તેથી કરણને સ્ત્રી હત્યા આપવા પોતાની આઠ સખીઓ સાથે મીનળદેવીએ અગ્નિ પ્રવેશ કરી બળી મરવાની તૈયારી કરી કરણની મા ઉદયમતીએ પણ તેમનુ દુ ખ જોઇ ન રહેવાયાથી તેમની સાથે પ્રાણ ત્યાગ કરવાનો સકલ્પ કર્યો પોતાની માતાના આગ્રહથી કટાળી કરણ આખરે મીનળદેવીને પરણ્યો પણ તેની સાથે સસાર માડ્યો નહીં આમ કેટલોક વખત ગયા પછી કોઇ ગાન તાન કરનારી

રૂપવાન નટી ઉપર રાજાનું મન ગયું. મુંજાલ પ્રધાનને આ વાતની ખબર પડવાથી તેણે મીનળદેવીને આબેહુબ નટીનો વેશ આપી રાજા પાસે મોકલી દીધી. કરણ જાળમાં સપડાયો અને મીનળદેવી રાણીને તેના મહિના રહ્યા. તેણે એંધાણી માટે પોતાના પતિની રાજમુદ્રા યુક્તિબંધ મેળવી લીધી કે આગળ ઉપર વાંધો પડે તો કામમાં લાગે. આ પ્રમાણે મીનળદેવી પ્રતાપવંત સિદ્ધરાજ જયસિંહદેવની માતા થઇ. એ પુત્રનો જન્મ પાલણપુરમાં થયો. સિદ્ધરાજ ત્રણ વર્ષની લઘુ વયે પોતાની મેળે રાજસિંહાસનપર ચઢી બેઠો તે જોઇ રાજાએ જોશીઓને બોલાવ્યા અને પૂછ્યું કે, 'આ સમય કેવો છે.' તેમણે જવાબ દીધો " મહારાજ હમણાં રાજ્યાભિષેકને લાયક મહામુહૂર્ત છે." તે સાંભળી રાજાએ તેજ વખતે સિદ્ધરાજનો રાજ્યાભિષેક કર્યો. સિદ્ધરા ગાદીએ બેઠાની સાલ વિચારશ્રેણિમાં સંવત ૧૧૫૦ (ઇ. સ. ૧૦૯૪) આપે છે. કરણ મરણ પામ્યાની સાલ પણ એજ જણાવેલી છે તેથી સિદ્ધરાજ ગાદીએ બેસાડ્યા પછી થોડા વખતમાં કરણ મરણ પામ્યો હશે એ લાગે છે.

**સિદ્ધરાજ જયસિંહ, ઇ. સ. ૧૦૯૪-૧૧૪૩.**

કરણ રાજા મરી ગયો ત્યારે સિદ્ધરાજ સગીર ઉમ્મરનો હોવાથી રાજ સત્તા મેળવી લેવા સારૂ સામ સામા પક્ષકારો વચ્ચે તકરાર ઉઠેલી જણાય છે. કરણના ભાઈ ક્ષેમરાજના પુત્ર દેવપ્રસાદે રાજાના મરણની વાત સાંભળી ત્યારે તે સરસ્વતિને તીરે ચિતા ખડકાવી બળી મુઓ એમ હેમાચાર્ય જણાવે છે. તે ઉપરથી એમ લાગે છે કે કંઇ રાજકીય ખટપટને લીધે તેણે એમ કર્યું હશે. ક્ષેમરાજને ત્રીભુવનપાળ નામનો એક પુત્ર પોતાની પાછળ મૂકેલો હતો તે સિદ્ધરાજની પાસેજ રહેતો હતો. પ્રથમ તો રાજ્યની લગામ કરણ રાજાના મામા મદનપાળના હાથમાં રહેતી, પણ તે નાલાયક રીતે વર્તતો અને લીલા નામના એક વૈદને તેણે ,ગેરવાજબી રીતે દુઃખ દીધું તેથી તેના સામે એક ટોળી ઉભી થઇ; તેમાં સાંતુ પ્રધાને યુક્તિથી બાળ રાજકુમાર સિદ્ધરાજને પોતાના સ્વાધીનમાં લઇ, મદનપાળને સિપાઇઓ પાસે મારી

નખાવ્યો આ પછી સર્વ રાજ સત્તા બાળ રાજાની માતા મીનળદેવીના સ્વાધીનમાં આવી રાજ્ય ચલાવવામાં સાંતુ, ઉદય અને મુંજાલ એ ત્રણે પ્રધાનોની સહાય મીનળદેવીને હતી સિદ્ધરાજ મોટો થયો અને પોતે રાજ્ય કરવા લાગ્યો, ત્યારે મુંજાલ અને સાંતુ તેના પ્રધાન હતા દાદક નામનો બીજો પણ એક પ્રધાન સિદ્ધરાજના વખતમાં થયો છે કચ્છમાં ભદ્રેશ્વર પાસે એક દેવળમાં લેખ કોતરાવેલો છે (વિ સ ૧૧૩૮ સ ઈ ૧૧૮૫, અશાડ વદી ૧૦) તેમાં જણાવ્યું છે કે તે વખતે સિદ્ધરાજનો પ્રધાન દાદક હતો સિદ્ધરાજના સેનાપતિઓમાં સૌથી વધારે જાણીતો જગદેવ પરમાર હતો જગદેવ પરમારના ઘણા પરાક્રમ ભાટ લોકોની દંતકથા ઉપરથી રાસમાળામાં આપેલા છે * એ પરમાર વંશનો કહેવાય છે પણ તેના પૂર્વજો વિષે કંઈ લેખી હકીકત મળતી નથી પ્રબંધચિંતામણિમાં લખ્યું છે કે તે ઘણો શૂરો અને પરાક્રમી હતો અને સિદ્ધરાજ તેને ઘણું માન આપતો સિદ્ધરાજના મરણ પછી જગદેવ તેના મોસાળ તરફના સગા, રાજા પરમાર્દીને ત્યાં નોકરી કરવા ગયો. પરમાર્દીએ તેને સરદારી આપી માળવાપર હલ્લો કરવા મોકલ્યો એવું ધાર વામાં આવે છે કે જગદેવને પરમાર્દી રાજા સાથે સંબંધ હોવાથી એ પરમાર કહેવાયો હશે

સિદ્ધરાજ મોટી ઉમરનો થયો ત્યારે મીનળદેવી સોમનાથની જાત્રાએ જવા નીકળી. બાહોલ, એટલે હાલ ગુજરાત અને કાઠીઆવાડની સરહદ ઉપર ધોળકાથી વીસ માઈલ છેટે ભોલાદ ગામ છે ત્યાં સુધી તે આવી ત્યારે

સિદ્ધરાજે જાત્રાળુઓ ઉપરનો કર માફ કર્યો

માલમ પડ્યું કે આ જગોએ અણહિલવાડના રાજા સોમનાથના જાત્રાળુઓ પાસેથી જાત્રા વેરો લે છે જે જાત્રાળુઓ વેરો આપી શકતા નહીં તેમને પાછા જવું પડતું જાત્રાળુઓના દુ:ખથી મીનળદેવીને એટલું બધું ખોટું લાગ્યું કે તે ત્યાંથીજ ઘર તરફ પાછી ફરી ને સિદ્ધરાજ એ તરફ આવતા હતો તેને મળી સિદ્ધરાજે પાછા ફરવાનું કારણ પૂછ્યું ત્યારે મીનળદેવીએ કહ્યું "જાત્રાળુ વેરો

---

* રાસમાળા પુસ્તક ૧ પાન ૧૪૩

શું બંધ નહીં કરું ત્યાં સુધી હું ખાઈશ નહીં' સિદ્ધરાજે બોલાદના ખજાન-ચીને બોલાવી પૂછી જોયું તો જાત્રાળુ વેરાના ૭૨ લાખ રૂપીઆ ઉપજતા હોવાનું જણાયું આટલી મોટી ઉપજનું નુકસાન છતાં સિદ્ધરાજે પોતાની માના હાથમાં જળ મૂકી કહ્યું "તમારે બહાને ધર્મનું કામ કરવા સારૂ આ વેરો લેવાનું હું બંધ કરૂં છું" પછી મીનળદેવી સિદ્ધરાજ સાથે સોમનાથ ગઈ, યથાવિધિ સોમનાથની પૂજા કરી અને એક હાથી તથા પોતાની તુલા કરીને તેટલું સોનું તથા બીજી કિંમતી વસ્તુઓ ભેટ કરી

માળવાના રાજાની ચઢાઈ

પ્રબંધચિંતામણિનો કર્તા જણાવે છે કે જ્યારે મીનળદેવી અને સિદ્ધરાજ આ પ્રમાણે સોમનાથની જાત્રા કરવામાં રોકાયા હતા ત્યારે માળવાના રાજા યશોવર્માએ અણહિલવાડના રાજ્યના ઉત્તર ભાગપર ચઢાઇ કરી અણહિલવાડમાં સિદ્ધરાજની ગેરહાજરીમાં સાંતુ પ્રધાન કામ ચલાવતો હતો સાંતુ પાસે સામા થવાને સાધન નહીં હોય તેથી કે તે સાધનોનો ઉપયોગ કરવા જેટલી તેનામાં શક્તિ નહીં હોય તેથી તેણે યશોવર્માને પૂછ્યું કે, "શું આપીએ તો પાછા જાઓ" યશોવર્માએ કહ્યું કે "સિદ્ધરાજની સોમનાથની જાત્રાનું પુણ્ય મને આપો તો પાછો જાઉં' સાંતુએ તેના પગ ધોયા અને હાથમાં પાણી લઇ સિદ્ધરાજની જાત્રાનું ફળ તેને અર્પણ કર્યું તેથી યશોવર્મા પાછો ગયો જ્યારે સિદ્ધરાજ પાછો આવ્યો ત્યારે આ વાત સાંભળી તે ઘણો ક્રોધાયમાન થયો અને સાંતુને પૂછ્યું કે એમ કેમ કર્યું? સાંતુએ કહ્યું, "મારા આપવાથી તેને કંઇ મળ્યું એમ આપને લાગતું હોય તો હું જ તે આપને પાછું આપું છું" બ્રાહ્મણ ધર્મની હામી કરવાને જૈન લોકોએ આ વાત જોડી કાઢી હશે એમ લાગે છે આ વખતે માળવામાં યશોવર્મા રાજા જ નહોતો યશોવર્માનો પડેલા નરવર્મા નામનો રાજા થયો છે અને જેનો એક લેખ ઇ સ ૧૧૩૪ (સંવત્ ૧૧૯૦) નો મળી આવ્યો છે તે કદાચ સિદ્ધરાજની ગેરહાજરીમાં ચઢી આવ્યો હશે અને પૈસા આપી સાંતુએ તેને પાછો કાઢ્યા હશે

સધરાજેસંગ એ નામથી ગુજરાતના લોકો સિદ્ધરાજને હજી સુધી યાદ કરે છે. તેના પરાક્રમ, ધાર્મિકપણું અને ઉદારતાથી તે ઘણો લોકપ્રિય થયો હતો ગુજ-

સિદ્ધરાજની લોકપ્રિયતા.

રાતમા ઉત્તમ કારિગરીનાં સારાં સારા સ્થળ જોવામાં આવે છે તે સિદ્ધરાજે બંધાવ્યા હતા એમ કહેવામા આવે છે લેખોમાં તેને મહારાજાધિરાજ, મહાભટ્ટાર્ક, અવન્તીપતિ, ચક્રવર્તિ વગેરે ખેતાબો આપેલા જણાય છે પરંતુ તેનો સૌથી વધારે જાણીતો ખિતાબ "સિદ્ધ ચક્રવર્તિ" એ હતો આ ખિતાબના સંબંધમાં કુમારપાળપ્રબંધ, દ્વયાશ્રય અને પ્રબંધચિંતામણિમા વિચિત્ર વાતો આપેલી છે દ્વયાશ્રય પ્રમાણે સિદ્ધરાજે રાત્રે ફરીને ભૂત, શાકેણિ વગેરેને તાબે કરી લીધા હતાં વળી તે ઘણી તરેહના મંત્રો શિખ્યો હતો રાત્રે જે જોયું હોય તે પરથી દિવસે તે લોકોને કહેતો કે "તમારે ફલાણું દુ:ખ છે અથવા ફલાણું સુખ છે." આ પ્રમાણે લોકોના મનની વાત રાજા જાણતો તેથી લોકો એમ માનતા કે રાજા કોઈ દેવતાનો અવતાર હોવો જોઈએ.

રાત્રે સરસ્વતી નદીમા ફરતા ફૂવામાં પડતા એક નાગરાજા અને તેની રાણીને સિદ્ધરાજે મદદ કર્યાની વાત પણ દ્વયાશ્રયમા જણાવી છે. વળી એક બીજી વાત એવી જણાવી છે કે માળવા ઉપર ચઢાઈ કરવાનો સિદ્ધરાજ મનસુબો કરતો હતો એવામા એક યોગણી ઉજ્જનથી પાટણ આવી અને તેને કહેવા લાગી કે "તું અમારી પૂઠે પડ્યો છે તેમા તારૂં સારૂં નહીં થાય જો કલ્યાણ ઇચ્છતો હોય તો અવંતિના યશોવર્માને પગે પડ અને તેની પાછે અમને બળીદાનથી તૃપ્ત કર જયસિંહે કહ્યું કે તમારાથી થાય તે કરજો પણ તમારા યશોવર્માનો હું પરાજય કરીશ જા, હું તારી પછાડી આવું છું, ને જો તમે કાગડાની પેઠે નાસી નહીં જાઓ તો મારૂં ખડ્ગ ઉછળીને તમારાં નાક તમારા કાનના અથાણા સાથે ખાવા માટે કાપી લેશે."

કુમારપાળપ્રબંધમા એક વાર્તા નીચે પ્રમાણે આપેલી છે —એક વખત અણહિલપુરના કેટલાક બ્રાહ્મણ અડસટ તીર્થોની યાત્રા કરી હિમાલય પર્વતપર ગયા ત્યા ઔષધોની શોધમા ફરતા અચળનાથ નામનો યોગી તેમની

દષ્ટિએ પડયો. તેને નમસ્કાર કરી તેની પાસે બેઠા એટલે તે યોગીએ પૂછયું, "ક્યાંથી આવ્યા?" બ્રાહ્મણોએ કહ્યું, "અર્બુદિપુર પાટણથી." ત્યારે તે યોગીની સામે બેઠેલી સિદ્ધિ બુદ્ધિ નામની બે ચેલીઓ બોલી, "ત્યા રાજા કોણ છે?" બ્રાહ્મણોએ કહ્યું, "સિદ્ધચક્રવર્તિ જયસિંહદેવ." "સિદ્ધચક્રવર્તિ એ બિરુદનું માન શ્રવણ પણ સહન ન થયાથી સિદ્ધરાજની પરીક્ષા લેવા તે યોગિનીઓ એકદમ સિદ્ધરાજપાસે અણુદિપુર આવી અને કહ્યું કે આપનો સિદ્ધચક્રવર્તિનો બિરુદ જગતમા અતિ પ્રખ્યાત થયો છે, તે કળા, મંત્ર, તંત્ર, આસન, પવન, ધારણા અને અણિમામહિમાદિ આઠ સિદ્ધિઓ વિગેરે શાના અતિશયપણાથી એટલો બધો પ્રસાર પામ્યો છે તે જોવાની ઇચ્છાથી અમે હિમાલયથી અત્રે આવ્યા છીએ." રાજાએ કહ્યું, "તમારા સમક્ષ ખુલ્લા દરબારમાં કંઈ ચમત્કાર બતાવીશ." પછી હંસરાજ નામના એક સાહુ દિવાનની સહાયથી રાજાએ એક એવી તરવાર તૈયાર કરાવી કે જેની મૂઠ લોઢાની હતી પણ જેનું પાનું ખાંડનું બનાવેલું હતું. પછી એ તરવારને માટે એક રત્નજડીત મ્યાન કરાવ્યું અને આ પ્રમાણે પ્રપંચથી સર્કરામય તરવાર તૈયાર કરાવી રાખી બીજે દિવસે યોગિનીઓને રાજસભામા બોલાવી યોગિનીઓ સાથે વાત ચાલતી હતી એવામાં પ્રતિહારીએ પ્રવેશ કરી જણાવ્યું કે કલ્યાણકટકના પ્રમાદિ રાજાના મંત્રીઓ આવ્યા છે. રાજાએ કહ્યું આવવા દ્યો, એટલે તે લોકો અંદર દાખલ થયા, અને કહ્યું કે અમારા રાજાજીએ વૈરિક્ષયકારી આ ખડ્ગ આપને ભેટ મોકલ્યું છે. એ પ્રમાણે કહી એક તરવાર રાજાના હાથમા આપી રાજાએ તરવાર મ્યાનમાંથી કાઢી જોઈ અને તેના વખાણ કરી સભાજનોને દેખાડી. યોગિનીઓએ પણ તરવાર જોઈ. તરવાર બધાએ જોયા પછી રાજા પાસે પાછી આવી એટલે રાજાએ તેને બદલે પેલી સર્કરામય તરવાર હાથમા લઈ કહ્યું, "જુઓ હવે હું મારૂં ચક્રવર્તિપણું બતાવવાને આવી જાઉં છું." એમ કહી સાકરનું પાનું ખાઇ ગયો. પાનું પૂરૂં થયું ત્યારે પ્રધાને રાજાનો હાથ પકડી કહ્યું, "મહારાજ આપની અદ્ભુત કળા જોઈ અમે ઘણા ચકિત થયા છીએ. માટે હવે બસ કરો. આ તે શો ગજબ! સારમય તીક્ષ્ણ ફલક

ખાઇ ગયા વારૂ હવે આ બાકી રહેની મૂઠ યોગિનીઓને આપો એમની પણ કાળજી જોઇએ " પછી પાણીથી ધોઇ મૂઠ યોગિનીઓને ખાવા માટે આપવા માંડી ત્યારે તેઓ બોલી " અહો રાજેન્દ્ર ! આવી અપૂર્વ શકિત ધારણ કરનાર આપને સિદ્ધચક્રવર્ત્તિ બિરૂદ ખરેખર શોભા આપે છે " એ પ્રમાણે ચમત્કૃતિ પામેલી તે યોગિનીઓ સ્વસ્થાનકે ગઇ, લોકો સાનદાશ્ચર્યથી વિસર્જન થયા અને સિદ્ધરાજનો સિદ્ધચક્રવર્ત્તિ બિરૂદ સર્વત્ર પ્રસિદ્ધ થયો

બર્બર અથવા બર્બરક

આવી રીતે સિદ્ધરાજના બીજા પરાક્રમ જાદુમંત્રની ચમત્કૃતિથી થતા એમ લોક માનતા, એવું કહેવાય છે કે બાબરા નામનો એક ભૂત સ્મશાનમા મડદાપર બેશી તેણે વશ કરી લીધો હતો, તે તેના બધા કામ કરી આપતો આ વાત સિદ્ધરાજના મરણપછી સો વર્ષની અંદર ચાલેલી હોવાનુ જણાય છે, કારણ કે તેરમા સૈકામા લખાયલા સોમેશ્વર કૃત કીર્ત્તિ કૌમુદી નામના ગ્રંથમા તે જણાવેલી છે બર્બર અથવા બબરક એ કંઇ ભૂત કે પિશાચ નહોતો, પણ એક જંગલી જાતનો સરદાર હતો સિદ્ધરાજના એક તામ્રલેખમા સિદ્ધરાજને બબરક જીષ્ણુ ( બર્બરકને જીતનાર ) કહેલો છે દ્વયાશ્રયમા જણાવ્યુ છે કે બર્બરક રાક્ષસ અથવા મ્લેચ્છ લોકનો સરદાર હતો અને સિદ્ધપુરના બ્રાહ્મણોને ઘણો ત્રાસ આપતો તેને દબાવી તાબે કરવા સિદ્ધરાજે પોતાની સેના મોકલી પણ સેનાને બબરકે હરાવી પાછી કાઢી ત્યારપછી સિદ્ધરાજ જાતે તેની સામે યુદ્ધ કરવા નીકળ્યો હાથોહાથ દ્વંદયુદ્ધ થયુ તેમા સિદ્ધરાજે બર્બરકને બાંધી કેદ કર્યો બર્બરકની સ્ત્રીએ પ્રાર્થના કરી ખાત્રી આપી કે હવેથી એ દુરાચાર તજી સારે માર્ગે ચાલશે અને નિરંતર તમારો દાસ થઇને રહેશે, ત્યારે તેને છોડી દઇ સિદ્ધરાજે તે સ્થાનકનો રક્ષક કર્યો કાઠીઆવાડના દક્ષિણ ભાગમા બાબરિયાવાડ કરીને પ્રાંત છે, તેમા બાબરિયા નામની જે જંગલી જાત રહે છે તે જાતનો બર્બરક હશે અને તેના નામપરથી એ જાત બાબરિયા કહેવાતી હશે એમ લાગે છે

**સિદ્ધરાજની સરહદી લડાઇઓ; ખેંગાર સાથેની લડાઇ.**

સિદ્ધરાજના વખતનો ઇ. સ. ૧૧૪૦ (સંવત્ ૧૧૯૬) ની સાલનો એક લેખ દોહદમાં છે તે ઉપરથી સિદ્ધરાજે કયા રાજાઓને લડાઇઓ કરી તાબે કર્યા હતા એ જણાય છે. એ લેખમાં લખ્યું છે કે "સુરાષ્ટ્ર અને માળવાના રાજાઓને તેણે કેદમાં નાંખ્યા; સિંધુરાજ અને બીજા રાજાઓનો તેણે નાશ કર્યો; અને ઉત્તરના રાજાઓપાસે તેણે પોતાની આણ મનાવી." આ લેખમાં સુરાષ્ટ્રના જે રાજા માટે લખ્યું છે તે આહિર અથવા ચુડાસમા જાતનો રાજા હતો અને તેની રાજધાની જૂનાગઢ હતું. પ્રબંધચિંતામણિ પ્રમાણે સુરાષ્ટ્રના આહિર રાણા અથવા ભરવાડ રાજા નોઘણ અથવા નવઘણીને તાબે કરવા સિદ્ધરાજ જાતે ગયો; તે વર્ધમાનપુર, એટલે વઢવાણ સુધી આવ્યો અને વઢવાણથી હલ્લો કરી નોંઘણને પકડી મારી નાંખ્યો. તીર્થકલ્પનો કર્તા જીનપ્રભાસૂરિ જણાવે છે કે જયસિંહે સુરાષ્ટ્રમાં ખેંગાર નામના રાજાને મારી નાખ્યો અને સજ્જન નામના એક જણને ત્યાંનો દંડાધિપતિ (હાકેમ) નિમ્યો. ખેંગારની સાથે સિદ્ધરાજે કરેલી લડાઇઓની એટલી બધી દંતકથાઓ ચાલે છે કે તે ઉપરથી એ નામના એક કરતાં વધારે રાજાઓપર સિદ્ધરાજે ચઢાઇ કરી હશે એમ લાગે છે. દંતકથા પ્રમાણે ખેંગારની સાથે લડાઈ થવાનું કારણ નીચે પ્રમાણે જણાય છેઃ—

જૂનાગઢથી ઉત્તરે નવ માઇલ છેટે મજેવડી કરીને ગામ છે. ત્યાં એક કુંભારને ઘેર રાણકદેવી નામની કન્યા હતી. તે એટલી બધી ખૂબસુર હતી કે તેને પરણવાનો સિદ્ધરાજે નિશ્ચય કર્યો. પણ સિદ્ધરાજના પહેલ જૂનાગઢનો રાણો રા ખેંગાર તેને પરણી બેઠો. આથી સિદ્ધરાજ ક્રોધે ભરાયો ખેંગાર ઉપર તેણે ચઢાઇ કરી અને જૂનાગઢને બાર વર્ષસુધી ઘેરો રાખી લઢા કરી પણ જીત થઇ નહીં. છેવટે ખેંગારના ભાણેજ દેહલ અને વિહલ કરી હતા, તેઓ ખેંગાર ઉપર કોપીને સિદ્ધરાજ પાસે ગયા અને તેની સાથે મળ જઇ કિલ્લામાં તેની સેના ઘાલી દીધી. સિદ્ધરાજે ખેંગારને મારી નાખ્યો અને રાણકદેવીને વઢવાણ લઇ ગયો, ત્યાં તે સતી થઇ. ખેંગારનો પ્રદેશ સિદ્ધરાજે

પોતાના રાજ્ય સાથે જોડી દીધો હતો, અને ત્યાંનો કારભાર કરવાનું કામ સજ્જન નામના એક સુભટને સોંપ્યું હતું, એમ ગીરનાર ઉપર ઈ સ. ૧૧૨૦ (સવત્ ૧૧૭૬) નો એક લેખ છે તે ઉપરથી જણાય છે

સિંહ સવત્સર

પ્રભાસ અને દક્ષિણ કાઠીઆવાડમાં કેટલાક લેખોમાં સિંહ સવત્સર નામનો એક નવો સવત્ વાપરેલો જણાય છે આ સવત્ ૧૧૧૩-૧૧૧૪ (વિક્રમ સવત્ ૧૧૬૯-૧૧૭૦) થી શરૂ થાય છે, અને જયસિંહ (સિદ્ધરાજ) ના નામથી ચાલુ કરેલો જણાય છે માગરોળમાં સોઢની નામની વાવ છે, તેમાં આ સવત્ પહેલ વહેલો વાપરેલો જોવામાં આવે છે, આ લેખ કુમારપાળના વખતમાં લખેલો છે આ લેખમાં ચાલુક્યનાં અંગરક્ષક મૂનકના પિતા સહજીગનું નામ વાવ બધાવનાર તરીકે લખ્યું છે વળી જણાવ્યું છે કે સહજીગને સુરાષ્ટ્રનું રક્ષણ કરી શકે એવા ઘણા પુત્ર હતા. તેમાંના એક સોમનાથ નામના પુત્રે પ્રભાસમાં સોમનાથના દેવળના કપાઉંડમાં સહજીગેશ્વર નામનું દેવળ બધાવ્યું છે મૂલક નામનો બીજો સૌરાષ્ટ્રનો નાયક હતો, તેણે મંગળપુર અથવા માગરોળમાં અને બીજી જગાઓમાં વેરો દાખલ કરી દેવની પૂજાને માટે ગોઠવણ કરી હતી આ લેખ ઈ સ ૧૧૪૬ (સોમવાર, આશ્વિન્ વદિ ૧૩, વિક્રમ સવત્ ૧૨૦૨, સિંહ સવત્ ૩૨) ની સાલનો છે આ લેખ ઉપરથી જણાય છે કે સિંહ સવત્ જયસિંહે શરૂ કરેલો હોવો જોઇએ, કારણ કે બીજા કોઇ સ્થાનિક રાજાએ શરૂ કર્યો હોય તો ચાલુક્ય રાજાનો નોકર તે વાપરે નહીં જ્યાંસુધી અણહિલવાડનું રાજ્ય ગુજરાતમાં કાયમ રહ્યું, ત્યાં સુધી સિંહ સવત્ ચાલેલો જણાય છે અર્જુનદેવના વખતનો એક લેખ વેરાવળમાં છે તેમાં હીજરી ૬૨૨, વિક્રમ સવત્ ૧૩૨૦, વલભિ સવત્ ૯૪૫ અને સિંહ સવત્ ૧૫૧ એ પ્રમાણે ચાર સવત્ની સાલો સાથે જણાવી છે આ લેખ ઉપરથી જણાય છે કે સૌરાષ્ટ્રમાં અણહિલવાડના રાજાઓના અમ..... સિ સવત્ દોઢસો વર્ષ તો ચાલેલો હતોજ.

સુરાષ્ટ્ર ઉપર નીમેલા હાકેમ (દંડાધિપતિ) સજ્જન વિષે મેરુતુંગ પ્રબંધચિંતામણિમાં લખે છે કે ગીરનાર ઉપર નેમીનાથનું દેવળ ફરીથી બાંધવાને માટે રાજ્યની ત્રણ વર્ષની ઉપજ તેણે રાજાની મંજુરી લીધા વગર વાપરી દીધી ચોથે વર્ષે રાજાએ તેને અણહિલવાડ બોલાવી મંગાવ્યો અને પાછલી ત્રણ સાલોની ઉપજ બતાવવા કહ્યું. સજ્જને ઉત્તર દીધો, "મહારાજ આપને ઉપજ જોઇએ છીએ કે ઉપજ ખર્ચીને બાંધેલા દેવળનું પુણ્ય જોઇએ છીએ ?" પુણ્ય લેવાનું પસંદ કરી રાજાએ મંજુરી આપી અને સજ્જનને ફરીથી સોરઠનો હાકેમ નીમ્યો. કુમારપાળપ્રબંધમાં એમ જણાવ્યું છે કે દેવળ બંધાવવાનું કામ પૂરું થતા પહેલાં સજ્જન મરી ગયો હતો અને તેના પછી તેનો પુત્ર પરશુરામ દંડાધિપતિ થયો હતો, તેણે દેવળ પૂરું કરાવ્યું હતું. પરશુરામને ચિંતા થઇ કે મારા પિતાએ શ્રીગિરિનારના ઉદ્ધારમાં ખર્ચી નાખેલી ઉપજ સિદ્ધરાજ માગશે તો હું કયાંથી લાવીને આપીશ. તેથી તેણે વામનસ્થળીના સાહુકારો પાસે જઇ હકીકત કહી, ત્યારે તેમણે તેનીવતી રાજાને ઉપજ આપવાનું માથે લીધું. પછી જયસિંહ વિજયયાત્રા કરતો ત્યાં આવી પહોચ્યો અને પરશુરામ પાસે ઉપજ માગી, ત્યારે તેણે કહ્યું, "મહારાજ મેં સર્વ ઉપજ રૈવતાચળ ઉપર નિર્ભય સ્થાનકે સ્થાપન કરી છે માટે કૃપા કરી ત્યાં પધારો." ત્યારે બ્રાહ્મણો બોલ્યા કે "મહારાજ, આ પર્વત લિંગાકાર છે માટે ન ચઢાય" પણ કર્ણદેવ ચઢવા હતા એવો દાખલો મળવાથી જયસિંહદેવ પણ તે પર્વત ઉપર ચઢ્યો; પછી દેવળની રમ્યતા નિહાળી રાજા બોલ્યો, "જેણે આ અલૌકિક પ્રાસાદ કરાવ્યો છે તેનાં માતપિતાને ધન્ય છે !" જયસિંહને આ પ્રમાણે પ્રસન્ન થયેલો જોઇ પરશુરામ બોલ્યો, "મહારાજ, આ પૃથ્વીપર શ્રી કર્ણદેવ અને મીનળદેવી એ બેનેજ ધન્ય છે કે જેમના આપ પુત્રરત્ન છો; કારણ કે ત્રણ વર્ષની સોરઠની ઉપજ ખર્ચી મારા પિતા સજ્જને બંધાવેલો "કર્ણવિહાર" નામનો આ પ્રાસાદ છે, માટે જો આપની મરજી પ્રાસાદ બંધાવ્યાનું પુણ્ય લેવાની હોય તો આ પ્રાસાદ, અને ઉપજ લેવાની મરજી હોય તો તે

સાહુકારાને ઘેરથી અપાવુ " આ સાભળી જ્યસિહ ખુશી થયો અને પોતાનો સતોષ બતાવી દેવની પૂજાના ખર્ચ સારૂ બાર ગામ ધર્માદા આપી ત્યાથી સિદ્ધાચળ ગયો ત્યા પણ બ્રાહ્મણોએ તલવારો માડી ઉપર ચઢવાનો વિરોધ કર્યો સિદ્ધરાજ લાગ જોઇ રાત્રે પર્વત ઉપર ચઢી ગયો અને પ્રાત કાળે શ્રી યુગાદિદેવની પૂજા કરી દેવદાનમા બાર ગામ આપી ઉતર્યો

સુરાષ્ટ્ર જીત્યા પછી સિદ્ધરાજે માળવા ઉપર ચઢાઇ કરેલી જણાય છે માળવામાં તેના વખતમા પરમાર વશનો નરવર્મા (ઇ સ ૧૧૦૪-૧૧૩૩) અને તેની પછી તેનો પુત્ર યશોવર્મા (ઇ સ ૧૧૩૩-૧૧૪૩) થયા હતા સિદ્ધરાજે માળવા ઉપર કરેલી ચઢાઇના જૂદા જૂદા વૃત્તાતમા આ બને રાજાના નામ આવે છે અને લઢાઇ બાર વર્ષ સુધી ચાલેલી હોવાનુ કહેવામા આવે છે, તેથી એમ લાગે છે કે નરવર્માના વખતમા લઢાઇ શરૂ થઇ હશે અને યશોવર્માના વખતમા આશરે ઇ સ ૧૧૩૪ મા સિદ્ધરાજની જીત થઇ હશે સિદ્ધરાજે અણહિલવાડમા સહસ્રલિગી તળાવ બધાવવાનુ કામ ચાલુ કર્યા પછી આ ચઢાઇ કરી હતી એવી દતકથા ચાલે છે, તેથી પણ ઉપર જણાવેલા અનુમાનને ટેકો મળે છે લઢાઈ કરવાનુ શુ કારણ બન્યુ હતુ એ જણાયુ નથી, પણ પ્રબધચિતામણિમા કહ્યું છે કે સિદ્ધરાજે યશોવર્મા (નરવર્મા ?) ની ચામડીનુ પોતાની તરવાર માટે મ્યાન કરવાનો નિશ્ચય કર્યો હતો, તે ઉપરથી એમ લાગે છે કે માળવાના રાજાએ સિદ્ધરાજનુ કઇ ભારે અપમાન કર્યું હશે એવુ કહેવાય છે કે સહસ્રલિગી તળાવ બધાવવાનુ કામ કડીઆ અને સલાટોને સોપી સિદ્ધરાજ પોતે માળવા ઉપર ચઢાઇ કરવા ગયો હતો. લઢાઇ બાર વર્ષ ચાલી પણ સિદ્ધરાજને ફતેહ મળી નહીં તેથી તેનુ મન પાછું હઠી ગયુ અને તે પાછા ફરવાનો વિચાર કરતો હતો, એવામા તેને ખબર મળી તે ઉપરથી એવી આશા ઉત્પન થઈ કે જો ધારા નગરીના કિલ્લાના દક્ષિણ દરવાજાને રસ્તેથી હલ્લો કરવામા આવે તો કઇ વળે ખરૂ તેના જે માનીતા હાથી ઉપર સિદ્ધરાજ બેઠો હતો તે હાથીએ લોઢાની સાકળથી જડેલા

ત્રણે દરવાજામાંથી બે તોડી નાંખ્યા. આ પ્રમાણે ગુજરાતના રાજાને પેસવાનું મળ્યું, તેથી એકાએક કિલ્લાનો ધણી થઇ પડ્યો, અને યશોવર્માએ ટક્કર લેવામાં શૌર્ય બતાવ્યું છતાં તે ઝલાઇ ગયો, અને સિદ્ધરાજની પૂર્ણ જીત થઇ; પછી યશોવર્માને દોરડે બાંધી પોતાની યશપતાકા તરીકે સાથે લઇ સિદ્ધરાજ અણુહિલવાડ આવ્યો. યશોવર્માની ચામડીનું મ્યાન બનાવવાની પ્રતિજ્ઞા યાદ કરી સિદ્ધરાજ તેની ચામડી ઉતારવાની તૈયારીમાં હતો એવામાં તેના મંત્રીઓ આવી પહોંચ્યા અને વિનંતિ કરી કહ્યું કે " મહારાજ, નીતિશાસ્ત્રમાં રાજા અવધ્ય કહ્યો છે માટે આપે એને જીવતો છોડવો જોઇએ, " ત્યારે રાજાએ તેની જરા જેટલી ચામડી લઇ બીજા ચામડા સાથે મેળવી તેનું મ્યાન બનાવરાવ્યું. પછી યશોવર્માને કાઠ પિંજરમાં નાખ્યો. આ પ્રમાણે માળવા જીતી પોતાના રાજ્ય સાથે જોડી નાખવાથી સિદ્ધરાજ અવંતીનાથ કહેવાયો અને એ બિરૂદ તેના તામ્રલેખમાં લખાવા લાગ્યું.

માળવેથી પાછા આવતાં સિદ્ધરાજને ભીલ લોકોના એક ટોળાએ રોકવાનો પ્રયત્ન કર્યો, પરંતુ સાંતુ પ્રધાને તેમનીપર હલ્લો કરી તેમને નસાડી મૂકયા.

**મહોબકપુરના મદનવર્મા ઉપર ચઢાઈ.**

આ પછી સિદ્ધરાજે બુંદેલખંડમાં આવેલા મહોબકપુર ( હાલના મહોબા ) ના ચંદેલ રાજા મદનવર્મા ઉપર ચઢાઇ કરી. ચંદેલવંશના રાજાઓમાં મદનવર્મા ઘણો પ્રખ્યાત હતો. તેના ઘણા સિક્કા જનરલ કનિંગહામને મળ્યા હતા. એ સિક્કાઓપર ઇ. સ. ૧૧૩૦ થી ૧૧૬૪ ( સંવત ૧૧૮૬–૧૨૨૦ ) સુધીની સાલો છે. મદનવર્મા પછી થયેલા એક રાજાએ કાલંજરના કિલ્લામાં એક લેખ કોતરાવેલો છે, તેમાં લખ્યું છે કે પ્રાચીન કાળમાં જેમ કૃષ્ણે કંસને હરાવ્યો હતો, તેમ મદનવર્માએ ગુર્જર રાજાને ક્ષણેકમાં હરાવ્યો. સિદ્ધરાજે મદનવર્મા ઉપર કરેલી ચઢાઇનો હેવાલ ગુજરાતના લેખકોના ગ્રંથોમાંથી મળે છે, તે ઘણે ભાગે આ લેખમાં આપેલા હેવાલ સાથે મળતો આવે છે. સિદ્ધરાજે કરેલી ચઢાઇમાં સિદ્ધરાજને ફતેહ મળી હોય

એમ કોઇ ગ્રંથમાં લખ્યું નથી. કીર્તિકૌમુદીમાં જણાવ્યું છે કે મહોબકના રાજાએ સિદ્ધરાજની આગતા સ્વાગતા કરી, અને પોતાને ત્યાં આવેલા પરોણા તરીકે તેને નજરાણો આપ્યો. કુમારપાળ ચરિતમાં આપેલા હેવાલ ઉપરથી એમ જણાય છે કે મદનવર્મા સાથે સલાહ કરવાની સિદ્ધરાજને ફરજ પડી હતી. સિદ્ધરાજ ધારાથી બારોબાર કાલંજર ગયો હતો એમ કીર્તિકૌમુદી ઉપરથી જણાય છે, અને તે વધારે સંભવિત લાગે છે. પ્રબંધચિંતામણિમાં આપેલો હેવાલ સ્પષ્ટ નથી. કુમારપાળ ચરિતમાં જણાવ્યું છે કે ધારાથી પાટણ પાછા આવતાં સિદ્ધરાજે પાટણ પાસે સીમમાં મુકામ કર્યો હતો, ત્યાં કોઇ પરદેશી ભાટ આવી ચઢ્યો અને બોલ્યો:—" અહો શ્રી સિદ્ધરાજ મહારાજની સભા પણ મદનવર્માના જેવી મનને વિસ્મય પમાડે તેવી છે। " મદનવર્મા કોણ છે એમ પૂછવામાં આવ્યું ત્યારે ભાટે જણાવ્યું કે તે મહોબકપુરનો બુદ્ધિશાળી, મહાદાની, ભોગી, ધર્મી અને ન્યાયી રાજા છે. પછી સિદ્ધરાજે ખાત્રી કરવા એક હોશીઆર મંત્રીને તે ભાટની સાથે મોકલ્યો. તે ત્યાં છ માસ રહી પાછો આવ્યો અને રાજાને કહ્યું કે ભાટનું કહેવું ખરૂં છે. મંત્રીનું કથન સાંભળી સિદ્ધરાજે સૈન્ય લઇ મહોબકપુર તરફ પ્રયાણ કર્યું, અને થોડા વખતમાં તે નગરથી આઠ કોસ છેટે આવી પડાવ નાખ્યો; પછી એક મંત્રીને મદનવર્મા તરફ મોકલી મદનવર્માને કહેવડાવ્યું કે તાબે થાઓ. મદનવર્મા આ વખતે પોતાના ઉદ્યાનમાં વિલાસ કરતો હતો. મંત્રીનું કહેવું સાંભળી તે હસીને બોલ્યો:—" બાર વર્ષ સુધી યુદ્ધ કરવા ધારા નગરીમાં પડી રહ્યો તેજ સિદ્ધરાજ કે ? જાઓ, તમે જઇને એને કહો કે, તમે તો કબાડી રાજા છો. જો તમે અમારી ભૂમિ લેવાની ઇચ્છા ધરાવતા હો તો અમે લડવાને તૈયાર છીએ; પણ પૈસાના ભૂખ્યા હો તો તે તમને મળશે. " સિદ્ધરાજે ૯૬ કોટિ સોનૈયા માગ્યા તે મદનવર્માના મંત્રીએ તરત ગણી આપ્યા. તોપણ સિદ્ધરાજ પાછો ન ફરતાં મોરચાપરજ પડી રહ્યો અને કહ્યું કે મદનવર્માને જોવાની મારી ઇચ્છા છે, માટે તેને મળીશ ત્યારે જઇશ. મદનવર્માને આ વાતની ખબર પડી ત્યારે તેણે સિદ્ધરાજને તેડાવ્યો. સિદ્ધરાજ પરિમિત સૈન્ય સાથે મદનવ-

ર્માના ઉદ્યાનમાં ગયો. ત્યાં મદનવર્માને રહેવાનો, મજબૂત કિલ્લાની અંદર એક મહેલ હતો અને તેની આજુબાજુ એક લાખ યોદ્ધાઓની ચોકી રહેતી હતી. ફક્ત ચાર માણસો સાથે લઇ સિદ્ધરાજને મહેલમાં પેસવા દીધો. મહેલમાં મદનવર્માનો વૈભવ જોઇ સિદ્ધરાજ ચકિત થયો; મદનવર્માએ તેને પોતાનો ભંડાર દેખાડયો, અને એવા પ્રેમથી મહેમાનગીરી કરી કે સિદ્ધરાજ ખુશ થઇ ગયો. વિદાય થતી વખતે મદનવર્માએ સિદ્ધરાજને પોતાના ૧૨૦ અંગરક્ષકો આપ્યા.

દ્વયાશ્રયમાં જણાવ્યું છે કે ઉજ્જન જીત્યા પછી સિદ્ધરાજે સિમ નામના દેશ ઉપર ચઢાઇ કરી અને ત્યાંના રાજાને હરાવી કેદ કર્યો. પરંતુ આ સંબંધમાં બીજા કોઇ ગ્રંથમાંથી હેવાલ મળતો નથી.

ઇ. સ. ૧૧૪૦ વાળા દોહદના લેખમાં સિદ્ધરાજે સિંધુરાજ એટલે સિંધના રાજાનો અને બીજા રાજાઓનો પરાભવ કરી તેમનો નાશ કર્યાનું લખ્યું છે. સિંધુરાજને પકડીને બાંધ્યાની વાત કીર્તિકૌમુદીમાં પણ જણાવી છે. પરંતુ સિંધુરાજસાથે થયેલી લડાઇની આ કરતાં વિશેષ હકીકત જણાતી નથી.

જૈન ધર્મ પ્રત્યે સિદ્ધરાજની વૃત્તિ.

✓ સિદ્ધરાજ તેના પૂર્વજોની પેઠે શૈવ હતો. સિદ્ધપુરમાં રૂદ્રમહાલય અને પાટણમાં સહસ્ત્રલિંગી સરોવર બનાવરાવી તેણે શૈવધર્મ પ્રત્યે પોતાની પ્રીતિ બતાવી આપી. જૈન ગ્રંથકારો હમેશ એવું બતાવવાનો પ્રયત્ન કરે છે કે જૈન ધર્મ તરફ તેનું વલણ હતું. પરન્તુ તેનાં કેટલાંક કૃત્ય એવાં છે કે જેથી જૈન ધર્મ વિરૂદ્ધ તે હશે એમ લાગે છે. એ વાત ખરી છે કે જૈન સાધુ હેમાચાર્ય તેની સાથે રહેતો, પણ રાજા તેને માન આપતો તે એક જૈન તરિકે નહીં પણ એક વિદ્વાન તરીકે આપતો. સોમનાથની જાત્રા વખતે સિદ્ધરાજે હેમાચાર્યને પાલખી બેસવા આપી હતી, પણ હેમાચાર્યે પાલખીમાં ન બેસતાં ચાલવાનું પસંદ કર્યું તેથી સિદ્ધરાજે તેને વેદીઓ ઢોર કહી તેની હાંસી કરી હતી. વળી એક વખત માળવાથી પાછા આવતાં સિદ્ધરાજે શ્રીનગર નામની

એક જગ્યાએ મુકામ કર્યો હતો. ત્યાં લોકોએ રાજાના માનની ખાતર પોતાનાં દેવળો ઉપર ધજાઓ ચઢાવી હતી. એક જૈન દેવળ ઉપર સિદ્ધરાજે ધજા ઉડતી જોઇ ત્યારે સિદ્ધરાજ ગુસ્સે થયો અને પૂછયું કે એ દેવળપર કોણે ધજા ચઢાવી છે? જ્યારે તેને એમ જણાવવામાં આવ્યું કે તે દેવળ ભરતના વખતનું પ્રાચીન છે ત્યારે તેણે હુકમ કર્યો કે વર્ષ આખરે તેની ઉપરની ધજા બદલવી. આ ઉપરથી એમ જણાય છે કે જૈન ધર્મ પ્રત્યે તે પ્રીતિ ધરાવતો નહીં હોય પણ ઉલટો તિરસ્કાર રાખતો હશે. એજ પ્રમાણે પ્રબંધચિંતામણિનો કર્ત્તા લખે છે કે એકલા જૈન ધર્મના લાભમાં સિદ્ધરાજની સમક્ષ હેમાચાર્ય બોલી શકતો નહીં પણ બધા ધર્મ સારા છે એમ કહેતો. હેમાચાર્યે સિદ્ધરાજના વખતમાં લખેલા બધા ગ્રંથોની શરૂઆતમાં જૈન દેવોની સ્તુતિ કરેલી નથી, તેથી પણ આ કથનને ટેકો મળે છે.

સિદ્ધરાજે બંધાવેલાં સાર્વજનિક મકાનો

સાર્વજનિક મકાનો બંધાવવા માટે સિદ્ધરાજ એટલો બધો જાણીતો થયો હતો કે ગુજરાતમાંનું દરેક પ્રાચીન મકાન તેણે બંધાવેલું હોવાનું લોક કહેછે. વાઘેલા રાજા વીરધવળે (ઇ સ ૧૨૨૦–૧૨૬૦) ડભોઇનો કિલ્લો બંધાવ્યો હતો, તે પણ સિદ્ધરાજે બંધાવેલો હોવાની દંતકથા ચાલે છે. પ્રબંધચિંતામણિમાં જણાવ્યું છે કે—

> महालयो, महायात्रा, महा स्थान महासरः।
> यत्कृत सिद्धराजेन, क्रियते तन्न केनचित् ॥

"મોટી ઇમારતો, મોટી યાત્રાની જગાઓ, મોટા સ્થાનકો, અને મોટાં જળાશયો સિદ્ધરાજે કરાવ્યાં, તેની બરોબરીનાં બીજાં કોઇએ ન થાય." રુદ્રમહાલય પૈકી હાલ ઘણું જ થોડું કાયમ રહેલું છે તો પણ તેની કોતરણીના સૌંદર્ય ઉપરથી અને તેના કદ ઉપરથી એમ ખ્યાલ થઇ શકે છે કે સોલંકી વખતની શીલ્પકળાનો તે ઘણો ભવ્ય નમુનો હોવો જોઇએ. સહસ્રલિંગી તળાવ પૈકી હાલ જે કાયમ રહેલું જણાય છે તે ઉપરથી પણ એમ લાગે છે

કે ખરેખર મહાસરનું નામ શોભે એવું મોટું અને ઉમદા તે હોવું જોઇએ. બીજાં ઘણાં સ્થળ જે સિદ્ધરાજે બંધાવ્યાનું કહેવામાં આવે છે તે રા. સા. મહિપતરામે સધરા જેસંગની નવલકથામાં જણાવ્યાં છે. તેણે દરેક જોજને (ચાર માઇલે) ધર્મશાળા બંધાવી હતી; ડભોઇનો કિલ્લો, કપડવણજનો કુંડ, ધોળકાનું માલવ્ય તળાવ, રાણીની વાવ્ય, વઢવાણ, વડનગર, ઝીંજુવાડા વગેરેના ગઢ વગેરે ઘણાં સ્થળ તેણે બંધાવેલાં હોવાની દંતકથા ચાલે છે.

**પંડિતોની સભાઓ તથા ધર્મ વિવાદ.**

માળવાનો ભોજ રાજા અને તેની પછી થયેલા રાજાઓ જેમ વિદ્વાનોની સભાઓ કરતા અને વિદ્વાનોને ઇનામ આપતા, તેમ સિદ્ધરાજના વખતમાં ગુજરાતના રાજા પણ કરતા. પ્રબંધચિંતામણિ ઉપરથી જણાય છે કે સિદ્ધરાજના વખતનો રાજકવિ શ્રીપાલ નામે હતો, તેણે સહસ્રલિંગી સરોવરની પ્રશસ્તિ લખી હતી તે સાંભળવાને સિદ્ધરાજે ઘણા વિદ્વાનોને ભેગા કર્યા હતા. પ્રખ્યાત જૈન આચાર્ય હેમાચાર્યને સિદ્ધરાજ હમેશ પોતાની પાસે રાખતો એમ આગળ કહેવામાં આવ્યું છે. સિદ્ધરાજના આશ્રયથી એ વિદ્વાને શ્રી સિદ્ધહૈમ નામનો વ્યાકરણનો ગ્રંથ અને દ્વ્યાશ્રય કોષ નામનો વ્યાકરણ અને ઇતિહાસનો ગ્રંથ લખ્યો હતો. કવિઓ અને શાસ્ત્રીઓની સભાઓ થતી અને કવિતા અને શાસ્ત્રીય વિષયોપર ઘણીવાર વાદવિવાદ ચાલતા. પરંતુ હાલ જેમ શાસ્ત્રીઓની સભામાં થાય છે તેમ મિથ્યા શબ્દવાદ અને શોરબકોર વગર તેનું બીજું કંઇ પરિણામ આવતું હોય એમ જણાતું નથી. સિદ્ધરાજના વખતમાં ધર્મના વાદવિવાદ ચાલેલા જણાય છે, તે બ્રાહ્મણનો ધર્મ માનનારા અને જૈન ધર્મ માનનારા વચ્ચેજ ચાલેલા છે એમ નથી; જૈન મતમાં દિગંબર અને શ્વેતાંબર નામના સામસામા પક્ષના મત છે, તેઓ વચ્ચે પણ ચાલેલા છે. પહેલા મતના સાધુઓનું નામ, નગ્નાવસ્થામાં રહેવાથી અને દિશાઓરૂપી વસ્ત્ર ધારણ કરવાથી દિગંબર કહેવાય છે; અને બીજા મતમાં ધોળાં વસ્ત્ર પહેરવાથી શ્વેતાંબર કહેવાય છે. સિદ્ધરાજે સભા ભરી ભદ્રાર્ક

નામના શ્વેતાંબર જૈન આચાર્ય અને કુમુદચંદ્ર નામના દિગંબર જૈન આચાર્ય વચ્ચે કરાવેલા વાદવિવાદને હેવાલ રાસમાળામાં* આપેલો છે.

સિદ્ધરાજે જાત્રાઓ કરી, પુણ્ય દાન કર્યાં, પ્રાર્થનાઓ કરાવી પણ તેને પુત્ર થયો નહીં, અને તેના પછી ભીમદેવ ૧ લાના પ્રપૌત્ર ત્રિભુવનપાળના વંશમાં ગાદી ગઇ

**કુમારપાળ, ઈ. સ. ૧૧૪૩–૧૧૭૬.**

ભીમદેવને બકુલાદેવી નામની રક્ષાના પેટને ક્ષેમરાજ કરીને પુત્ર હતો; ક્ષેમરાજને હરિપાળ નામનો પુત્ર હતો; હરિપાળને પુત્ર ત્રિભુવનપાળ; ત્રિભુવનપાળને કાશ્મીરાદેવી નામની રાણીને પેટે ત્રણ છોકરા અને બે છોકરીઓ થઇ હતી છોકરાના નામ મહીપાળ, કીર્તિપાળ અને કુમારપાળ; અને છોકરીઓના નામ પ્રેમલદેવી અને દેવલદેવી હતા. પ્રેમલદેવી કાન્હડ અથવા કૃષ્ણદેવ નામના સિદ્ધરાજના સેનાપતિ વેરે પરણાવી હતી, અને દેવલદેવી અર્ણોરાજ અથવા આનારાજ નામના સાકંભરી અથવા સાભરના રાજાને પરણાવી હતી કુમારપાળને તેના બાપે ભુપાલદેવી નામની કોઇ બાઇ સાથે પરણાવ્યો હતો

દ્વયાશ્રય પ્રમાણે ત્રિભુવનપાળને સિદ્ધરાજસાથે સારો સંબંધ હતો તે તેની સાથે રહેતો હતો અને તેની સાથે લડાઇમા પણ જતો કુમારપાળ ચરિત્રમા લખ્યુ છે કે કુમારપાળ પણ સિદ્ધરાજના દરબારમા જતો. પણ જ્યારથી સિદ્ધરાજને માલમ પડ્યું કે મારે પુત્ર થવાનો નથી અને મારી પછી કુમારપાળ ગાદીએ બેસશે, ત્યારથી કુમારપાળ તેને અણગમતો થઇ પડ્યો જૈનગ્રંથકારો જણાવે છે કે સોમનાથે, હેમાચાર્યે, કોડીનારની અંબિકા માતાએ અને જોશીઓએ સિદ્ધરાજને જણાવ્યું હતુ કે તમારે પુત્ર થશે નહીં અને તમારી પછી કુમારપાળ ગાદીએ બેસશે અને જગત્ પ્રસિદ્ધ રાજા થશે કુમારપાળ નીચા કુળનો હતો તેથી એ વાત સિદ્ધરાજને ગમી નહીં અને કુમારપાળને તથા ત્રિભુવનપાળના આખા કુટુંબને મારી નંખાવવાનો તેણે ઠરાવ કર્યો. ત્રિભુવનપાળ મરાયો પણ કુમારપાળ છટકી ગયો રાજાનો કોપ

---

* રાસમાળા પાન ૨૦૬.

થયો છે માટે મારે કોઇ નિર્ભય સ્થાનકે જવું જોઇએ, એમ ધારી તેણે પોતાના બનેવી કૃષ્ણદેવની સલાહ પૂછી તો તેણે પણ એવી સલાહ આપી કે 'તમારે વેશ બદલી ગુપ્ત રીતે દેશાંતરમાં ફરવું; હું તમને વખતોવખત રાજસ્થાનની બાતમી આપતો રહીશ.' પોતાની સ્ત્રી ભુપાલદેવીને તથા બીજા પરિવારને દધિસ્થળી (દેથળી) માં મૂકી કુમારપાળ જટાધારી થઇ દેશાંતરમાં નીકળી પડ્યો. કેટલાક દિવસ પછી રાજસૂત્ર જાણવાની ઇચ્છાથી પાછો પાટણ આવ્યો અને કર્ણમેરૂ પ્રાસાદના બત્રીસ ભરડા (પૂજારી) માં ભળી ગયો. સિદ્ધરાજ તેને મારવાને ચોતરફ ખોળ કરાવતો હતો, એ વાતની ભરડાઓને ખબર હતી. તેમણે કેટલાંક લક્ષણ ઉપરથી કુમારપાળને ઓળખી રાજાને ચાડી ખાધી તેથી બીજે દિવસે રાજાએ બધા ભરડાઓને જમવા તેડ્યા. કુમારપાળ પણ તેમની સાથે જમવા આવ્યો. પણ રાજાએ તેને ઓળખી કાઢ્યો છે એમ માલમ પડતાં તે લાગ જોઇ સટકી ગયો. સિદ્ધરાજના હુકમથી તેનો સેનાપતિ કેટલાક સિપાઇ લઇ કુમારપાળની શોધમાં નીકળી પડ્યો અને દૈવયોગે તેની પુઠે આવી પહોંચ્યો; પણ દૂરથી ઉડતી ધૂળ, પગના પડઘા અને ઘોડાના ખોંખારાથી કુમારપાળ ચેત્યો, તેથી તે ભયભીત થઇ ધ્રુજતા શરીરે આગળ નાઠો અને ભિમસિંહ નામનો એક ખેડુત તથા બીજા કેટલાક ખેડૂત ખેતરની વાડને ઝીંટવા માટે કાંટા એકઠા કરતા હતા તેમની સહાય માગી. તેથી તેમણે તેને કાંટાના ઢગલામાં સંતાડ્યો. રાજાના સિપાઇ પગલું કાઢતા કાઢતા જે ખેતરમા તે સંતાઇ રહ્યો હતો તે ખેતરમાં આવ્યા અને તપાસ કર્યો પણ પત્તો લાગ્યો નહીં, એટલે આખરે વધારે શોધ કરવાનું છોડી દઇ ઘેર પાછા વળ્યા. રાત્રે ખેડુઓએ કુમારપાળને કાંટામાંથી કાઢ્યો, તે વખતે એના શરીરમાં કાંટા વાગવાથી લોહી વહેતું હતું. ખેડુતોનો આભાર માની તથા વખત આવે બદલો વાળવાનું વચન આપી કુમારપાળે ત્યાં જટા મુડાવી અને પછી દધિસ્થળી (દેથળી) જવા નીકળ્યો. રસ્તામાં કોઇ દેવસિંહ નામના શેઠની દેવશ્રી નામની પુત્રી પીયર જતી હતી તેની સોબત થઇ. એ બાઇએ દયા લાવી તેને ખાવાનું આપ્યું તથા પોતાની ગાડીમાં

બેસાડયો. તેને બહેન તરિકે ગણવા કુમારપાળે વચન આપ્યું. પછી તે દધિસ્થળી આવ્યો ત્યાં સિદ્ધરાજના સૈન્યે આવી ઘેરો ઘાલ્યો; કુમારપાળને ગામ બહાર નીકળી જવાનો રસ્તો રહ્યો નહીં તેથી સજ્જન અથવા અલિંગ નામના કુંભારની પાસે તે ગયો; તેણે તેને પોતાની ઈંટોની ભઠ્ઠીમાં સંતાડી દીધો. રાજાનું લશ્કર ગામમાં તપાસ કરી પાછું ગયું ત્યારે સજ્જને કુમારપાળને બહાર કાઢયો અને ખાવાનું આપ્યું. રાત્રે વોસિરિ નામનો બ્રાહ્મણ મિત્ર કુમારપાળને મળ્યો. પછી પોતાનું કુટુંબ ઉજ્જનમાં મૂકી, કુમારપાળ વોસિરિ સાથે દેશાંતરમાં નીકળી પડયો. પહેલે દહાડે તો તેમને ખાવાનું પણ મળ્યું નહીં બીજે દિવસે વોસિરિ ભીખ માગી લાવ્યો તે ખાઇને બંને જણ એક મઠમાં સુઇ રહ્યા. પછી ફરતા ફરતા સ્તંભતીર્થ (ખંભાત) આવી પહોંચ્યા, અને ત્યાં હેમાચાર્યને મળ્યા. કુમારપાળે હેમાચાર્યને પ્રશ્ન કર્યો કે 'મને કોઇ દહાડો સુખ થશે કે નહીં?' હેમાચાર્યે તેને ઓળખી કાઢ્યો અને તેના પ્રશ્નનો ઉત્તર આપવા જતો હતો એટલામાં ઉદયન મંત્રી ત્યાં આવી પહોંચ્યો. ઉદયનને હેમાચાર્યે કહ્યું, "આ કુમારપાળ છે અને તે થોડા વખતમાં તમારો રાજા થશે." હેમાચાર્યે કુમારપાળને લખી આપ્યું કે વિક્રમ સંવત્ ૧૧૯૯ ના માર્ગશીર્ષ વદિ ૪ ને રવિવારને દિવસે પુષ્પ નક્ષત્રમાં ત્રીજે પહોરે તમને રાજ્ય મળશે. કુમારપાળે હેમાચાર્યનો આભાર માન્યો અને કહ્યું કે જો આપનું આ વચન સાચું પડશે તો આપ ફરમાવશો તે પ્રમાણે હું વર્તીશ પછી ઉદયન મંત્રી કુમારપાળને પોતાને ઘેર લઇ ગયો અને ભોજન વસ્ત્રાદિ આપી તેની આગતાસ્વાગતા કરી એમ કેટલાક દિવસ મંત્રીને ઘેર કુમારપાળ રહ્યો; પછી સિદ્ધરાજને તેની ખબર પડી તેથી તેણે કુમારપાળને મારવા માટે સૈન્ય મોકલ્યું. સૈનિકોએ આવી શોધ કરવા માંડી એટલે કુમારપાળ મંત્રીના ઘરમાંથી નીકળી હેમચંદ્રસૂરિની શાળામાં નાઠો. સૂરિએ તેને તર્તજ ભોંયરામાં ઉતાર્યો અને તેનું દ્વાર ન જણાય એવી રીતે પુસ્તકની ગાસડીઓથી બંધ કર્યું. સિદ્ધરાજના સૈન્યે બધે ફરીને તપાસ કરી પણ કુમારપાળ જડયો નહીં તેથી ફંટાળીને પાછું ગયું. પછી કુમારપાળ ભોંયરામાંથી બહાર નીકળ્યો.

હેમાચાર્યનો તેણે ઘણો ઉપકાર માન્યો અને કહ્યું કે મારા ઉપર આપના બે ઉપકાર થયા છે. એક તો મને રાજ્ય મળવાનું ભવિષ્ય જણાવ્યું તે, અને બીજો આ વખતે મારો જીવ બચાવ્યો તે પછી ઉદયન મંત્રીએ વાટ ખર્ચી આપી તે લઇ કુમારપાળ ખંભાતથી રાત્રે નીકળ્યો અને વટપદ્રપુર (વડોદરે) આવ્યો ત્યાં ભૂખ્યો થવાથી કટુક નામના વાણીઆની દુકાને જઇ શેકેલા ચણા માગ્યા કુમારપાળ પાસે પૈસા ન હોવાથી વાણીઆએ ચણા તેને ઉધાર આપ્યા અને કહ્યું કે મળે ત્યારે પૈસા આપજો વડોદરેથી કુમારપાળ ભરૂચ ગયો ત્યાં એક શાકુનિક હતો તેને મળીને પૂછ્યું કે "મારો શુભ દિવસ ક્યારે આવશે?" શાકુનિક બહાર શુકન જોવા લાગ્યો તે વખતે એક દેવચકલી દેવળના ધ્વજદંડ ઉપર બેઠી હતી તે ઉપરથી તેણે કહ્યું કે "તમે થોડા વખતમાં રાજા થશો" ત્યાં જટા મુંડાવી કુમારપાળ માળવાભણી ચાલ્યો અને ઉજ્જનમાં જઇ પોતાના કુટુંબને મળ્યો. પણ અહીં સિદ્ધરાજના માણસ તેને શોધતા આવી પહોંચ્યા, તેથી તે કોલ્હાપુર ભણી નાઠો કોલ્હાપુરમાં સર્વાર્થસિદ્ધ નામના એક યોગીની સેવા કરી તેણે પ્રસન્ન કર્યો તેથી તે યોગીએ તેને બે મંત્ર આપ્યા તેમાં એક રાજ્ય પ્રાપ્તિનો અને બીજો સ્વેચ્છિત ધન પ્રાપ્તિનો મંત્ર હતો કોલ્હાપુરથી ફરતો ફરતો તે કાંચી અથવા કાંજેવેરન આવ્યો અને ત્યાંથી કોલંબપટ્ટણ ગયો કોલંબપટ્ટણના રાજાએ પોતાના મોટા ભાઇ તરીકે તેને માની આદરસત્કાર કર્યો, તેની યાદગિરીમાં કુમારપાલેશ્વર નામનું દેવળ બંધાવ્યું અને દેશ ચલણી નાણામાં કુમારપાળના નામનો સિક્કો પડાવ્યો કોલંબપટ્ટણથી નીકળી કુમારપાળ ચિત્રકૂટ અથવા ચિતોડ ગયો, અને ત્યાંથી ઉજ્જન ગયો ઉજ્જનથી પોતાનું કુટુંબ લઇ તે સિદ્ધપુર આવ્યો અને ત્યાંથી એકલો તેના બનેવી કૃષ્ણદેવને મળ્યો. વિચારશ્રેણિ પ્રમાણે આ પછી થોડા દિવસમાં, એટલે સંવત્ ૧૧૯૯ ના કાર્તિક સુદી ૩ ને રોજ (ઇ સ ૧૧૪૩) સિદ્ધરાજ મરણ પામ્યો.

સિદ્ધરાજ પછી ગાદી ઉપર કોને બેસાડવો એ વિષે દરબારીઓમાં ચાલેલા વાદવિવાદમાં કૃષ્ણદેવે કુમારપાળનો પક્ષ લીધો હતો કુમારપાળ અને

તેના ભાઇ મહિપાળ અને કીર્ત્તિપાળ એ ત્રણુ જણમાથી જે લાયક હોય તેને પસ દ કરવાનુ ઠરાવી એ ત્રણુ જણના નામ સામ તોની સભા આગળ રજુ કરવામા આવ્યા, મહીપાળ અને કીર્ત્તિપાળને રાજ્ય કરવાને ના લાયક ઠરાવી આખરે કુમારપાળને ગાદીએ બેસાડવાનો ઠરાવ થયો વિચા શ્રેણિ પ્રમાણે કુમારપાળને માગસર સુદિ ૪ ને રોજ અને કુમારપાળપ્ર ધ પ્રમાણે માગસર વદિ ૪ ને રોજ ગાદીએ બેસાડવામા આવ્યો રાજ્યાભિષેક વખતે કુમારપાળનુ વય ૫૦ વર્ષનુ હતુ એમ પ્રબ ધચિ તામણિ અને કુમારપાળપ્રબ ધના કર્તા જણાવે છે

રાજ્યાભિષેક
વાળેલો ઉપકારનો બદલો.

રાજ્યાભિષેક વખતે કુમારપાળે પોતાની સ્ત્રી ભોપાળદેવીને પટ્ટરાણી બનાવી, ખ ભાતમા તેને મદદ કરનાર ઉદયન મ ત્રીને પ્રધાન બ નાવ્યો, તેના પુત્ર બાહડ અથવા વાગ્ભટને સર્વ રાજ્ય કારભારમા સહાયક નિમી આનિ ગ મ ત્રી (નાયબ દિવાન) ની પદ્વી આપી. અનિ ગ ઉર્ફે સજ્જન કુમારને ચિત્રકૂટ ( ચિત્તોડ ) ની પટ્ટિકાનો સ્વામી બ નાવ્યો તે પટ્ટિકાને તાબે ૭૦૦ ગામો હતા તેના વ શજોને લાજ આવવાથી હાલ પોતાને ' સગરા ' રજપૂતના નામથી ઓળખાવે છે, ભીમસિ હ ખેડુતને અ ગરક્ષકમા દાખલ કર્યો, દેવશ્રી પાસે રાજતિલક કરાવી તેને ધવલક, ( ધોળકા ) આપ્યુ, ચણા આપનાર કટુક વાણીઆને વટપદ્ર ( વડોદરા ) નો ઇનામદાર બનાવ્યો, વોસિરિ બ્રાહ્મણ મિત્રને લાટ દેશ આપ્યો એટલે કે તેને તે પ્રદેશનો હાકિમ નીમ્યો આ પ્રમાણે સર્વ ઉપકારી પુરુષોને સભારી તેમના ઉપકારનો બદલો વાળ્યો તેના બનેવી કાહાનદેવે ( કૃષ્ણદેવે ) તેને ગાદી આપવામા ઘણી સહાય કરી હતી, પરતુ આ વાતનુ અભિમાન રાખી તે કુમારપાળને અપમાન પહોચે એવી રીતે તેના કુળ વિષે તથા તેની આગળની સ્થિતિ વિષે બોલવા લાગ્યો કુમારપાળે તેને સમજાવ્યો, પણ તેણે તડુકીને તેનો ઉત્તર વાળ્યો અને તેનુ કહ્યુ નહીં માનવાનો તેણે ઠરાવ કર્યો હોય એમ આગળ જતા જણાવ્યુ, એટલે કુમારપાળે તેને મારી નખાવ્યો આ બનાવની ઘણી સારી

અમર થઇ, કારણ કે તે દિવસથી સર્વ સામંતો રાજાની આજ્ઞાનું ઉલ્લંઘન કરતાં ડરવા લાગ્યા

દેશાટણમાં પ્રાપ્ત થયેલી નિપુણતાને લીધે કુમારપાળ રાજસૂત્ર ચલાવવા લાગ્યો તેથી જૂના મ ત્રીઓને જણાયુ કે આપણી સત્તા જતી રહી, અને આ બાહોશ રાજા આગળ આપણુ કંઇ ચાલવાનુ નથી, ત્યારે તેઓ રાજા સામે કાવતરા કરવા લાગ્યા તેઓએ કુમારપાળને મરાવી નાખી પોતાના મત પ્રમાણે ચાલે એવો રાજા ગાદીએ બેસાડવાનો મનસુબો કર્યો, પરંતુ એ વાતની કુમારપાળને ખબર પડતા તેણે તરકટી લોકોને મારી ન ખાવ્યા.

ઉદયન મંત્રીનો બીજો છોકરો આહડ અથવા અરભટ્ટ, જે સિદ્ધરાજનો માનીતો હતો તે કુમારપાળની આજ્ઞામા નહીં રહેતા સપાદલક્ષ અથવા સાભરના રાજા અર્ણોરાજ અથવા આનોરાજની ચાકરીમાં રહ્યો;

શાકભરીના અર્ણોરાજ સાથે લડાઇ.

આહડના સમજાવ્યાથી આનાને ગુજરાત ઉપર ચઢાઇ કરવાનુ મન થયુ; અને તે દેશના ઘણા સામ તો પોતાના પક્ષમા આવશે એવી આશા રાખી તે મોટી સેના લઇને મોખરા આગળ આવી પહોંચ્યો કુમારપાળે શત્રુની સામે થવા સેના એકઠી કરી અને આનાની સામે થવા ઉતરી પડયો લડાઇ ચાલી ના ચાલી એટલામા તો ગુજરાતના ઘણા સામ તો કુમારપાળને તજીને જવા લાગ્યા તે ઉપરથી આહડનુ કપટ જણાઇ આવ્યું કુમારપાળે પોતાની આખી સેના વિખરાઇ ગયેલી જોઇ એટલે પોતાના હાથીના મહાવતને આજ્ઞા કરી કે આના રાજાના હાથીની લગોલગ મારા હાથીને હાકી લે એટલે તે રાજા સાથે જાતોજાત કાપાકાપી કરવાને બની આવે એ પ્રમાણે હાથીને આવતો જોઇ, આહડ પોતાના હાથી ઉપરથી કૂદી પડી, કુમારપાળના હાથીપર ચઢી જઇ કુમારપાળને મારવા જતો હતો, એવામા તે નીચે પડી ગયો તેથી રાજાની આસપાસના ભાલાવાળાઓએ તેને મારી નાખ્યો આના રાજાને પણ તીર વાગ્યા તેથી તે લોહીલુહાણ થઇ ગયો. ગુજરાતના ઘોડેસ્વારો જયજયના

ભવાજ કરતા આગળ ધાયા અને શત્રુના સૈન્યને હરાવી તથા તેમના ઘોડા વગેરે લૂટી લઈ નસાડી મૂક્યું. *

આ લઢાઇના સંબંધમાં દ્વયાશ્રયના કર્તાએ ઘણો વિગતવાર હેવાલ આપો છે પણ તેમાંનો ઘણો ભાગ કલ્પિત હશે એમ લાગે છે. દ્વયાશ્રયમાં એક અગત્યની વાત એ જણાવી છે કે આનો રાજા હાર્યો હતો, પણ મરાયો નહોતો. તેણે પોતાની કુંવરી જલ્હણને કુમારપાળ વેરે પરણાવી સલાહ કરી. કુમારપાળ ચરિત્ પ્રમાણે આનો રાજા ( અર્ણોરાજ ) કુમારપાળપર ચઢી આવ્યો નહોતો, પણ કુમારપાળે આના રાજા ઉપર ચઢાઇ કરી હતી આ ગ્રંથકર્તા જણાવે છે કે કુમારપાળ સૈન્ય લઇ આબુપાસે ચંદ્રાવતી નગરીમાં આવ્યો ત્યારે ત્યાંથી ત્યાંના રાજા વિક્રમસિંહને પોતાની સાથે લઇ શાક ભરી અથવા સાંભર તરફ ગયો; અર્ણોરાજને તેણે હરાવ્યો પણ મારી નાખ્યો નહીં. અર્ણોરાજે દેવળ દેવીનું અપમાન કરેલું હોવાથી તેની જીભ કાપી નાખવાની કુમારપાળે તેને ધમકી આપી પણ અર્ણોરાજે રાંક થઇ કાલાવાલા કર્યા ત્યારે તેને એવી સરતે છોડયો કે તેના દેશના બધા લોક માથે એવું વસ્ત્ર ઓઢે કે જેની ડાબી તથા જમણી બાજુએ જીભનો આકાર કાઢેલો હોય. પછી તેને લાકડાના પિંજરામાં ઘાલી ત્રણ દિવસ સુધી પોતાના સૈન્યમાં રાખી મૂક્યો અને છેવટે તેને પોતાનો ખંડીઓ બનાવી છોડયો. ચંદ્રાવતીનો વિક્રમસિંહ સંગ્રામ વખતે અર્ણોરાજને મળી ગયો હતો તેથી કુમારપાળે તેને અણહિલવાડની રાજસભામાં મંગાવી, બધા સામંતોના દેખતાં તેનું અપમાન કરી, કેદમાં નંખાવ્યો અને તેના રાજ્ય ઉપર તેના ભત્રિજા યશોધવળને સ્થાપ્યો.

* કુમારપાળ ચરિત્માં નીચે પ્રમાણે વાત છેઃ—કુમારપાળની બહેન દેવળદેવી શાક ભરીના અર્ણોરાજ વેરે પરણાવી હતી. ધણીધણીઆણી સોગઠાંબાજી રમતાં હતાં, તે વખતે અર્ણોરાજે હાસ્યમાં દેવળદેવીને કહ્યું કે " આ તારા ઉઘાડા માથાના મુંડકાને માર." આથી દેવળદેવીને ખોટું લાગ્યું અને તેણે અર્ણોરાજને સામાં મેણાં માર્યાં. અર્ણોરાજે લાત મારી તેને કાઢી મૂકી, તેથી તે કુમારપાળને ત્યાં આવી રહી અને અર્ણોરાજ સાથે લઢાઇ કરવા કુમારપાળને ભભેર્યો.

અર્ણોરાજસામે લડવાને કુમારપાળ ગયો હતો, ત્યારે તેણે વિ[illegible] અને કૃષ્ણ નામના બે સામંતોને માળવાના ગ[illegible] બલ્લાલની સામે મોકલ્યા હતા. અર્ણોરાજને હરા[illegible] કુમારપાળ અણહિલવાડ પાછો આવ્યો, એવા તેને ખબર મળી કે એ સામંતો માળવાના રાજાને મળી ગયા છે, અને મા[illegible] વાનો રાજા ગુજરાત પ્રાંતમાં આવી પહોંચ્યો છે, અને અણહિલપુર ત[illegible] ધસારો કરે છે. સિદ્ધરાજે જેમ યશોવર્માને છતી કીર્તિ મેળવી હતી તે કુમારપાળ બલ્લાલને છતી કીર્તિ મેળવવા તૈયાર થયો. તેણે પોતાની સે[illegible] એકઠી કરી અને માળવાના રાજા ઉપર ચઢયો. પછી લડાઇમાં તેને હરા[illegible] હાથી ઉપરથી મારી પાડ્યો. આથી કરીને પહેલાંની પેઠે માળવાનો રાજા ફરીથ[illegible] અણહિલવાડના રાજાને આધીન થયો. ભીલ્સાપાસે ઉદયપુરમાં ઉદયાદિત્યન[illegible] દેવળમાં એક કરતા વધારે લેખો છે, તે ઉપરથી જણાય છે કે કુમારપાળે આખો માળવા દેશ છતી લીધો હતો. આ લેખો કુમારપાળના સેનાપતિએ ( દંડનાયકે ) કોતરાવેલા છે.

માળવાના રાજા બલ્લાલ સાથે લડાઇ.

આ પછી કુમારપાળે કોકણના મલ્લિકાર્જુન રાજા સાથે લડાઇ કર્યાનું વૃત્તાંત પ્રબંધચિંતામણિમાંથી મળે છે. ઉત્તર કોકણમાં એ નામનો રાજા ઇ. સ. ૧૧૬૦ માં થયો હતો. આ લડાઇનું કારણ શી રીતે ઉત્પન્ન થયું, એ વિષે પ્રબંધચિંતામણિમાં નીચે પ્રમાણે વાત છે. એક દિવસ કુમાર[illegible] પાળ રાજા દરબારમાં બેઠો હતો અને મુલાકાતો લેતો હતો, એવામાં કેટલાક માગણ સભામાં આવી હાજર થયા, અને તેઓ કોકણના રાજા મલ્લિકાર્જુનને રાજાઓનો દાદો ( રાજપિતામહ ) કહી તેની કીર્તિ ગાવા લાગ્યા. મલ્લિકા[illegible] ર્જુનનું ' રાજપિતામહ ' એવું ગર્વભરેલું બિરૂદ સાંભળી કુમારપાળ ક્રોધાયમાન થયો અને સભામાં ચોતરફ નજર ફેરવી, એટલે રાજાના મનનો અભિપ્રાય સમજી, ઉદયન મંત્રીના પુત્ર આમ્રભટે ( આમ્બડ ) કર સંપુટ ઉંચો કર્યો, અને જણાવ્યું કે એ મિથ્યાભિમાની મલ્લિકાર્જુનને હું છતી

કોકણના મલ્લિકાર્જુન સાથે લડાઈ.

આવીશ કુમારપાળે સેના આપી તે લઇ આમ્બડ ઉપડ્યો અને કોઇ ઠેકાણે મુકામ કર્યા વિના કોકણ જઇ પહોચ્યો તે કનાવીણી* નદી ઘણી મહેનતે ઉતર્યો અને સામે કિનારે મુકામ કર્યો ત્યા આગગ મલ્લિકાર્જુને તેના ઉપર હલ્લો કરી તેને હગવી કાઢ્યો આ પ્રમાણે હાર પામેલા આમ્બડે પાછા ફરી અણહિલવાડની પાસે મુકામ કર્યો, અને કાળો તબુ ઠોકાવી, કાળો પોશાક પહેરી, કાળુ છત્ર ધરાવવા લાગ્યો આમ્બડ કોકણમા હાર ખાઇને આવ્યાની રાજાને ખબર પડી અને તેને આ પ્રમાણે શોક પાળતો તેણે જોયો ત્યારે તેને દિલાસો આપ્યો, અને બળગ્રસન યોદ્ધાઓની એક બીજી સેના તૈયાર કરાવી મલ્લિકાર્જુન ઉપર ફરીથી મોકલ્યો આમ્બડ બીજી વેળા કલાવીણી નદી ઉપર આવી પહોચ્યો, એટલે પૂલ અથવા સેતુ બધાવી બધી સેનાને સાવધા-નીથી ઉતારી, અને પછી મલ્લિકાર્જુન ઉપર હલ્લો કર્યો આ બીજા યુદ્ધમા ગુજરાતની સેના જય પામી અને મલ્લિકાર્જુન આમ્બડની તલવારથી માર્યો ગયો આમ્બડે મલ્લિકાર્જુનની રાજધાની કબજે કરી લીધી, અને તેમા લૂટ ચલાવી સોલકી રાજાની આણ વરતાવી પછી અણહિલવાડ પાછો આવ્યો મલ્લિકાર્જુનના માથાને સોનાથી મઢાવી તે પોતાની સાથે લાવ્યો હતો તથા મલ્લિકાર્જુનનો ખજાનો લુટી લાવ્યો હતો તે બધુ સામતોની સમક્ષ કુમાર-પાળ આગળ રજુ કર્યુ કુમારપાળ આથી ઘણો પ્રસન્ન થયો અને 'રાજપિતામહ' એવુ જે બિરુદ મલ્લિકાર્જુનને હતુ તે આમ્બડને આપ્યુ

આ મલ્લિકાર્જુન રાજાના બે શિલાલેખ હાલમાં જડ્યા છે. એક લેખ ચિપ્લુન આગળ છે તેની ઉપર ઇ સ ૧૧૫૬ (શક ૧૦૭૮) ની સાલ છે, અને બીજો વસાઇ આગળ છે તેની ઉપર ઈ સ ૧૧૬૦ (શક ૧૦૮૨) ની સાલ છે મલ્લિકાર્જુનને મારી નાખ્યાની વાત ખરી હશે તો લઢાઇ ઇ સ. ૧૧૬૦ પછી અને ઇ સ ૧૧૬૨ પહેલા થઈ હશે કારણ કે ઈ. સ ૧૧૬૨ મા મલ્લિકાર્જુનની ગાદીએ અપરાજિત નામનો રાજા હતો

---

* ચીપળી અને વલસાડમા થઇને વહેતી કાવેરી નદી

સુરાષ્ટ્રના સમર રાજા સાથે લડાઇ.

કુમારપાળને સુરાષ્ટ્ર અથવા દક્ષિણ કાઠીઆવાડના સમર રાજા સાથે લડાઇ થઇ હતી, એમ કુમારપાળ ચરિત્‌માં જણાવેલું છે. એ લડાઈમાં કુમારપાળના મંત્રી ઉદયનને સેનાપતિ નિમ્યો હતો. પ્રબંધચિંતામણિમાં સુરાષ્ટ્રના રાજાનું નામ સૌસર જણાવેલું છે; કદાચ એ રાજા ગોહિલવાડનો કોઇ મ્હેર સરદાર હશે. ઉદયન સેના સાથે વઢવાણ સુધી આવ્યો અને ત્યાંથી સેનાને આગળ મોકલી પોતે પાલીતાણે ગયો. પાલીતાણામાં તે દેવની પૂજા કરતો હતો એવામાં એક ઉંદર દીવાની દીવટ લઇ તે કાષ્ટમય મંદીરની ફાટમાં પેસતો હતો એ તેના જોવામાં આવ્યું. કાષ્ટમય દેવળનો કોઇ દિવસ અગ્નિથી નાશ થવાનો સંભવ જાણી પથ્થરનું દેવળ બંધાવવાનો તેણે ઠરાવ કર્યો. સૌસર રાજા સાથે થયેલી લડાઇમાં ગુજરાતના લશ્કરની હાર થઇ અને ઉદયન મરણતોલ ઘાયલ* થયો. મરતા પહેલાં ઉદયને તેના પુત્રોને જણાવ્યું કે સત્રુંજ્ય ઉપર આદીશ્વરનું દેવળ અને ભરૂચમાં શકુનિકા વિહાર દુરસ્ત કરાવવાનો અને ગિરિનારપર નવીન પાગ બંધાવવાનો મેં નિશ્ચય કર્યો છે. તેના પુત્ર બાહડ અને આહડે બંને દેવળોની દુરસ્તી કરાવવાનું કબુલ કર્યું. પછી બંને દેવળો દુરસ્ત થયાં, ત્યારે કુમારપાળ, હેમાચાર્ય અને અણહિલવાડના સઘળા સામંતો શકુનિકા વિહારમાં મુનિ સુવ્રતનાથની પ્રતિષ્ટા વખતે હાજર થયા. શ્રી ગિરિનારપર નવીન સુગમ પગ રસ્તો પણ બંધાવવામાં આવ્યો; એક લેખ પ્રમાણે આ કામ ઇ. સ. ૧૧૬૬ ( સંવત્ ૧૨૨૨ ) માં થયું. સમર સાથેની લડાઇ અને ઉદયનનું મૃત્યુ આશરે ઈ. સ. ૧૧૪૯ ( સંવત્ ૧૨૦૫ ) માં થયેલાં હોવાં જોઇએ; કારણ કે આદીશ્વરનું દેવળ બંધાવવાનું કામ ઇ. સ. ૧૧૫૬-૫૭ ( સંવત્ ૧૨૧૧ ) માં પૂરું થયું હતું. બાહડે શત્રુંજયની પાસે બાહડપુર નામનુ ગામ વસાવ્યું અને ત્યાં ત્રિભુવનપાળ વસતિ નામનું નવીન દેવળ બંધાવ્યું.

---

* કુમારપાળ ચરિત્ પ્રમાણે ઉદયને સમરને મારી તેના પુત્રને ગાદીને બેસાડયો.

**ચેદિ રાજાની ચઢાઈ.**

સીસર સાથેની લડાઈ પૂરી થયા પછી ચેદિ રાજાએ કુમારપાળ ઉપર ચઢાઈ કરવાની ધમકી આપી; રાજા સોમનાથની જાત્રાએ નીકળવાનો હતો એવામા તેના બાતમીદારોએ તેને ખબર આપી કે એ રાજા ચઢી આવવાનો છે પછી બીજે દિવસે રાજાને ખબર પડી કે રાત્રે હાથી ઉપર સુતો હતો એવામાં તેના કોટનો કંઠો એક વડના ઝાડની ડાળીમા ભરાયો, અને હાથી ચાલી ગયો તેથી ચેદિ રાજા અધર લટકી મરણ પામ્યો છે.

**સાંભરના રાજા ઉપર ચઢાઈ.**

એક વખત કુમારપાળે સપાદલક્ષ ( સાંભર ) ના રાજાને ઉત્તરાસન* વસ્ત્ર મોકલવાની આજ્ઞા કરી, પરંતુ તેણે તે માન્ય કરી નહીં તેથી કુમારપાળને ઘણો ક્રોધ ચઢ્યો, અને તેને જીતવાને સૈન્ય તૈયાર કરાવી ઉદયન મંત્રીનો પુત્ર ચાહડ, જે બાહડ અને આહડ કરતા નાનો હતો તેની નિમણુક કરી. ચાહડમા અતિદાન કરવાનું દૂષણ હતું તોપણ રાજાની તેના ઉપર મહેરબાની હતી ચાહડ ઉતાવળે પ્રયાણ કરી થોડા દિવસમા બમ્બેરા નજીક આવી પહોચ્યો, તે દિવસે તે નગરમા સાતસો કન્યાના વિવાહ માડ્યા હતા,+ તેથી રાત્રે બહાર રહી ફરવાને ઘેરો ઘાલ્યો અને સવારે નગર સર કર્યું. તથા તે લૂટી તેમા કુમારપાળની દુવાઇ ફેરવી ત્યાથી સાતસો ઘુડસ્વાર સામંત સહિત ચાહડ પાટણ પાછો આવ્યો આ ફતેહથી રાજા ખુશી થયો, પણ ઘણું દાન કરવાની ચાહડની ટેવને માટે તેને ઠપકો આપ્યો અને ' રાજઘરટ્ટ ' ( રાજાને દળી નાખનાર ) નો ઇલકાબ આપી વિદાય કર્યો

ગુજરાતના ઇતિહાસ લખનાર આ સંબંધમા વધારે વિગત જણાવતા નથી, તોપણ ચીતોડ પાસે ઉદેપુરમા વિ સં ૧૨૧૬ ની સાલનો કુમારપાળના

---

* પૂજા વખતે ખભા ઉપર જનોઈની પેઠે નાખવાનું વસ્ત્ર

\+ ત્યાના લોક કડવા કણબી હશે અથવા ભરવાડ હશે કારણ કે એક દિવસે એટલા બધા લગ્ન કરવાનો ચાલ એ જાતોમા છે.

નામનો એક લેખ છે તેમાં જણાવ્યું છે કે સંવત્ ૧૨૨૨ ના વૈશાખ સુદી ૩ ને રોજ ચાહડે રંગરિકા મહાલનું અડધું સંગવાડ ગામ દાનમાં આપ્યું. આ લેખની નીચે બીજો એક લેખ છે તેમાં પણ કુમારપાળનું નામ છે. એ લેખની સાલ ભુસાઇ ગઇ છે, પણ એટલું વંચાય છે કે કુમારપાળના હાકેમ યશોધવલે પોસ સુદી ૧૫ ને ગુરૂવારને રોજ ગ્રહણને અવસરે ઉદયપુરના દેવને દાન આપ્યું.

કુમારપાળના વખતના આવા બીજા લેખ પશ્ચિમ રાજપુતાનામાં બાહમર પાસે કિરાટકૂપ (એરાડુ) નગરનાં ખંડેર પાસે જોવામાં આવે છે. એ લેખોમાં કુમારપાળનું નામ આપેલું છે અને જણાવ્યું છે કે કુમારપાળનો અમાત્ય ત્યાં રહેતો અને એરાડુની આસપાસનો મુલક જયસિંહ રાજાના વખતથી ગુજરાતને તાબે હતો. વળી ચિતોડના કિલ્લામાં બ્રહ્માના દેવળમાં કુમારપાળનો એક લેખ કર્નલ ટૉડ સાહેબે શોધી કાઢયો હતો, તે ઉપરથી એમ જણાય છે કે તેણે મેવાડસુધી જીત કરી હશે.

પદ્માવતી રાણી.

પ્રબંધચિંતામણિ પ્રમાણે કુમારપાળ પદ્મપુરની પદ્માવતી રાણીને પરણ્યો હતો. એ નગર સિંધુનદીની પશ્ચિમે આવેલું હોવાનું લખ્યું છે. કદાચ એ રાણી કાશ્મીરમાં આવેલા પદ્મપુરની હશે.

સિસોદણી રાણી.

કુમારપાળ, મેવાડના રાજાની કુંવરીને પરણ્યો હતો એ વિષે રાસમાળામાં* નીચે પ્રમાણે હેવાલ છે. કદાચ આ વૃત્તાંત જૈન ગ્રંથકારોએ જાણીબુજી મુકી દીધું હશે.

"બ્રાહ્મણોના વૃત્તાંતમાં લખે છે કે મેવાડના રાજાની કુંવરી સિસોદણી વેરે તે પરણ્યો હતો. જ્યારે તેને પરણવાને ખાંડુ મોકલ્યું ત્યારે તે કુંવરીના જાણવામા આવ્યું કે રાજાનો એવો નિયમ છે કે રાણીઓએ પ્રથમ હેમાચાર્યને અપાસરે જઇ જૈન ધર્મની દીક્ષા લીધાપછી દરબારમાં પેસવું. આ ઉપરથી રાણીએ પાટણ જવાની ના પાડી, ને કહ્યું કે મને આચાર્યને અપાસરે મોકલવામાં ન આવે એવી ખાત્રી કરી આપો તો હું આવું ત્યારે કુમારપાળનો

* રાસમાળા-પાન ૨૪૦.

દસોદી ભાટ જયદેવ કરીને હતો, તે વચ્ચે જામીન થયો એટલે રાણીએ અણહિલપુર જવાની હા કહી. તેને આવ્યાને કેટલાક દિવસ વિત્યાપછી હેમાચાર્યે રાજાને કહ્યું કે સિસોદણી રાણી કદી મારી પાસે આવ્યાંજ નથી. તે ઉપરથી કુમારપાળે તેને જવાનો આગ્રહ કર્યો; પણ તેણે ના કહી. પછી રાણી માંદી પડી ત્યારે ભાટની સ્ત્રીઓ તેને જોવા ગઇ. ત્યાં તેની વાત સાંભળીને તેઓએ પોતાના જેવો તેને પોશાક પહેરાવીને છાનીમાની પોતાને ઘેર તેડી આણી. રાત્રે કિલ્લાની ભીંત ભાટે કોચી, ને ત્યાંથી રાણીને લઈ ચાલ્યો. આ વાત જ્યારે કુમારપાળ રાજાના જાણવામાં આવી ત્યારે બે હજાર ઘોડુ લઇને તેના ઉપર ચડયો. ઇડર દસ ગાઉ રહ્યું ત્યાં આગળ પેલાં નાશી જનારાંને રાજાએ ઝાલી પાડ્યાં. ત્યારે ભાટે રાણીને કહ્યું કે 'જો તમે ઇડરમાં જઈ પહોંચો એમ હોય તો ઉગરાય. મારી પાસે બસેં ઘોડું છે. જ્યાંસુધી અમારામાંનું એક પણ માણસ રહેશે ત્યાંસુધી અમે કોઇને હાથ અડકાડવા દેઇશું નહીં. એ પ્રમાણે કહી સામા ચઢી આવેલા ભણી તે ધર્યો; પણ રાણીની હિંમત ચાલી નહીં એટલે તેણે પોતાના રથમાં આપઘાત કર્યો; ત્યારે દાસી બોલી ઉઠી કે હવે લઢીને શું કરોછો, રાણીતો ક્યારનાંય મરી ગયાં છે. પછી કુમારપાળ અને તેની ફોજ ઘરભણી પાછાં વળી. "

આબુપાસે ચંદ્રાવતીના પરમાર રાજા કુમારપાળના ખંડીઆ હતા. સાંભરના અર્ણોરાજ ( આનારાજ ) ને મદદ કરવાના વાંકમાટે કુમારપાળે ચંદ્રાવતીના રાજા વિક્રમસિંહને કેદમાં પૂર્યો હતો અને તેના ભત્રિજા યશોધવળને ગાદીએ બેસાડ્યો હતો, એમ આગળ જણાવવામાં આવ્યુ છે. કુમારપાળે માળવા અને સાભરના રાજા ઉપર જીત મેળવી હતી એ નિર્વિવાદ છે. 'અવંતીનાથ' એ કુમારપાળનાં વિરૂદો પૈકીનું એક છે.

અવંતીનાથ.

√ કુમારપાળપ્રબંધ પ્રમાણે કુમારપાળના રાજ્યથી ઉત્તરે તુરૂષ્ક ( તુર્ક ) દેશ, પૂર્વે ગંગા નદી, દક્ષિણે વિંધ્યા પર્વત અને પશ્ચિમે સિંધુ નદી હતાં.

કુમારપાળના રાજ્યની સીમા.

**સોમનાથનું દેવળ બંધાવ્યું.** સાર્વજનિક મકાનો બંધાવવાના કામમાં કુમારપાળની શાખ સિદ્ધરાજના જેટલી લોકોમાં ચાલતી નથી, તોપણ કુમારપાળે કેટલાંક અગત્યનાં મકાન બંધાવ્યાં હતાં. આ પછી મુખ્ય સોમનાથ અથવા સોમેશ્વરનું દેવળ ફરી બંધાવ્યાનું કામ હતું. પ્રબંધચિંતામણિ પ્રમાણે કુમારપાળે હેમાચાર્યના ગુરૂ દેવસૂરીને પૂછ્યું કે શું કરવાથી મારૂં નામ અમર રહે. દેવસૂરીએ કહ્યું: " સોમનાથનું દેવળ હાલ કાષ્ઠમય છે, અને દરિયાની છોળોથી ખવાઇ ગયું છે તેને બદલે એક યુગ ચાલે એવું નવીન દેવળ બંધાવો. " આ વાત રાજાને પસંદ પડી તેથી તેણે સોમનાથનું દેવળ નવેસર પથ્થરથી બંધાવ્યું. દેવળનો પાયો નંખાવ્યો ત્યારે હેમાચાર્યના બોધથી રાજાએ એક વ્રત લીધું કે દેવળ બંધાવવાનું કામ પૂરૂં થઇ રહે ત્યાં સુધી સ્રીસંગ કરવો નહીં અને મદ્યમાંસ ખાવું નહીં. બે વર્ષે દેવળ તૈયાર થયું એટલે વ્રત ( બાધા ) છોડાવવાની સૂરિને વિનંતિ કરી. સૂરિ બોલ્યા: " મંદીર તો થયું પણ શિવજીની યાત્રા થયે વ્રત મૂકવું જોઇએ. " રાજાએ આ વાત અંગીકાર કરી અને સોમનાથની જાત્રાએ નીકળ્યો. હેમાચાર્ય તેની પહેલાં પગે ચાલીને નીકળ્યો અને શત્રુંજય અને ગિરિનારની જાત્રા કર્યા પછી સોમનાથ આવવાનું રાજાને વચન આપ્યું. રાજા સોમનાથ પહોંચ્યો ત્યારે ગંડ બૃહસ્પતિ નામનો ત્યાંનો સ્થાનિક અધિકારી તેને સામે તેડવા આવ્યો અને દબદબાથી શહેરમાં લઇ ગયો. દેવળનાં પગથીઆં આગળ રાજાએ લાંબા ચઢ નમસ્કાર કર્યો. પછી દેવની પૂજા કરી તથા પોતાના વજન જેટલું નાણું તથા હાથી, સોનું, ચાંદી, મોતી વગેરે દાન આપી અણહિલપુર પાછો ગયો.

કુમારપાળે બંધાવેલા દેવળને મુસલમાન લોકોએ વખતો વખત ઘણું નુકસાન કર્યું; પ્રથમ અલફખાને ઇ. સ. ૧૩૦૦ માં, પછી મુઝફરશાહે ઇ. સ. ૧૩૯૦ માં, પછી મહમદ બેગડાએ ઇ. સ. ૧૪૯૦ માં અને છેવટ મુઝફરશાહ બીજાએ ઇ. સ. ૧૫૩૦ માં, એ પ્રમાણે કુમારપાળના વખત પછી ચાર વખત સોમનાથના દેવળની ભાગફોડ કરવામાં આવેલી છે. મુસલમાનો પાછા

જતા એટલે દેવળની દુરસ્તી કરાવવામા આવતી સૌથી સગ્ર દુરસ્તી જૂનાગઢના ચુડાસમા રાજા ખેગાર ૪ થાના વખતમા (ઇ સ ૧૨૯૭–૧૩૪૩) મા કરવામા આવી હતી અલાઉદીન ખીલજીના વખતમા સોમનાથના દેવળને નુકસાન પહોચ્યા પછી એ રાજાએ દુરસ્તી કરાવ્યાની વાત એ લેખોમા લખેલી છે છેવટ મુજફ્ફરશાહ બીજાના વખતમા એ દેવળને મસીદનુ રૂપ આપવામા આવ્યુ હતુ ત્યારપછી તેમા દેવને લાવવાની તજવીજ કરવામા આવી નથી.

પાટણમા ભદ્રકાળીના દેવળની એક બાજુએ ભીતમા ભાગેલો શીલાલેખ છે તેમા સોમનાથ વિષે જાણવાજોગ વિગત આપેલી છે એ લેખના જમણા ખુણા તરફની લીટીઓ ભાગેલી છે તે શિવાયનો બીજો બધો ભાગ વાચી શકાય એવો સ્પષ્ટ છે તેની ઉપર ઈ સ ૧૧૬૯ (વલભી ૮૫૦) ની સાલ છે. તેમા લખ્યુ છે કે સોમેશ્વરનુ દેવળ પ્રથમ સોમે સોનાનુ બધાવ્યુ હતું, પછી રાવણે રૂપાનુ બધાવ્યુ હતુ, પછી ભીમદેવે પથ્થરનુ બધાવ્યું હતુ, ત્યારપછી કુમારપાળના વખતમા ગડ બૃહસ્પતિની દેખરેખ નીચે તેની દુરસ્તી થઇ હતી ગડ બૃહસ્પતિ વિષે એ લેખમા નીચે પ્રમાણે હેવાલ આપ્યો છે તે કન્યાકુબ્જ અથવા કનોજનો બ્રાહ્મણ હતો, તેની શાખા પશુપત હતી, તે માળવાના રાજાઓનો શિક્ષક હતો અને સિદ્ધરાજ જયસિહનો મિત્ર હતો. તેણે સોમનાથમા બીજા ઘણા દેવળ બધાવ્યા કુમાયુનના ખશ રાજાએ કેદારેશ્વરનુ દેવળ જીર્ણ થઇ પડી જવા દીધુ છે એવી ખબર જાણી કેદારેશ્વરનુ દેવળ પણ તેણે દુરસ્ત કરાવ્યુ કુમારપાળના વખત પછી ગડ બૃહસ્પતિના વશજો સોમનાથના મુખ્ય પુજારી ગણાતા

કુમારપાળે જૈન દેવળો પાછળ પણ ખર્ચ કરેલો છે ખભાતના સાગલ વસહિકાના દેવળમા હેમાચાર્યે દીક્ષા લીધી હતી તે દેવળ તેણે દુરસ્ત કરાવ્યુ, કૌલસ્ત્રીએ તેને કરબો આપ્યો હતો તેની યાદગીરીમા તેણે પાટણમા કરબદ્દ વિહાર નામનુ જૈન દેવળ બધાવ્યુ, જગલમા એક ઉંદરે દરમાથી કાઢેલા રૂપીઆ તેણે લઇ લીધા હતા તેથી ઉંદર માથુ કુટીને મરી ગયો હતો, તે પાપના નિવારણ માટે તેણે પાટણમા મુશકવિહાર નામનુ દેવળ

બંધાવ્યું. હેમાચાર્યની જન્મભૂમિ, ધંધુકામાં ગોલિકાવિહાર નામનું દેવળ બંધાવ્યું. આ શિવાય બીજાં ૧૪૪૪ જૈન દેવળ કુમારે બંધાવ્યાની દંતકથા ચાલે છે.

કુમારપાળ જાતે વિદ્વાન્ નહતો તોપણ તેના મંત્રી વિદ્વાન હતા. અને તે પોતાના દરબારમાં વિદ્વાનોને અને તેમાં ખાસકરીને સંસ્કૃત કવિઓને રાખતો, તેના બે મુખ્ય પંડીત રામચંદ્ર અને ઉદયચંદ્ર જૈન હતા. રામચંદ્ર ઘણો વિદ્વાન્ હતો. તેણે ઘણાં પુસ્તક લખ્યાં હતાં, તેમાં પ્રબંધશત એ મુખ્ય છે. ઉદયન મંત્રીના મરણ પછી કુમારપાળનો મુખ્ય મંત્રી કપર્દી નામનો વિદ્વાન્ અને સંસ્કૃત કવિ થયો હતો. કુમારપાળનો મુખ્ય સલાહકાર અને ગુરૂ હેમચંદ્ર અથવા હેમાચાર્ય તે જમાનામાં સૌથી મોટો વિદ્વાન્ હતો. હેમાચાર્ય સિદ્ધરાજ અને કુમારપાળ એ બંનેના વખતમાં થઇ ગયો તોપણ રાજાનો ગુરૂ અને સલાહકાર તો તે કુમારપાળના વખતમાંજ થયો. શરૂઆતના સોલંકી રાજાઓનો ઇતિહાસ લખાયો છે તે મુખ્યત્વે કરીને હેમાચાર્યને લીધે છે.

હેમાચાર્યનું વૃતાંત. હેમાચાર્યનું વૃતાંત ચમત્કારીઓથી ભરપૂર છે. જાદુમંત્રોની વાતો બાજુએ મૂકતાં, તેના વિષયની બીજી હકીકત નીચે પ્રમાણે છે. ધંધુકા નગરમાં ચાચિગ નામનો મોઢ વાણીઓ રહેતો હતો. તેની સ્ત્રીનું નામ પાહિની હતું. પાહિનીને સંવત ૧૧૪૫ ના કાર્તિક સુદિ ૧૫ ને રોજ પુત્ર પ્રસવ થયો. તે બાળકનું નામ ચાંગદેવ પાડવામાં આવ્યું. દેવચંગ આચાર્ય નામનો એક જૈન સુરિ ( ઇ. સ. ૧૦૭૮–૧૧૭૦; સંવત ૧૧૩૪-૧૨૨૬ ) પાટણથી ધંધુકે મોઢ વસાહિકામાં દેવવંદન કરવા આવ્યો. તે વખતે ચાંગદેવ પાંચ વર્ષનો થયો હતો. તેની માતા સાથે તે પણ મોઢ વાસાહિકમાં આવ્યો. બીજાં છોકરાં સાથે રમતો હતો, એવામાં બાલ્યાવસ્થાના ચપળ સ્વભાવથી તે આચાર્યની ગાદી ઉપર ચઢી બેઠો. તેની આ હિંમત તથા તેનાં અંગ લક્ષણો જોતાં આચાર્યને લાગ્યું કે જો તે દીક્ષા ગ્રહણ કરે તો કલિયુગમાં કૃતયુગ પ્રવર્તાવે એવો થાય. પછી સંઘને એકઠો કરી સાથે લઇ આચાર્ય ચાચિંગને ઘેર ગયા. એ વેળાએ ચાચિંગ ગેડ પરગામ ગએલા હતા પણ તેની સ્ત્રી પાહિની ઘેર હતી. તેણે સંઘેનો

" ભલે પધાર્યા " ઇત્યાદી માનયુકત શબ્દોથી આદર સત્કાર કર્યો. પછી સંઘે ચાગદેવ આપી દેવાનું જણાવ્યું ત્યારે પોતાના ધણીને પૂછ્યા વગર ખુશીની સાથે તેણે ચાગદેવ આચાર્યને આપ્યો. તેને લઇને આચાર્ય કર્ણાવટી આવ્યા અને ઉદયન મંત્રીના છોકરા સાથે તેને કર્ણાવટીમાં રાખ્યો. ચાચિગ પરગામથી ઘેર આવ્યો અને પાહિનીએ પુત્ર આપી દીધાની તેને ખબર પડી ત્યારે તે ઘણો દિલગીર થયો અને પુત્રનું દર્શન કરતાં સુધી આહારનો ત્યાગ કરવાની બાધા લીધી ખોળતો ખોળતો તે કર્ણાવટી આવ્યો અને ક્રોધે ભરાઇ આચાર્યને કહ્યું કે મારો પુત્ર મને પાછો સોંપી દો. તે વખતે ઉદયન મંત્રી ત્યાં હતો તેણે ચાચિગને સમજાવ્યો અને આખરે ચાચિગે પોતાના પુત્રને આચાર્ય પાસે રહેવા દીધો.

વિ. સં. ૧૦૯૭ માં ચાગદેવ આઠ વર્ષનો થયો ત્યારે ચાચિગે મહામહોત્સવ કરી તેને દીક્ષા અપાવી, તે વખતે દેવચંદ્ર ગુરૂએ તેનું નામ સોમદેવ મુનિ પાડ્યું. સોમદેવ મુનિએ ઘણી વિદ્વતા મેળવી તેથી દેવચંદ્રે તેનું નામ હેમચંદ્ર ( સોનાનો ચંદ્ર ) પાડ્યું. ૨૧ વર્ષની ઉમ્મરે હેમચંદ્રે સર્વ શાસ્ત્ર અને સિદ્ધાન્તોમાં પ્રવીણતા મેળવી તેથી વિ. સં. ૧૧૬૦ ( સંવત્ ૧૧૬૬ ) માં તેને આચાર્યપદ અર્પણ કરવામાં આવ્યું. તેની વિદ્વતાથી પ્રસન્ન થઇ સિદ્ધરાજે એક વિદ્વાન તરિકે તેને બહુ માન આપતો. સિદ્ધરાજને જૈન ધર્મ પસંદ નહોતો, અને કોઇ કોઇ વાર તે જૈન ધર્મનું ઉઘાડી રીતે અપમાન કરતો; તોપણુ હેમચંદ્ર પોતાના કળાવિદ્ળ, જ્ઞાન અને ડહાપણથી તેને રાજી રાખતો અને જૈન ધર્મનો વધારો કર્યા કરતો, તેની નમ્રતા અને ભકિત જોઇ રાજાને પાછળથી પસ્તાવા થતા અને તે તેની માફી માગતો. સિદ્ધરાજની સાથે હેમચંદ્ર સોમનાથ પાટણની જાત્રાએ ગયો અને ત્યાં લિંગની પૂજા એવી રીતે યુકિતથી કરી કે જૈનોને પણ ખોટું ન લાગે. સિદ્ધરાજના વખતમાં હેમચંદ્રે પંચાંગી વ્યાકરણ રચ્યું, અને પોતાનું તથા સિદ્ધરાજનું નામ સાથે જોડી તેનું નામ સિદ્ધહૈમ રાખ્યું. એ ગ્રંથમાં રાજાની કંઇ વિગતવાર હકીકત આપી નથી, એવી બ્રાહ્મણોએ ખોડ કાઢી, ત્યારે હેમચંદ્રે દરેક પ્રક-

ત્યુને છેડે એકેક કડી રાજાના વખાણની વધારી સિદ્ધરાજના વખતમાં 'હેમીનામમાલા' અથવા અભિધાનચિંતામણિ અને 'અનેકાર્થ નામમાલા' એ નામના બીજા બે ગ્રંથ તેણે ર્યા દ્વયાશ્રય કાવ્યની શરૂઆત પણ તેણે સિદ્ધરાજના વખતમાં કરી કુમારપાળને હેમચંદ્ર ઘણો ઉપયોગી થયો હતો, તોપણ કુમારપાળના રાજ્યની શરૂઆતમાં કુમારપાળની જૈન ધર્મ ઉપર આસ્થા નહોતી, તેથી હેમચંદ્રને બ્રાહ્મણોની આધીનતામાં રહેવું પડતું એક વખત કુમારપાળે હેમચંદ્રને પૂછ્યું કે કંઇ એવું સુકૃત બતાવો કે જેથી યુધિષ્ઠિર, વિક્રમ અને ભોજની પેઠે મારૂં નામ યુગના અંતસુધી રહે; ત્યારે હેમચંદ્રે તેને કહ્યું કે સોમનાથના દેવળનો ઉદ્ધાર કરો તોપણ હેમચંદ્રે ધીરે ધીરે કુમારપાળનું મન પોતાના ધર્મ તરફ એટલે સુધી બદલી નાખ્યું કે સોમનાથના દેવળનું કામ પૂરૂં થતાસુધીમાં રાજાપાસે તેણે અહિંસાનું વ્રત લેવરાવ્યું આથીકરીને રાજાનો પુરોહિત ક્રોધે ભરાયો અને હેમચંદ્ર ઉપર દ્વેષ રાખવા લાગ્યો તેણે એક વખત રાજાને કહ્યું "મહારાજ હેમાચાર્ય આપને વશ કરવાને માટે આપના મનને ગમતી વાત કહે છે, બાકી એ તો આપણા ધર્મ ઉપર દ્વેષ રાખીનેજ ખુશી થાય છે જો એમ નહીં હોય તો આપના બોલાવ્યાથી સોમેશ્વરને નમસ્કાર કરવા આપની સાથે આવવું જોઇએ પરંતુ આપ કહેશો તોએ એ તો આવવાના નથી ' હેમાચાર્યને પુરોહિતના દ્વેષની ખબર પડી હતી તેથી જ્યારે સોમનાથનું દેવળ પૂરૂં થયું અને રાજાએ સોમેશ્વરની યાત્રામાં હેમાચાર્યને સાથે આવવાનું કહ્યું ત્યારે તેણે તરત તેમ કરવા હા પાડી આથી કરીને પુરોહિત ફીકો પડી ગયો રાજાએ હેમાચાર્યને પાલખી આપવા માંડી, પણ હેમાચાર્યે કહ્યું " અમારે પગે ચાલનારને એનું શું પ્રયોજન ? વિવેકી ગૃહસ્થ પણ તીર્થ યાત્રામાં પગે ચાલે છે તો પછી નિરંતર પગે ચાલનાર યતિનું શું કહેવું, તમે પ્રસ્થાન કરો, હું ધીમે ધીમે શ્રી શત્રુંજય તીર્થની યાત્રા કરી દેવપટ્ટણમાં ભેગો થઇશ " કુમારપાળ દેવપટ્ટન આવી પહોંચ્યો, ત્યારે સૂરિના આગમનની ઇચ્છા રાખી પાંચ પાંચ યોજનમાં તપાસ કરાવ્યો, પણ સૂરિ માલમ પડ્યા નહીં, ત્યારે દ્વેષી બ્રાહ્મણોએ ગપ ઉરાડી કે

સૂરિ તો સમુદ્રમાં પડ્યા; તે સાંભળી રાજાને ચિંતા થઇ, પણ એટલામાં હેમાચાર્ય રાજા પાસે આવી પહોન્ચ્યો, તેથી રાજાને ઘણો આનંદ થયો અને હેમાચાર્યને સાથે લઇ સોમનાથની પૂજા કરવા ગયો. બ્રાહ્મણોએ રાજાને ભભેર્યો કે હેમાચાર્ય જૈન છે તેથી તીર્થંકર શિવાય બીજાને નમસ્કાર કરતા નથી માટે સોમનાથને નમસ્કાર કરશે નહીં પરંતુ હેમાચાર્યે નીચે પ્રમાણે બોલી સોમનાથને નમસ્કાર કર્યા, અને સર્વ ધર્મ સરખા માન આપવા લાયક છે એમ બતાવી આપ્યું " સંસારરૂપી બીજના અંકુરને ઉત્પન્ન કરનાર, રાગાદી જેના ક્ષય પામ્યા છે, એવા બ્રહ્મ હો, વા વિષ્ણુ હો, વા શિવ હો, વા તીર્થંકર હો, તેને મારો નમસ્કાર છે, જે તે સમયે, જે તે પ્રકારે, જે તે નામથી દોષરૂપ મેલ રહિત તું તે એકજ ભગવાન હોય તો તને મારો નમસ્કાર છે " આ પ્રમાણે કુમારપાળ સાથે સોમેશ્વરની જાત્રા કર્યા પછી, હેમાચાર્યની સત્તા રાજા ઉપર વધતી ગઇ તેની શાંત પ્રકૃતિ અને તેના મનનું મોટાપણું જોઇ રાજાની પ્રીતિ તેનાપર વધતી ગઇ હેમાચાર્યને હલકો પાડવા બ્રાહ્મણોએ ઘણી ઘણી તજવીજ કરી, પરંતુ તેમનું કંઇ ફાવ્યું નહીં. હેમાચાર્યના બોધથી રાજાએ પોતાના દેરાસરમાં બ્રાહ્મણના દેવોની મૂર્તિઓ સાથે શાન્તિનાથ તીર્થંકરની મૂર્તિ પણ રાખવા માંડી અને આખરે હેમાચાર્યના ઉપાસરામાં જઈ તથા જૈન સાધુઓને અગણિત દાન આપી રાજાએ ખુલ્લી રીતે જૈન ધર્મ અંગીકાર કર્યો પછી પોતાના દેરાસરમાંથી બ્રાહ્મણોના ધર્મની મૂર્તિઓ તેણે કાઢી નાખી, અને માત્ર જૈન ધર્મની મૂર્તિઓ રાખી આટલે દરજ્જે ગયા પછી, હેમાચાર્યનું અપમાન કરનાર બ્રાહ્મણોને રાજા સજા પણ કરવા લાગ્યો એક દિવસ વામરાશિ નામનો પંડિત હેમાચાર્યની પ્રતિષ્ટા સહન ન થવાથી, તેમના સમક્ષ કવિતાની કડી એવી મતલબની બોલ્યો કે " દાંત ઉપરના ઘણા મેલથી દુર્ગંધ મારતો, નાકની દાંડી ઢાળી ગિણુ ગિણુ કરતો, અને જ્યા ઉભો હોય ત્યાંથી છાક મારે એમ પિમજાનો, મેંકડો લીધો અને જુઓથી વગવળતી કામળ ઓઢી આ હેમડ શેવડો આવ્યો." આ સાંભળી સૂરિએ ઠાવકાઇથી કહ્યું " હે પંડિત, વિશેષ

પહેલા વિશેષણ આવે છે તે તમે શીખેલા જણાતા નથી હવેથી શેવડો હેમડ એવો પ્રયોગ વાપરજો ' પરંતુ સ્તુતિની કરેલી નિંદા સહન ન થવાથી રાજાએ તેનું વર્ષાસન બંધ કર્યું વામરાશિને ભીખ માગી પેટ ભરવું પડયું, તેથી તેના ઉપર દયા લાવી હેમાચાર્ય તેનું વર્ષાસન પાછું ચાલતું કરાવી આપ્યું એજ પ્રમાણે સોમનાથ પાટણમાં કુમારપાળવિહારના બૃહસ્પતિ નામના પૂજારીએ હેમાચાર્ય સૂરીનું અપમાન કરવાથી રાજાએ તેની ઉપર કોપાયમાન થઇ તેને બરતરફ કર્યો પણ પાછળથી હેમાચાર્ય શ્રી તેણે માફી માગી, તેથી હેમાચાર્યે તેને તેની જગો ઉપર બહાલ કરાવ્યો હેમાચાર્યના બોધથી રાજાએ માંસ મદીરાનો ત્યાગ કર્યો એટલુંજ નહીં પણ લોકમાં સાદ પડાવી આજ્ઞા કરી કે કોઇએ જીવહિંસા કરવી નહીં તેણે માછી, શિકારી, પારધી વગેરે લોકોને પોતાનો જીવહિંસાનો ધંધો છોડી બીજા ધંધા કરવાની ફરજ પાડી વળી તેણે અણગળ પાણી વાપરવાની મનાઇ કરી, પોતાના હાથી ઘોડા વગેરેને પાણી ગાળેલું આપવાની ગોઠવણ કરી જીવહિંસાના સંબંધમાં રાજાના વિચાર કેવા સુસ્ત હતા એ બતાવવાને ઘણી વાતો જણાવવામા આવી છે એક વખત રાજાને પગે મંકોડો વળગ્યો તે તેના મેનકો ખસેડવા મંડયા, ત્યારે તેના જીવને અસમાધિ ન થાય એટલા સારૂ રાજાએ પોતાની ચામડી સાથે તેને દૂર કરાવ્યો મારવાડનો એક વાણીઓ જુને મારતા પકડાયો તેથી તેને બેડીઓ પહેરાવી રાજાએ અણહિલપુર મંગાવ્યો અને તેની માલ મિલ્કત જપ્ત કરી તેનું યૂકાવિહાર (જૂનું મંદિર) બંધાવ્યું એક સ્ત્રીએ ક્ષેત્રપાળ નામના દેવને માંસાદિનું બલિદાન આપ્યું હતું, તેથી કુમારપાળના એક સામંતે, રાજાને ખુશી કરવા તે સ્ત્રીને મારી નખાવી હેમાચાર્યના બોધથી કુમારપાળે નિવારગી મિલ્કત સરકારમાં લેવાનું બંધ કરાવ્યું

કુમારપાળના વખતમાં હેમાચાર્યે સંસ્કૃત અને પ્રાકૃત ભાષામાં ઘણા ગ્રંથો લખ્યા અધ્યાત્મોપનિષદ્ અથવા યોગશાસ્ત્ર

હેમાચાર્ય રચેલ ગ્રંથ ગ્રંથ ૧૨૦૦૦ કડીઓનો છે, અને તેના બાર પ્રકરણ કરેલા છે, ત્રિષષ્ઠીશલાકાપુરૂષચરિત્ર અથવા ઉત્સર્પિની અને અવસ-

{પિનીના ત્રેસટ જૈન સાધુઓના જીવનચરિત્રનો ગ્રંથ; પરિશિષ્ટપર્વન્ નામનો ગ્રંથ ૩૫૦૦ કડીઓનો છે, અને તેમાં મહાવીર પછી થયેલા જૈન સ્થવિરનાં ચરિત્ર છે; દ્વયાશ્રય નામનો ગ્રંથ પ્રાકૃતમાં છે, અને વ્યાકરણ અને ઇતિહાસ એ બંને જણાવવાનો તેનો ઉદ્દેશ છે; છંદોનુશાસન નામનો ૬૦૦૦ કડીઓનો ગ્રંથ કાવ્યરચના ઉપર લખેલો છે; લિંગાનુશાસન નામનો ગ્રંથ જાતિ ઉપર લખેલો છે; દેશીનામમાળા નામનો ગ્રંથ સ્થાનિક અને પ્રાન્તિક શબ્દો ઉપર છે; અલંકાર ચૂડામણિ નામનો ગ્રંથ અલંકાર ઉપર લખેલો છે.

હેમાચાર્યનું મરણ.

હેમાચાર્ય ઇ. સ. ૧૧૭૨ (સંવત્ ૧૨૨૯) માં ૮૪ વર્ષની ઉમ્મરે મરણ પામ્યા. તેમના મરણ વિષે અનેક દંતકથાઓ ચાલે છે. કોઇ કહે છે કે શંકરાચાર્યે ઝેર દેવરાવી તેમને મારી નાખ્યા, અને કોઇ કહે છે કે શંકરાચાર્યને અને તેમને વાદ થયેલો તેમાં શંકરાચાર્યે કુમારપાળના મહેલને છેડલે માળથી માયાથી પ્રલય દેખાડી, માયાથી હોડી તેમને બતાવી તેમા પોતે બેસવા ગયા એટલે નીચે પડી છુંદાઇ મુઆ. પણ આ વાતો ઉપર કશો આધાર રાખી શકાય નહીં. રાજાને તેમના મરણથી ઘણું દુઃખ લાગ્યું તેમના દેહને અગ્નિ સંસ્કાર કરવામાં આવ્યો, ત્યારે રાજાએ તેમાની ભસ્મ પવિત્ર છે એમ જણાવી તિલક કરીને નમસ્કાર કર્યા તે જોઇ સામંતોએ પણ તેમનું અનુકરણ કર્યું; અને લોકોએ ભસ્મના અભાવે ત્યાની માટી સુદ્ધાન ખોદીને લઇ જવા માંડી તેથી ત્યાં એક મોટો ખાડો પડ્યો, જે હાલ હેમખાડના નામથી પાટણમા પ્રસિદ્ધ છે.

કુમારપાળનું મરણ.

કુમારપાળ પણ હેમાચાર્ય પછી થોડા વખતમા મરી ગયો. પ્રબંધચિંતામણિ પ્રમાણે તે ગાદીએ બેઠો ત્યારે તેનું વય ૫૦ વર્ષનું હતું. ત્યાર પછી ૩૧ વર્ષ રાજ્ય કરી તે ઇ. સ ૧૧૭૪ (સંવત્ ૧૨૩૦) મા મરણ પામ્યો તે લૂતા રોગથી મરણ પામ્યો એમ કહેવાય છે. કુમારપાળ પ્રબંધમાં બીજી વાત એવી જણાવી છે કે તેના ભત્રિજા અને તેની પછી ગાદીએ બેસનાર અજયપાળે તેને કેદ કરી ઝેર દઇને મારી નાખ્યો. કુમારપાળપ્રબંધ પ્રમાણે કુમારપાળે ૩૦ વર્ષ ૮ માસ અને સત્તાવિસ

દિવસ રાજ્ય કર્યું. કુમારપાળ ગાદીએ બેઠાની તીથિ સંવત ૧૧૯૯ના માગસર સુદિ ૪ લઇએ તો તે વર્ષ કાર્તકથી શરૂ થતું ગણતાં તેનું રાજ્ય પુરૂં થયાની તીથિ સંવત ૧૨૨૮ના ભાદરવા સુદીમાં આવે, પણ જો વર્ષ આષાઢથી શરૂ થતું ગણવામાં આવે તો સંવત ૧૨૩૦ના ભાદરવામાં આવે, કુમારપાળનું રાજ્ય પૂરૂં થયાની સાલ સંવત ૧૨૨૯ ગણવી કે ૧૨૩૦ ગણવી એ શક ભરેલું છે, કારણ કે ભીલ્લાપાસે ઉદયપુરમાં સંવત ૧૨૨૯ના વૈશાખ સુદિ ૩ નો એક લેખ છે તેમાં અણહિલપુરમાં અજયપાળ રાજ્ય કરતો હોવાનું લખેલું છે આ પ્રમાણે કુમારપાળના રાજ્યની છેવટ સંવત ૧૨૨૯ના વૈશાખ પહેલાં એટલે કે ઇ. સ. ૧૧૭૩ માં થયેલી હોવી જોઇએ.

કુમારપાળને છોકરો નહોતો, તેથી તેની પછી તેના ભાઇ મહિપાળનો છોકરો અજયપાળ ગાદીએ બેઠો કુમારપાળની ઇચ્છા પોતાની દીકરીના દીકરા પ્રતાપમલ્લને ગાદી આપવાની હતી પણ કુમારપાળ પ્રબંધ પ્રમાણે અજયપાળે તોફાન મચાવ્યું અને કુમારપાળને ઝેર દઇ મારી નખાવ્યો

અજયપાળ, ઈ. સ. ૧૧૭૪-૧૧૭૭

અજયપાળે ગાદીપર બેસતાંજ જૈન લોકોપર જુલમ કરવા માંડ્યો કુમારપાળે બંધાવેલાં જૈન દેવળો તેણે તોડી નાખવા માંડ્યાં જૈન ગ્રંથકારો તેને ભ્રષ્ટબુદ્ધિનો, પિતૃઘાતક અને નાસ્તિક કરીને વર્ણવે છે અજયપાળે ક્રૂર, ઉન્મત્ત અને દગલબાજ ચાલ ચલાવી છે એમાં કંઇ શક નથી પ્રથમ તો તેણે કુમારપાળના રાજાના માનીતા મંત્રી કપર્દીને પ્રધાનની જગો આપી લાલચમાં નાખ્યો પણ તેણે પોતાનું કામ પૂરેપૂરૂં હાથમાં લીધું નહીં એટલામાં તો તેનાપર એવો અપવાદ મૂક્યો કે એ તો મારી બરોબરી કરવાનો યત્ન કરે છે, એમ કહી તરતજ તેલની કઢાઇ ઉકળાવી તેમાં નાખી તેને મારી નાખ્યો ત્યારપછી રામચંદ્ર કરીને એક જૈન અધિકારી હતો, અને જેણે એકસો ગ્રંથ રચ્યા હતા, તેને લાલચોળ તપાવેલા તાંબાના પતરાપર બેસવાનો હુકમ કર્યો તે બિચારો દુખમાંથી છૂટવા સારૂ પોતાની જીભ કરડી મરી ગયો આમડ ઉર્ફે અમરભટ નામના સામંતપર રાજાનો કોપ થયો,

કારણ કે તે જૈન ધર્મી હતો, અને એ ધડક કહેતો કે " મારો ધર્મ તો જિનરાગ છે ગુરુ હેમાચાર્ય છે અને રાજા તો કુમારપાળ છે " રાજા આથી ચીડાયો અને તે રાજશત્રુ છે એવો તેને શીર અપવાદ મૂકી હજુરમા બોલાવ્યો પણ આ વીર પુરૂષને લડાઈ કર્યા વગર તાબે થવુ યોગ્ય ન લાગ્યુ, તેથી જીનેશ્વરની મૂર્તિની પૂજા કરી તેને પોતાનાં માણસને હથિયાર સજા યા અને તેમને સાથે લઇ રાજમહેલપર હલ્લો કર્યો દેવડીના સીપાઇને મારી તે અદર પેઠો એટલે અજયપાળ સામો થયો પછી લડાઈ થઇ તેમા આબડ મરાયો અને તેના મરણથી નગરના લોક ઘણા દિલગીર થયા

આ જુલમી રાજાનુ રાજ્ય ઘણા વર્ષ ટકયુ નહીં તેણે ત્રણ વર્ષ રાજ્ય કર્યા પછી વિજયદેવ નામના તેના દ્વારપાળે તેના પેટમા કટાર મારી તેનો પ્રાણ લીધો

મૂળરાજ બીજો, ઈ સ. ૧૧૭૭-૧૧૭૯

અજયપાળ પછી તેનો દીકરો મૂળરાજ ઇ સ ૧૧૭૭ મા ગાદીએ બેઠો તે વખતે તેનુ વય ઘણુ નાનુ હોવાથી તેને બાળ મૂળરાજ કહેતા તેણે માત્ર બે વર્ષ રાજ્ય કર્યું તેની મા નાયકી દેવી, પરમરડી રાજાની પુત્રી થતી હતી કીર્તિકૌમુદી અને સુકૃતસકીર્તનના કર્ત્તા જણાવે છે કે બાળપણમા પણ બીજા મૂળરાજે તુરૂષ્ક અથવા મુસલમાન લોકોનુ લશ્કર વિખેરી નાખ્યુ હતુ પ્રબધચિતામણિનો કર્ત્તા મેરુતુગ લખે છે કે બાળ મૂળરાજની માતુશ્રી પોતાના પુત્રને ખોળામા લઇ ગાદરા ગઢ ઉપર જઇ લડાઇ ચલાવતી હતી, ત્યા તેના પુન્ય યોગે કઉતુએ વર્ષાદ થયો તેથી રીતે તેણે એ મ્લેચ્છ રાજાને હરાવ્યો રાસમાળાનો કર્ત્તા જણાવે છે કે મેરૂતુગ જે મ્લેચ્છ વિષે લખે છે તે મુસલમાન હતા, અને તેઓ મહમદ ગઝનીના વખત પછી દોઢ સે કડો વિલાબાદ અણહિલવાડના પ્રાત ઉપર પાછા આવ્યા હતા ફેરીસ્તા લખે છે કે ઇ સ ૧૧૭૮ મા શાહબુદિન મહમદ ગોરી ગીઝનીથી ઉછ અને મૂલતાન ઉપર ચઢી આવ્યો અને ત્યાથી રેતીના મેદાનને રસ્તે ગુજરાત ઉપર ઉતરી આવ્યો બીમદેવ રાજા મુસલમાનોને અટકાવવા

સેના લઇને ગઇરો અને તેઓને હતાશ કરી દીધાવ્યા. આ વેળાએ ભીમે રાજ્ય પોતાને હસ્તગત કર્યું નહોતું, પણ તેની ભાભીની વતી અને તેના રાજ પુત્રનીના એક સુદ્દીર તરીકે રાજ્ય ભાર થઇ રાજ કારભાર ચલાવતો હતો. *

બીજા મૂળરાજ પછી બીજો ભીમ સન ૧૧૭૮ માં ગાદીએ બેઠો.

ભીમ બીજો.
ઇ. સ. ૧૧૭૯-૧૨૪૧

આ ભીમ અજયપાળનો નાનો ભાઇ અર્થાત બાળ મૂળરાજનો કાકો હતો, એમ રાસમાળાનો કર્તા માને છે. પરંતુ ગેઝિટિયરના ઇતિહાસ કર્તાનું ધારવું એવું છે કે ભીમ એ મૂળરાજનો નાનો ભાઇ હતો, કારણ કે કીર્તિકૌમુદીમાં મૂળરાજના મરણ પછી તેનો નાનો ભાઇ ( અનુજન્માસ્ય ) ગાદીએ બેઠો એમ લખેલું છે. તેમજ સુકૃતસંકીર્તનમાં ભીમ મૂળરાજનો ભાઇ ( બાન્ધવપુ ) હોવાનું લખેલું છે. વળી ભીમ ગાદીએ બેઠો ત્યારે સગીર ઉમ્મરનો હતો, એમ કીર્તિકૌમુદીમાં લખેલું છે તે પણ, ભીમ મૂળરાજનો નાનો ભાઇ હોવાની સાથે મળતું આવે છે. ભીમ ઘણું કરીને ઇ. સ. ૧૧૭૮ મા ગાદીએ બેઠો હશે, કારણ કે તબકાત ઇ નાસીરીમાં લખેલું છે કે " સન ૧૧૭૮ ( હીજરી ૫૭૪ ) માં અણહિલવાડનો રાજા ભીમ સગીર ઉમ્મરનો હતો, પણ તેનું લશ્કર ઘણું મોટું હતું અને તેની પાસે ઘણા હાથી હતા. લડાઇમાં મુસલમાનો હાર્યા અને સુલતાનને નાશી જવું પડયું." ઇ. સ. ૧૧૭૯ માં ( સવંત ૧૨૩૫ ) ભીમ ગાદીપર હતો. એ વિષે તો કાંઇ શક રહેતો નથી, કારણ કે એ સાલમાં ભીમ ગાદીપર હતો, એવો એક લેખ ખેરાળુથી મળી આવેલો છે. મેરૂતુંગ કહે છે કે ભીમે ઇ. સ. ૧૧૭૯ ( સંવત ૧૨૩૫ ) થી ત્રેસઠ વર્ષ એટલે ઇ. સ. ૧૨૪૨ (સંવત ૧૨૯૮) સુધી રાજ્ય કર્યું. તે ઇ. સ. ૧૨૪૦ ની સાલ ( સંવત ૧૨૯૬ ના માઘ વદિ ૧૪ ને વાર રવિ ) નો ભીમનો એક તામ્રલેખ મળી આવ્યો છે, તે ઉપરથી મેરૂતુંગની હકીકતને ટેકો મળે છે.

* રાસમાળા પાન ૨૪૯.

ભીમને કેટલાક લોકો ભોળો ભીમ કરીને કહેતા તેના વિષે જૈન ગ્રંથકારોએ કંઈ હકીકત આપી નથી પણ તેની ખોટ ચંદ બારોટના પૃથ્વીરાજરાસાથી તથા મુસલમાન ગ્રંથકારોના ઇતિહાસથી પૂરી પડે છે ચંદ બારોટનું લખાણ ઘણું જ વિગતવાર અને જાણવા જોગ છે, પણ તેમા કોઈ ઠેકાણે દિવસ કે વર્ષ લખેલા ન હોવાથી પ્રથમ કયો બનાવ બન્યો અને પાછળથી કયો બન્યો એ કેટલીક જગોએ નક્કી થઈ શકતું નથી વળી તેમા ગોઠું મચ્યું ઉમેરી વાત રસિક પણ કરેલી છે તેથી ખરૂં શું હશે એ વિષે સંદેહ રહે છે

હિંદુ રાજાઓની અંદર અંદરની લડાઈઓ અને મુસલમાનોનું જોર

ભીમદેવના વખતમા દિલ્લીમા અનંગપાળ નામે રાજા રાજ્ય કરતો હતો તેની ઉપર કનોજના રાઠોડ રાજા વિજયપાળે સ્વારી કરી, તે વખતે સાભરના રાજા આનંદદેવ ચોહાણનો દીકરો સોમેશ્વર રાઠોડની સામે તેની મદદમા આવ્યો હતો આ લડાઈમા તેણે રાઠોડને હરાવી પાછો કાઢયો, તેના બદલામા અનંગપાળે પોતાની બે દીકરીઓમાની એક સોમેશ્વરને પરણાવી. એ કન્યાને પૃથ્વીરાજ નામે પુત્ર થયો અનંગપાળને પુત્ર ન હોવાથી તેણે વૃદ્ધાવસ્થામા પોતાનું રાજ્ય પોતાના દૌહિત્ર પૃથ્વીરાજને સોપ્યું આથી કરીને દિલ્લી અને સાભરના રાજ્ય એક બીજા સાથે જોડાઇ ગયા

આ વખતે હિંદુસ્તાનના રાજાઓને માથે તેઓની મંદી દશાનું કાળચક્ર ફર્યા કરતું હતું, તેથી તેઓ પરસ્પર નજીવા કારણેથી ચોતરફ વેર પાથરી બેઠા હતા પોતાના દેશના અને ધર્મના કટ્ટા શત્રુ મુસલમાન લોકો તેઓને માથે ઝુમી રહ્યા હતા, તેઓને અટકાવ કરવાને સર્વ એકત્ર થવાને બદલે ઉલટા શત્રુઓને એક બીજા સામે તેઓ મદદ કરતા, પણ આખર અમારી પણ એજ દશા થવાની છે એમ કોઈને સુઝતું નહી

અણહિલવાડના સોલંકી રાજા ભોળા ભીમ તથા દિલ્લી અને અજમેરના ચોહાણ રાજા પૃથ્વીરાજ વચ્ચે જુજ કારણથી વેર ઉત્પન્ન થયું, તેથી એ બે રાજ્ય દિનપ્રતિદિન નબળા પડતા ગયા અને તેથી મુસલમાનોનું ફાવી ગયું.

એ વેર ઉત્પન્ન થવાનુ કારણ ઘણુંજ તુચ્છ અને બેગને લગતુ હતુ આબુગઢમા જેતરી નામે પરમાર રાજ્ય કરતો હતો તેને સનખ નામે પુત્ર અને ઇચ્છની નામે ઘણીજ ખુબસુરત કન્યા હતી તે કન્યા અજમેરના પૃથ્વીરાજ વેરે પર ણાવવાની હતી તે કન્યા ની ખુબસુરતી સાભળી ભોળા ભીમે પણ માગુ મોકલ્યુ પણ સલખે કહ્યુ કે જૈનધર્મી ભીમને હુ મારી બહેન નહીં પરણાવુ આ ખબર ભીમે સાભળી ત્યારે તેનુ માથુ ફર્યું અને તેને હાડોહાડ ચઢી ગઇ, પછી તેણે સૈન્ય ભેગુ કરવા ડકો કર્યો, અને કચ્છ અને સોરઠના રાજાઓને પત્ર લખી તેડવ્યા, થોડા રોજમા ગીરનારનો રાજા, સોહાનો ક્મારી, વીરધવળ વાઘેલો, રામ પરમાર, પીરમનો ધણી, રાણીગ ઝાનો સારગદેવ સોઢો અને રાગ ડાભી વગેરે સરદારો મોટી ફોજ લઇ હાજર થયા તેમને લઇ ભીમે આબુગઢ ઉપર ચડાઇ કરી અને તુરત કિલાને ઘેરો ઘાલ્યો ચાલુકા અને પરમારો વચ્ચે ઘણા જોરથી યુદ્ધ થયુ, તેમા આખરે પરમારો હાર્યા અને ચાલુક્યનો જય થયો

પછી ભીમે ચોહાણ ઉપર ચડાઇ કરવાનો વિચાર કર્યો તેની ફોજમા કેટલાક ડાહ્યા પુરુષો હતા, તેમણે તેને સલાહ આપી કે આ વખતે લડાઇની વાત મોકુફ રાખવી, કારણ કે તેમ કરવાથી મુસલમાનોનુ જોર વધી જશે ચોહાણ રાજા સાથે એક મતથી થાવી મુસલમાનોને હાંકી કાઢવાનો આ વખત છે અને તેમાજ આપણુ ભુલુ છે પણ ભીમ ભોળો હતો તેથી અમરસેવડે નામના એક જૈન સાધુની સલાહ આગળ આ ડાહ્યા માણસોની સલાહ ચાલી નહીં અમરસેવડે એમ સમજાવ્યુ કે રજપુતનો દીકરો અપમાન સહન કરે એ તેને ધિક્કાર ભરેલુ થઈ પડે રજપૂતોએ હરેક જોખમે અપમાનનુ વેર લેવુ જોઇએ, માટે પ્રથમ તો પરમાર અને ચોહાણ ઉપર જવું જોઇએ અને તેમને હરાવી કન્યા લઇ, પછી મુસલમાનો ઉપર જવુ

મુસલમાનો તાકીનેજ બેઠા હતા જેવી ગુજરાતની ફોજ અજમેર ઉપર આવી, તેવાજ તેઓ પણ આવી અજમેરની પડોશમા પાચા તેથી જેમ ઢોલને બે બાજુથી થપાટ વાગે, તેમ ગોરી અને ગુર્જ્જર વચ્ચે ચોહાણોની દશા થઇ ચોહાણો તરફથી ચદ બારોટે રાતે એકાએક ગુજરાતની ફોજપર છાપો

માર્યો, તેથી ગુજરાતની ફોજના લોક ઘણા ગભરાયા, અને આખી ફોજમાં ગડબડાટ થઇ રહી. ભીમ લઢાઇના મેદાનમાં ગયો પણ અંતે તેને પાછા હઠવું પડ્યું; ચોહાણો આ પ્રમાણે ચાલુક્યને હરાવ્યા પછી મુસલમાન સામે ગયા અને તેઓને પણ હરાવી હાંકી કાઢ્યા. ભીમને ચોહાણોએ હરાવ્યો તેથી તે ચિઢાઇ રહ્યો હતો, એવામાં વળી વેર વધવાનું એક બીજું કારણ બની આવ્યું ભીમના કેટલાક પિત્રાઇ કંઇ તકરાર પડવાથી ભીમ ઉપર બારવટે નીકળ્યા હતા, અને સોરઠમાં લૂટફાટ કરતા હતા. ચોહાણોની જીત થયાની વાત સાંભળી તેઓ અજમેરમાં ચોહાણોને આશરે જઇ રહ્યા. ત્યાં તેમનામાંના એક જણે મુછે તાર નાખ્યો તેથી આપણું અપમાન થયું એમ સમજી એક ચોહાણે તેનો હાથ કાપી નાખ્યો. આ જોઇ તેના ભાઇઓને ક્રોધ ચઢ્યો અને તુરત લઢવાને તૈયાર થયા. તેમાં તે બધા તથા બીજા ઘણા મરણ પામ્યા. જ્યારે આ વાતની ભીમને ખબર પડી ત્યારે તે ઘણો ક્રોધે ભરાયો, અને એ બાબતનું ચોહાણો ઉપર વેર લેવાને ચઢાઇ કરવાનો તેણે ઠરાવ કર્યો. જ્યારે સોમેશ્વર ચોહાણને આ ખબર મળી ત્યારે તે પણ તૈયાર થયો. પૃથ્વીરાજને થોડા સૈન્ય-સાથે દિલ્લીમાં રાખી બાકીનું સૈન્ય લઇ તે ભીમ સામે નીકળ્યો. લઢાઇમાં સોમેશ્વર મરાયો અને ચાલુક્યોનો જય થયો. જ્યારે પૃથ્વીરાજે આ ખબર સાંભળી ત્યારે તે પોતાના બાપને માર્યાનું વેર લેવાનો વિચાર કરવા લાગ્યો. બળતામાં ઘી હોમવાની પેઠે પરમાર લોકો પણ તેને ઉશ્કેરવા લાગ્યા અને કહેવા લાગ્યા કે ભીમે સોમેશ્વરને માર્યો તેમ ભીમને તું માર અને ગુજરાત ઉજડ કરે ત્યારે ખરો ક્ષત્રિ કહેવાય. આથી પૃથ્વીરાજને વધારે જોસ ચઢ્યો અને સૈન્ય ભેગું કરી તે ગુજરાત ઉપર ચાલ્યો. ભીમને ખબર મળી કે ચોહાણો મોટી ફોજ લઇ આવે છે, ત્યારે તેણે પણ બધા સામંતોને ભેગા કરી લઢાઇની તૈયારી કરી. જેવું ચોહાણનુ લશ્કર ગુજરાતમાં પેઠું કે લોકો નાસ-ભાગ કરવા લાગ્યા. શત્રુની રાજધાની થોડે દૂર રહી એટલે પૃથ્વીરાજે દીવો, નીસરણી, જાળ, કોદાળી, અંકુશ અને બીજું આપી ચંદ બારોટને ભીમ પાસે મોકલ્યો. ચંદે જઇ ખબર કરી કે સાંભરનો રાજા આવે છે. ભીમે કહ્યું, "ઠીક

પણ તમે આ વિચિત્ર ચીજો શું લાવ્યા છો ? " ચંદે કહ્યું પૃથ્વીરાજનો હુકમ છે કે જો તમે અંધારામાં છુપાઇ જાઓ તો દીવો લઇ શોધવા; આકાશમાં ભાગો તો સીડીવતી ચડી પકડવા; સમુદ્રમાં જાઓ તો જાળ નાખી ઝાલવા અને પૃથ્વીમાં પેસો તો કોદાળીથી ખોદી કાઢવા; અંકુશથી તમને તાબે કરવાના છે, અને ત્રીશુળથી મારવાના છે." ભીમે કહ્યું: "જા તારા રાજાને કહે કે હું તેનાથી ડરતો નથી." પછી બન્નેનાં સૈન્ય વચ્ચે યુદ્ધ શરૂ થયું તેમાં પૃથ્વીરાજની જીત થઇ અને ભીમ મરાયો એમ ચંદ બારોટ લખે છે; પણ ભીમ મરાયો હોય એમ લાગતું નથી, કારણ કે પછવાડેના વખતમાં મુસલમાનો સામેની લડાઇમાં તે હતો, તેમજ તામ્રલેખો ઉપરથી પણ તે હયાત હોવાનું જણાય છે.

આ વખત પહેલાં શાહબુદીન મહમદ ગોરી નામના શખસે ઇસલખાજીથી લાહોર લઇ ઘઝનીના વંશના છેલ્લા રાજા સુલતાન ખુશરૂ મલેકને પકડી ઘુરીસ્થાનમાં મોકલી મરાવી નાંખ્યાથી ઘઝનીની સત્તા તેના હાથમાં આવી હતી; ઘઝનીના મુસલમાનોનું જોર હીંદુઓનાં જાણવામાં હતું; પણ આ વખતે માંહોમાંહેના કુસંપને લીધે તેમનો કોઇ અટકાવ કરી શક્યું નહીં, અને મુસલમાનોનું સહેજમાં ફાવી ગયું. તેઓએ પ્રથમ દીલ્લી, અજમેર, કનોજ વગેરે તાબે કર્યાં અને છેવટ ગુજરાતનો પણ વારો આવ્યો.

ઇ. સ. ૧૧૯૧ માં મુસલમાનોએ પહેલો હલ્લો પૃથ્વીરાજ ઉપર કર્યો, કરનાલ અને થાનેશ્વર વચ્ચે તરવાડી પાસે લડાઇ થઇ, તેમાં પૃથ્વીરાજના દિલ્લીના અમલદાર ચામુંડરાજે મુસલમાનોને હરાવી હાંકી કાઢયા; પણ બે વર્ષ પછી એટલે ઇ. સ. ૧૧૯૩ માં મુસલમાનો ફરીને આવ્યા, તેમાં પૃથ્વીરાજની હાર થઇ, અને તે શત્રુઓના હાથમાં કેદ પકડાયો; તેને શાહાબુદીને મરાવી નાખ્યો; પછી શાહાબુદીન ગોરી અજમેર ગયો અને ત્યાં પણ કુર રીતે ઘણા હિંદુઓને મારી નાખ્યા; પછી તે દેશ લુંટતો લુંટતો ઘર તરફ ચાલ્યો. એ વખતે હિંદુસ્તાનનું રાજ્ય તેણે પોતાના તરફથી મલેક કુતબુદીન

એ નામના એક સરદારને સોંપ્યું હતું. તેણે થોડા વખતમાં મીરત તથા ગોં મિનીપૂર વગેરે જગાઓ તાબે કરી.

ઇ. સ. ૧૧૯૪ માં શાહાબુદીન મહમદ ગોરી ફરીથી આવ્યો, અને જમના કાંઠે કનોજ તથા બનારસ શહેર લઇ ત્યાંની મૂર્ત્તિઓ ભાગી નાખી હિંદુ ધર્મ ઉપર ઘણો જુલમ કર્યો કનોજ પછી ગુજરાતનો વારો આવ્યો. ઇ. સ. ૧૧૯૪ માં કુતબુદીન અણુહિલવાડ પાટણ ઉપર ફોજ લઇને આવ્યો, તે વખતે કિલ્લાની પાસે ભીમનો સરદાર જીવણરાય લશ્કર લઇ પડયો હતો; તેણે કુતબુદીન સાથે લડાઇ કરી તેમાં તે મરણ પામ્યો અને તેનું લશ્કર વિખેરાઇ ગયું. આ ખબર સાંભળી ભીમ રાજ્ય મૂકી નાશી ગયો. કુતબુદીન પાટણ જીતી લુંટફાટ કરતો હતો એવામા તેને દીલ્હી જવાનો ઘઝનીથી હુકમ આવ્યો.

ઇ. સ. ૧૧૯૬ માં કુતબુદીનને ખબર મળી કે નાગોરનો રાજા તથા બીજા હિંદુ રાજાઓ અને મ્હેર લોકો પાટણના રાજાને મળી મુસલમાનો પાસેથી પાટણ લેવાનો વિચાર કરે છે. કુતબુદીનની ફોજ આ વખતે પ્રગણાંમાં પથરાઇ ગઇ હતી તોપણ દીલ્લીમાં હમેશ રહેનારી જેટલી ફોજ હતી તેટલી લઇને તે સામો ગયો. આ વખતે લડાઇ થઇ તેમાં કુતબુદીન હાર્યો અને ઘાયલ થયો તેથી પાલખીમાં બેસી અજમેર પાછો આવ્યો. આથી મ્હેર લોકોને વધારે હિંમત આવી. તેઓએ ગુજરાતની સેનાને મળી અજમેર પાસે જઇ પડાવ કર્યો, પણ થોડા વખતમા કુતબુદીનની મદદે બીજી ફોજ આવી પહોચી, તેથી હિંદુઓ ઘેરો ઉઠાવી ચાલતા થયા. પછી કુતબુદીન વાપી તથા નાદોલના કિલ્લા તાબે કરી પાટણ આવ્યો. તેટલામાં ખબર આવી કે ધાવીનગ્ર* અને ધારાબરજ પાટણના રાજા સાથે છાવણી કરી સીરોહી

---

* ધારાવર્ષ અને પ્રલ્હાદનદેવ એ બે યશોધવળ નામના પરમાર રાજાના દિકરા ચંદ્રાવતી અને આબુના રાજા હતા, તેઓ અણહિલવાડના રાજાના તાબેદાર મંડળીક જેવા હતા.

અંતમાં આબુગઢ પાસે પડયા છે અને ગુજરાતમાં પેસવાના રસ્તાનું રક્ષણ કરે છે. તે સાંભળી કુતબુદીન રસ્તાની મુશ્કેલી છતાં ત્યાં ગયો અને તેઓની ઉપર હલ્લો કરી તેમને હરાવ્યા. મુસલમાનોને આ વખતે મોટી લૂંટ મળી, તે લઇ તેઓ ગુજરાતમાં પાછા આવ્યા અને વગર હરકતે દેશ લુંટી ઉજ્જડ કર્યો. આખરે પાટણમાં પોતાનું થાણું બેસાડી કુતબુદિન અજમેર થઇ દિલ્હી પાછો ગયો. પરંતુ આ થાણું થોડા વખતમાં ઉઠાડી મૂકયું હશે, અથવા કાઢી મૂકયું હશે, કારણ તે રહ્યું હોય એમ બીજે કોઇ ઠેકાણે લખેલું જણાતું નથી. તેમજ તેરમા સૈકડાની આખરે અલ્લાઉદીન ખીલજીએ ગુજરાત જીતી લીધું, તે પહેલાં ગુજરાત મુસલમાનોને સ્વાધીન રહેલું હોવાનું જણાતું નથી.

મુસલમાનો આવી ગયા પછી ભીમના વખતમાં શા શા બનાવ બન્યા એ જાણવાને પૂરતાં સાધન નથી. એ રાજાના રાજ્ય સંબંધી ગુજરાતી ઇતિહાસ લખનારાઓએ ઘણું થોડું લખેલું છે. તેઓએ ભીમને પડતો મૂકી વાઘેલ વંશનો ઇતિહાસ આપ્યો છે. કીર્ત્તિકૌમુદીનો કર્ત્તા જણાવે છે કે આ જુવાન રાજાનું રાજ્ય તેના સબળા મંત્રીઓ અને સામંતોએ પોતપોતામાં વહેંચી લીધું. સુકૃતસંકીર્તનનો કર્ત્તા જણાવે છે કે સામંતોએ બળજોરીથી રાજ્ય દબાવી પાડવા માંડયુ તેથી ભીમને ઘણી ચીંતા થવા લાગી. આ ઉપરથી એમ લાગે છે કે સરદારો અને સામંતો ભીમની નબળાઇનો અને ભોળપણનો લાભ લઇ પ્રગણાં બથાવી પડયા હશે અને તે પાછાં લેવા જેટલી સત્તા ભીમમાં નહીં રહી હોય. હસ્તલિખિત ગ્રંથો અને તામ્રલેખો ઉપરથી જણાય છે કે ભીમ સંવત્ ૧૨૪૭, ૧૨૫૧, ૧૨૬૧, ૧૨૬૩ અને ૧૨૬૪ માં અણહિલવાડનો રાજા હતો; વળી સંવત્ ૧૨૮૩, ૧૨૮૮, ૧૨૯૫, અને ૧૨૯૬ નાં તામ્રલેખ મળ્યાં છે, તે ઉપરથી પણ અણહિલવાડની ગાદીએ ભીમરાજા હોવાનું જણાય છે. ભીમ ઘણાં વર્ષ સુધી અણહિલવાડનો રાજા કહેવાતો હતો, તોપણ કીર્તિકૌમુદી અને સુકૃતસંકીર્તનમાં જણાવેલી હકીકત ઉપરથી એમ લાગે છે કે તેના હાથમાં કંઇ સત્તા રહી નહીં હોય, પણ તેના સામંતો સ્વતંત્ર રીતે રાજ્ય સત્તા ભોગવતા હશે. ઇ. સ. ૧૨૨૪ ( સંવત્ ૧૨૮૦ ) ના એક

શીલા લેખ ઉપરથી જણાય છે કે જયન્તસિંહ નામનો એક ચાલુક્ય સામંત અણહિલવાડમાં સર્વોપરી થઇ પડયો હતો. કદાચ આ જયન્તસિંહના વિરૂદ્ધ ભીમને મદદ કરવાથી વાઘેલા મોખરે આવ્યા હશે. સુકૃતસંકીર્તન પ્રમાણે કુમારપાળે પોતાના પૌત્ર ભીમને દેખા દીધી અને તેને ફરમાવ્યું કે ભીમપલ્લીના રાજા ધવળના પુત્ર અર્ણોરાજના પુત્ર લવણપ્રસાદના પુત્ર વીરધવળને તારી પછી ગાદીએ બેસવાને યુવરાજ ઠરાવ. બીજે દીવસે જ્યારે લવણપ્રસાદ અને વીરધવળ દરબારમાં આવ્યા ત્યારે ભીમે સામંતોના સમક્ષ લવણપ્રસાદને કહ્યું: " તમારા પિતા અર્ણોરાજે મને ગાદીએ બેસાડયો છે માટે તમારે મારી મદદમાં રહેવું જોઇએ; તેના બદલામાં હું તમારા પુત્ર વીરધવળને મારો યુવરાજ બનાવીશ." કીર્તિકૌમુદીનો કર્ત્તા જણાવે છે કે ધવળના પુત્ર અર્ણોરાજે ભીમની સામે ચાલતી ખટપટમાં ભીમનો પક્ષ લઇ રાજ્યના દુશ્મનોને દૂર કર્યા પણ તેમાં તેણે પોતાનો પ્રાણ ખોયો. પછી એ ગ્રંથનો કર્ત્તા લવણપ્રસાદ અને વીરધવળમો રાજા તરીકે ઇતિહાસ આપે છે; પણ તેઓને રાજ્યપદ શી રીતે પ્રાપ્ત થયું એ વિષે તે કંઇ જણાવતો નથી, તેથી એમ લાગે છે કે જો કે ઇ. સ ૧૨૪૨ ( સંવત્ ૧૨૯૮ ) સુધી ભીમ નામનો રાજા હતો તોપણ તેની પાસેથી રાજસત્તા તેઓ બથાવી પડયા હશે.

ભીમની રાણીનું નામ લીલાદેવી હતું. એ સમરસિંહ નામના ચોહાણ સરદારની કુંવરી હતી.

ચૌલુક્ય અથવા સોલંકી વંશનું ઝાડ:—

મૂળરાજ ૧ લો.
(ઇ. ૯૬૧–૯૯૬ ).
|
ચામુંડ.
( ઇ. સ. ૯૯૭–૧૦૧૦ ).
|


વલ્લભરાજ.
દુર્લભરાજ.
( ઈ. સ. ૧૦૧૦–૧૦૨૨ ).
નાગરાજ.
ભીમ ૧ લો.
( ઈ. સ. ૧૦૨૨–૧૦૬૪ ).
ક્ષેમરાજ.
કર્ણદેવ.
( ઇ. સ. ૧૦૬૪–૧૦૯૪ ).
હરીપાળ.
સિદ્ધરાજ.
ત્રિભુવનપાળ.
( ઇ. સ. ૧૦૯૪–૧૧૪૩ ).
મહીપાળ.
કીર્ત્તિપાળ.
કુમારપાળ.
( ઈ. સ. ૧૧૪૩–૧૧૭૪ ).
અજયપાળ.
( ઇ. સ. ૧૧૭૪–૧૧૭૭ ).
મૂળરાજ બીજો.
ભીમ બીજો.
( ઇ. સ. ૧૧૭૭–૧૧૭૯ ).
( ઇ. સ. ૧૧૭૯–૧૨૪૨ ).

# પ્રકરણ ૧૫ મું.

## વાઘેલ વંશ.

( ઈ સ ૧૨૧૯–૧૩૦૪ )

જ્યારે ભોળો ભીમ ઉત્તર તરફ પોતાની સત્તા જાળવી રાખવાનો પ્રયત્ન કરતો હતો, ત્યારે દક્ષિણ તરફ સાબરમતી અને નર્મદા વચ્ચેનો પ્રદેશ તેમજ નૈરૃત્ય તરફના ધોળકા અને ધંધુકા પ્રગણા વાઘેલ વંશ નામની એક નવી શાખાના હાથમા ગયા કુમારપાળની માસીના છોકરા અર્ણોરાજથી વાઘેલ વંશ ઉત્પન્ન થયો હતો અર્ણોરાજે કુમારપાળની સેવા બજાવી હતી તેના બદલામા કુમારપાળે તેને વ્યાઘ્રપલ્લી અથવા વાઘેલ નામનુ ગામ ઇનામ આપ્યુ હતુ એ ગામ અણહિલપુરથી દસ માઇલ છેટે હતુ આ ગામના નામ ઉપરથી અર્ણોરાજનો વંશ, વાઘેલ કહેવાયો હતો ભોળાભીમના વખતમા સામંતો રાજ્ય બથાવી પડતા હતા તેમની સામે અર્ણોરાજે પોતાના મરણ પર્યંત પ્રયત્ન કર્યા હતો

અર્ણોરાજ
ઈ સ ૧૧૭૦–૧૨૦૦.

અર્ણોરાજનો પુત્ર લવણપ્રસાદ ભોળાભીમ ( ઇ સ ૧૧૭૯–૧૨૪૨ ) નો પ્રધાન હતો તેને તાબે વાઘેલ ઉપરાંત ધવલગઢ ( ધોળકા ) પણ હતુ આ વખતનો મુખ્ય ઐતિહાસિક ગ્રંથ કીર્તિકૌમુદી છે તેમા જણાવ્યુ છે કે ' લવણપ્રસાદ બહાદુર લડવૈયો હતો, અને નદુના ( મારવાડમાં હાલનુ નાદોલ ) ના સરદારને તેણે કતલ કર્યો હતો તેના રાજ્યમા એવો બંદોબસ્ત હતો કે દુશ્મનોની કીર્તિ લૂંટી લેનાર તેના શિવાય બીજો કોઇ લૂંટારો તેના રાજ્યમા નહોતો, માળવાના રાજાએ ગુજરાત ઉપર ચઢાઇ કરી પણ લવણ

લવણપ્રસાદ, ઈ સ
૧૨૦૦–૧૨૩૩

પ્રસાદનું બળ જોઇ પાછો જતો રહ્યો. જ્યારે તેને સામો આવેલો જોયો ત્યારે દક્ષિણના રાજાએ પણ લડાઇનો વિચાર માંડી વાળ્યો. " માળવાના જે રાજા વિષે કીર્તિકૌમુદીમાં લખ્યું છે તે સોહડ અથવા સુભટવર્મા હતો; દક્ષિણનો રાજા દેવગિરિ યાદવ સિંઘણ, બીજો ( ઇ. સ. ૧૨૦૯–૧૨૪૭ ) હતો.

લવણપ્રસાદ, મદનરાજ્ઞી વેરે પરણ્યો હતો અને તેને તેનાથી વીરધવળ નામે પુત્ર હતો. મેરૂતુંગ લખે છે કે મદનરાજ્ઞી પોતાના પુત્ર વીરધવળને લઇને પોતાના ધણીનું ઘર છોડી તેની મરણ પામેલી બ્હેનના વર દેવરાજ પટકીલને ઘેર જઇ રહી હતી; પણ વીરધવળ જ્યારે પાકી ઉમ્મરનો થયો ત્યારે પોતાના બાપને ઘેર પાછો આવ્યો. વીરધવળ ઘણો બહાદુર હતો. તે વીર વાઘેલો કહેવાતો. લડાઇઓમાં વીરધવળ એવી બહાદુરી બતાવવા લાગ્યો કે તેના બાપે પોતાની હૈયાતીમાંજ તેને રાજ્યકારભાર સોંપ્યો. લવણપ્રસાદ ઉઘાડી રીતે ભીમની સામે પડે તો લોકોમાં તેની નિંદા થાય એટલા માટે તેણે જણાવ્યું કે " મને સ્વપ્ન આવ્યું હતું તેમાં મેં અણહિલવાડનાં દેવળોમાં અંધારૂં જોયું, અણહિલવાડનો કિલ્લો તુટેલો જોયો, અને અણહિલવાડની શેરીઓમાં શીયાળવાં ફરતાં જોયાં. અણહિલવાડનું નસીબ મારી પાસે રડતું આવ્યું અને મને કહેવા લાગ્યું કે મારી વારે ધા. " લવણપ્રસાદ કદાચ હથીઆર લઈને ભીમની સામે થયો હશે, તોપણ ભીમના નામથીજ રાજ્ય ચલાવવાની તેણે સાવધગીરી વાપરી હતી. લવણપ્રસાદે રાજ્ય છોડી દીધા પછી જ્યારે વીરધવળને સત્તા મળી, ત્યારે વીરધવળના કારભારી વસ્તુપાળે આગ્રહ કર્યો તોપણ વીરધવળે રાજાનું નામ ધારણ કરવા ના પાડી. વીરધવળનો પુત્ર વીસલદેવ ગાદીએ બેઠો ત્યાં સુધી વાઘેલા માત્ર રાણક ( રાણા ) કહેવાતા.

લવણપ્રસાદના વખતમાં દક્ષિણ તરફથી દેવગિરિ યાદવ સિંઘણ અથવા સિંહણે અને ઉત્તર તરફથી ચાર મારવાડના મંડલેશ્વરોએ ચઢાઇ કરી હતી. લવણપ્રસાદ અને તેનો પુત્ર વીરધવળ બંને સાથે સૈન્ય લઇ સિંઘણ સામે દક્ષિણ તરફ ગયા અને ભરૂચ આગળ સિંઘણને મળ્યા.

અરૂય ગયા પછી વાઘેલાને માથે એક બીજુ સંકટ આવી પડયુ તે એ કે ગોધ્રાનો મડળિક રાજા તેમનો પક્ષ છોડી સિઘણને મળી ગયો; તોપણ લવણપ્રસાદ આગળ ધસ્યો, તેણે સિઘણ ઉપર હલ્લો કર્યો, અને તેને એવો સજ્જડ હરાવ્યો કે લવણપ્રસાદને તરતજ ઉત્તર તરફ જવુ પડયુ, તોપણ સિઘણ પાછો આવી શક્યો નહીં સિઘણ પાછો ન આવ્યો તે વિષે સોમેશ્વર એટલુજ કારણ જણાવે છે કે "સિહ ન હોય તોપણ હરણ સિહના રસ્તામા આવતુ નથી" પરતુ તેનુ ખરૂ કારણ તહનામાના નમુનાનો એક હસ્ત લિખિત ગ્રથ મળી આવ્યો છે તે ઉપરથી જણાય છે આ ગ્રથમા સવત્ ૧૨૮૮ (ઇ સ ૧૨૩૨) ની સાલ લખેલી છે તે ઉપરથી એમ જણાય છે કે એ સાલમા એ ગ્રથ લખેલો હશે સવત્ ૧૨૮૮ (ઇ સ ૧૨૩૨) મા સિઘણ અને લવણપ્રસાદ વચ્ચે થએલા તહનામાની સરતો આ ગ્રથમા આપેલી છે તે ઉપરથી જણાયછે કે લવણપ્રસાદ અને વીરધવળ સિઘણને તાબે થયા અને તેની સાથે સલાહ કરી તેથી સિઘણ પાછો આવ્યો નહીં આ ગ્રથનો ઉદ્દેશ તહનામાના નમુના બતાવવાનો છે પરતુ એમા આપેલા નમુના પ્રમાણે લવણપ્રસાદ અને સિઘણ વચ્ચે તહનામુ થયુ હશે તેથી તેમના નામ તેવા વાપર્યા હશે એમ લાગે છે આ ગ્રથમા સિઘણને મહારાજાધિરાજ કહ્યો છે અને લવણપ્રસાદને રાણો અને મહામડળેશ્વર કહ્યો છે તહનામુ કૃતેહ મળ્યાની જગોએ થયેલુ હતુ અને તેની મીતિ સવત્ ૧૨૮૮ (ઇ સ ૧૨૩૨) ના વૈશાખ સુદિ ૧૫ ને સોમવાર છે તહનામાની શરતો એવી છે કે, પહેલાની પેઠે દરેક પક્ષે પોતાનો પ્રદેશ રાખવો, એક બીજાના પ્રદેશ ઉપર ચઢાઈ કરવી નહીં, જો કોઈ દુશ્મન બેમાથી કોઇની ઉપર ચઢી આવે તો બીજાએ મદદ કરવી, જો દુશ્મનનો સેનાપતિ આવ્યો હોય તો તેની સામે બનેનુ લશ્કર મોકલવુ, એક જણનો સરદાર નાશીને બીજાના રાજમા જાય તો તે બીજાએ તેને આશ્રય આપવા નહીં અને તેની પાસે જે માલમત્તા હોય તે જપ્ત કરી પાછી મોકલી દેવી મારવાડના રાજાઓ સામે લઢવામા લવણપ્રસાદને ફતેહ મળી, તેમને તેણે પાછા કાઢી મૂકયા પછી શખ નામનો

એક જણ જેને સિંધના રાજાનો છોકરો કહેવામાં આવ્યો છે પણ જે ખરૂં જોતાં ભરૂચ પાસેનો કોઇ ઠાકોર હતો તેણે ખંભાત ઉપર પોતાનો દાવો બતાવ્યો અને લવણપ્રસાદના હાકેમ વસ્તુપાળને એવી લાલચ આપી કે મને રાજા નીમો, તો હું તમને અર્હીના હાકેમ તરીકે કાયમ રાખીશ. વસ્તુપાળે તેનું કહ્યું ધિક્કારી કાઢયું અને તેને પાછો હાંકી કાઢયો. આ ફતેહથી ખંભાતના લોક ખુશી થયા અને વસ્તુપાળનો વરઘોડો કાઢી શહેર બહાર એકલવીરા નામની માતાએ જઇ ઓચ્છવ કર્યો. આ સંબંધમાં રાસમાળામાં નીચે પ્રમાણે હકીકત જણાવી છેઃ—કોઇ "સૈયદ" નામે વેપારી જે સો વસા મુસલમાન હશે, તેને વસ્તુપાળ સાથે ખંભાતમાં કજીઓ થયો, ત્યારે તેણે પ્રધાનનાથી પોતાનું રક્ષણ કરવાને ભરૂચમાગી શંખ નામે સરદારને બોલાવ્યો. વસ્તુપાળે પોતાની ભણી આશ્રય આરૂ લુણપાળ નામે ગોલો હતો તેને બોલાવ્યો. તેણે શંખ ઉપર હલ્લો કરી તેને માર્યો, પણ પોતે લઢાઇમાં ઘાયલ થયો અને થોડા દિવસ પછી મરણ પામ્યો. જ્યાં જે જગોએ તે મરણ પામ્યો તે જગોએ વસ્તુપાળે 'લુણપાળ પતિ' નું દેવળ બાંધ્યું.

તહનામાના નમુનામાં લવણપ્રસાદે નામનાથને એક ગામ દાનઆપ્યાના તામ્રપટનો ઉતારો છે, તેમાં લવણપ્રસાદને મંડળેશ્વર તરીકે જણાવ્યો છે, અને દાન કર્યું ત્યારે બીજો ભીમ રાજા હતો અને ભાભુય તેનો પ્રધાન હતો એમ પણ જણાવ્યું છે. જો કે ઇ. સ. ૧૨૩૨ ( સંવત્ ૧૨૮૮ ) માં બીજો ભીમ ગાદીએ હતો તોપણ લવણપ્રસાદની સત્તા એટલી બધી હતી કે ખરા રાજ્ય કરનારની પેઠે તે ગામો દાનમા આપી શકતો અને સંધિ, લઢાઇ વગેરે પોતાની મેળે કરી શકતો. આ બીના બન્યા પછી લવણપ્રસાદે રાજ્યકારભાર પોતાના પુત્ર વીરધવળને સોંપેલો હોવાનું જણાય છે.

વીરધવળ, ઈ. સ. ૧૨૩૩–૧૨૩૮.

રાજ્યકારભાર મળ્યા પછી વીરધવળે પોતાના કારભારી તેજપાળને સાથે લઇ પોતાના સાળા સાંગણ અને ચામુંડ જૂનાગઢ પાસે વામનસ્થળી (વંથળી) માં રાજ્ય કરતા હતા તેમની ઉપર ચઢાઇ કરી. સાંગણ

અને ચામુંડને તેમની બહેને ઘણુંએ સમજાવ્યું કે મારો પતિ મહા પ્રતાપી છે અને ગુજરાતનાં ગામે ગામ અને નગરે નગર દંડતો આવે છે માટે તેને ધન અને ઘોડા આપી પ્રસન્ન કરો. પરંતુ તેમણે માન્યું નહીં અને ખંડણી આપવા ના પાડી તેથી આ ચઢાઇ કરવામાં આવી હતી. સાંગણ અને ચામુંડ ઘણી બહાદુરીથી લડયા પણ અંતે તેઓ મરાયા અને વીરધવળની ફોજ જય જય કરતી વામનસ્થળીમાં દાખલ થઇ. વીરધવળે સાળાઓનું સંચેલું દ્રવ્ય લૂંટી ત્યાં પોતાના સરદારો તથા યોદ્ધાઓને જાગીરો આપી, અને સાળાઓના છોકરાઓને ખંડણી ભરવાની શરતે ગાદી ઉપર બેસાડ્યા.

પછી કચ્છમાં આવેલા ભદ્રેશ્વરના રાજા ઉપર વીરધવળે હલ્લો કર્યો, પણ તેમાં તેને ફતેહ મળી નહીં તેથી દુશ્મને કહી તેવી શરતો તેને કબુલ કરવી પડી. વીરધવળના આ પરાજયના સંબંધમાં એવું કહેવાય છે કે ત્રણ શૂરવીર રજપૂતો વીરધવળને ત્યાં નોકર રહેવા આવ્યા હતા, પણ તેમણે ઘણો મોટો પગાર માગ્યાથી વીરધવળે રાખ્યા નહીં અને કહ્યું કે એટલા પગારમાં તો ૩૦૦૦ માણસ રાખી શકાય. પછી તેઓ ભદ્રેશ્વરના રાજાને ત્યાં ગયા અને તેની નોકરીમાં રહ્યા. ભદ્રેશ્વરના રાજા સાથે લઢાઇ થઇ તેની આગલી રાત્રીએ ત્રણ ભાઇઓએ વીરધવળને કહેવરાવ્યું કે તમારાં ૩૦૦૦ માણસ તૈયાર રાખજો, અમે ત્રણ તેમને પૂરા પડીશું. તેમના બોલ્યા પ્રમાણે તેઓ પળ્યા. વીરધવળનાં માણસને પાછાં હઠાવી તેઓ વીરધવળ પાસે ધસી ગયા, વીરધવળને ઘોડાપરથી ઉતાર્યો અને તેનો ઘોડો લઇ લીધો, તોપણ તેને ત્યાં પરોણા રહ્યા હતા તેથી તેને જીવતો રાખ્યો.

ભદ્રેશ્વર ઉપર ચઢાઇ.

આ પછી વીરધવળે પૂર્વ ગુજરાત તરફ ચઢાઇ કરી. ગોધ્રામાં ધુંધળ નામે માંડલિક રાજા હતો. તે વીરધવળની આજ્ઞા પ્રમાણે ચાલતો નહીં, અને તેના રાજ્યમાં થઇને જે વણજારા ગુજરાતના બંદરોએ માલ લાવતા તેમને લૂંટી લેતો. વીરધવળે તેને કહાવી મોકલ્યું કે તું મારે શરણે આવ,

ગોધ્રાના ધુંધળ ઉપર ચઢાઇ.

નહિ તો સાંભળ અને આમું જેશ તારા હાલ થશે. તેના જવાબમાં ધુંધળે પોતાના ભાટને કાજળની દાબડી અને સાડી આપી વીરધવળ પાસે મોકલ્યો અને કહેવરાવ્યું કે સઘળા રાજાઓને હું સ્ત્રી જેવા લેખવું છું. પછી વીરધવળે આ અપમાનનું વેર લેવા તેજપાળને સૈન્ય લઇ મોકલ્યો. ગોધ્રા થોડું દૂર રહ્યું, ત્યારે તેજપાળે છૂપી રીતે પોતાનાં કેટલાંક માણસ ગામનાં ઢોર વાળવા મોકલ્યાં. તે ઢોર વાળી આવ્યાં કે ધુંધળની ફોજ તેમની પાછળ ચઢી, અને તેજપાળની છાવણી પાસે આવી તેજપાળની છાવણીમાં ગભરાટ થઇ રહ્યો. ધુંધળનાં માણસ ઘણા જોરથી લઢતાં હતાં, અને તેઓની ફતેહ થવાની તૈયારી હતી એટલામાં તેજપાળે ધુંધળને ઘોડાપરથી પાડી નાંખ્યો અને કેદ કરી લીધો. પછી તેને પાંજરામાં ઘાલી છાવણીમાં રાખ્યો; અને સૈન્ય સાથે ગોધ્રામાં પેસી ઘણી લૂંટ મેળવી. ત્યાં પોતાના એક સેવકને રાજ્ય સત્તા ઉપર બેસાડી, તેજપાળ ધુંધળને સાથે લઇ ધોળકે આવ્યો. એ વખતે વીરધવળે ધુંધળને સભા વચ્ચે તેની મોકલેલી સાડી પહેરાવી અને તેને ગળે તેણે મોકલેલી કાજળની દાબડી બાંધી. આ ફજેતી સહન ન થવાથી ધુંધળ જીભ કરડી મરણ પામ્યો. ધુંધળને જીતવાથી વીરધવળની સત્તા મહારાષ્ટ્રની હદ સુધી પહોંચી, એમ *કીર્તિકૌમુદીનો કર્તા* જણાવે છે.

સુલતાન મુઇઝુદીનના લશ્કરની હાર.

આ પ્રમાણે દિવસે દિવસે વીરધવળની સત્તા વધતી ચાલી તેની પાસે બુદ્ધિમાન્ અને કુશળ મંત્રી હતા અને શુરા લઢવૈયા સરદારો હતા. તોપણ દિલ્હીના *મુસલમાન બાદશાહની તેને ઘણી બીક હતી.* એકવાર દિલ્હીના સુલતાન મુઇઝુદીનના લશ્કરે ગુજરાત તરફ કુચ કર્યાના સમાચાર આવ્યા આથી ગભરાઇને વીરધવળે વસ્તુપાળને પૂછ્યું:—"આપણે હવે કેમ કરવું ? મ્લેચ્છ લોક ઘણા જોરાવર છે, અને ચોતરફ ફતેહ પામ્યા છે." વસ્તુપાળે કહ્યું:—"મને તેની સામે મોકલો; હું જે થશે તે કરીશ." પછી વીરધવળે તેને એક લાખ ફોજ આપીને બાદશાહના લશ્કર સામે મોકલ્યો. એ ફોજ લઇને વસ્તુપાળ આબુના રાજાને મળ્યો અને તેની સલાહથી, બાદશા-

હની ફોજ ગુજરાતની ઝાડીમાં પેઠી કે તેને ઘેરી લઇ, ઓચિંતો છાપો મારી સર્વ લશ્કર કાપી નાંખ્યુ. આ તદબીરથી તે વખત તો તેણે બાદશાહી ફોજ સામે ગુજરાતનો બચાવ કર્યો; તોપણ વીરધવળના મનમાંથી બાદશાહનો ડર ગયો નહોતો. એક વખત એવું બન્યું કે સુલતાનની મા* હજ કરવા સારૂ ગુજરાતમાં વહાણમાં બેસવા આવી, ત્યારે વસ્તુપાળે યુક્તિ કરી ચાંચિયા લોકો પાસે તેનું વહાણ લૂંટાવ્યું. પછી જ્યારે ફરિયાદ થઇ ત્યારે લૂંટનું વળતર આપી વસ્તુપાળે તેની ઘણી બરદાસ કરી, અને હજ કરવા જવા સારૂ તેને બીજી ગોઠવણ કરી આપી. તે પાછી આવી ત્યારે પણ તેની તેવીજ બરદાસ કરી તેને દિલ્હી પહોંચાડી. આ ખબરથી બાદશાહ વસ્તુપાળપર ઘણા મહેરબાન થયા, અને કંઇ ઇનામ માગવા કહ્યું. વસ્તુપાળે એટલુંજ માગ્યું કે મહેરબાની કરી તમારે ગુજરાતના રાજ્યને પીડા કરવી નહીં. બાદશાહે તે કબુલ કર્યું. આ પ્રમાણે બુદ્ધિમાન મંત્રીના ડહાપણથી વીરધવળ જોરાવર દુશ્મનના ભયથી મુક્ત થયો.

**વસ્તુપાળ અને તેજપાળ.**

વીરધવળના મંત્રી વસ્તુપાળ અને તેજપાળે જૈન દેવળો બંધાવવામાં ખર્ચેલા પૈસાને લીધે જૈન ગ્રંથકારો તેમની ઘણી તારીફ કરે છે. તેઓ પોરવાડ જાતના અને જૈન ધર્મના વાણીયા હતા. તેમના વડવા કેટલીક પેઢીથી અણહિલવાડામાં રહેતા હતા. વીરધવળ પ્રબંધ નામના ગ્રંથમાં વસ્તુપાળ અને તેજપાળના વિષે નીચે પ્રમાણે હકીકત છેઃ—તેમનો વડવો ચંડપ ગુર્જર રાજાનો મંત્રી હતો. તેનો પુત્ર ચંડપ્રસાદ જે સિદ્ધરાજનો કોશાધિકારી હતો, તેને અશ્વરાજ નામે પુત્ર થયો. અશ્વરાજની સ્ત્રી કુમારીદેવીને ત્રણ પુત્ર થયા. મલ્લદેવ, વસ્તુપાળ અને તેજપાળ. વસ્તુપાળ ઘણો વિદ્વાન અને બુદ્ધિમાન હતો. અને તેજપાળ ઘણો શૂરવીર અને યુદ્ધના કામમાં પ્રવીણ હતો. તેઓ જ્યારે ધોળકે આવ્યા ત્યારે પુરોહિત સોમદેવે પોતાના રાજા સાથે તેમનો મેળાપ કરાવ્યો. રાજાએ તેમના ગુણથી પ્રસન્ન થઇ તેમને પોતાના મંત્રી બનાવ્યા. બંને ભાઇઓએ

* રાસમાળા પ્રમાણે સુલતાનનો ગુરૂ.

મંત્રીપણું કબુલ કર્યું, પણ તે વખતે રાજા પાસે તેઓએ એક વિચિત્ર માગણી કરી અને કહ્યું કે "હે રાજા કોઇ સેવક લોભ વગર તો રાજ્ય સેવા કરતો જ નથી. પણ રૂડો સેવક તેને કહીએ કે જે સ્વામી ભક્ત હોય તથા લોકોમાં જેની નિંદા ન થાય. મંડલિક નગરમાંથી સહકુટુંબ અમે આવ્યા છીએ. અમારે ઘેર ત્રણ લાખની સમૃદ્ધિ છે; તેથી જો કોઇ ચાડીઓ તમારી પાસે અમારી ચાડી કરે તો મારી પાસે જે જે છે, તેજ આપીને અમને મૂકી દેવા. સર્વસ્વ હરી લેવું નહીં." આ સાંભળી લવણપ્રસાદ તથા તેના પુત્ર વીરધવળે તે પ્રમાણે કરવા લેખી વચન આપ્યું ત્યારે તેમણે મંત્રી પદ કબુલ કર્યું.

એવું કહેવાય છે કે મુસલમાન વેપારી સૈયદને ખંભાતમાં પકડયો, ત્યારે તેની મિલકત જપ્ત કરવામાં આવી હતી. વીરધવળે બધી મિલકતપર પોતાનો દાવો રાખ્યો, અને માત્ર ધૂળ વસ્તુપાળને આપી. આ ધૂળ સોનાની હતી અને વળી અમિથી સૈયદની સોના રૂપાની બીજી મિલકત પણ ધૂળ થઈ ગઈ. આથી કરીને સૈયદની મિલકતનો મોટો ભાગવસ્તુપાળને મળ્યો. આ મિલકત દાટવાને વસ્તુપાળ અને તેજપાળ કાઠીઆવાડમાં હડાલક ગામ છે ત્યાં ગયા. ભોયમાં ખોદતાં તેમને બીજી દોલત મળી. આ બધી દોલતની જાંને ભાઈઓ એટલી બધી ફિકીર કરવા લાગ્યા કે તેમને ખાવાનું પણ ભાવતું નહીં. પોતાના પતિ તેજપાળની ફિકરનું કારણ અનુપમાના જાણવામાં આવ્યું ત્યારે તેણે સલાહ આપી કે, "તમારી દોલત પર્વતની ટોચે ખરચો. બધાના જોવામાં તે આવશે, પણ કોઇથી તે લઇ જવાશે નહીં." આ સલાહ તેમની માતુશ્રી તથા વસ્તુપાળની સ્ત્રી લલીતાદેવીના જાણવામાં આવી, ત્યારે તેમણે પણ તે પસંદ કરી, તેથી કરીને વસ્તુપાળ અને તેજપાળે આબુ, ગિરિનાર અને શત્રુંજયના ડુંગરો ઉપર ઉમદા દેવળો બંધાવ્યાં.

શત્રુંજયનું દેવળ તેવીસમા તીર્થંકર નેમિનાથને અર્પણ કરેલું છે અને તેમાં કીર્તિકૌમુદીના કર્ત્તા સોમેશ્વરે લખેલો સંવત ૧૨૮૮ (ઇ. સ. ૧૨૩૨ ની સાલનો લેખ છે. ગિરિનારનું દેવળ પણ નેમિનાથને અર્પણ કરેલું છે

અને તેની સાલ સંવત્ ૧૨૮૮ ( ઈ સ ૧૨૩૨ ) છે. આબુના દેવળ સૌથી ઉંચી કારીગરીના છે તેઓનુ કદ અથવા બહારનો દેખાવ વખાણવા જેવા નથી, પણ અંદરની બાજુએ કોતરણીનુ કામ ઘણુ વખાણવા જેવુ છે એ કોરણી એવી બારીકાઇથી કરેલી છે કે જાણે મીણના બીબામા ઉતારી હોય એવો ભાસ થાય છે કારીગરોને પર્વત ઉપર કામ કરતા તાઢ વાય નહીં, એટલા માટે વસ્તુપાળ અને તેજપાળે દરેક કારીગરની પાસે સઘડી મૂકાવી હતી અને સાંજે ઉના ભોજન કરાવી બધાને જમાડવામા આવતા હતા કોતરણીનુ બારીક કામ કરનાર કારીગરને તેણે કોતરી કાઢેલી પથ્થરની ધૂળના વજન જેટલી ચાદી મજૂરી તરીકે આપવામા આવતી હતી આબુના દેવળ પણ નેમિનાથને અર્પણ કરેલા છે અને તેમની સાલ સવત્ ૧૨૮૭ ( ઇ સ ૧૨૩૧ ) છે

પોતાના મિત્ર વસ્તુપાળને પોતે કેવી રીતે બે વખત મદદ કરી હતી એ સોમેશ્વરે પોતાના ગ્રથમા જણાવ્યુ છે વસ્તુપાળ ઉપર લાચ લીધાનું કામ ચાલતુ હતુ, તેમાથી એક વખત તેણે તેનો બચાવ કર્યો હતો બીજો પ્રસગ એથી પણ વધારે ગભીર હતો વીસલદેવ રાજાના મામા સિંહે જૈન ઉપાસકના એક સાધુને ચાબુકોનો માર માર્યો તેથી પોતાના ધર્મનુ અપમાન થયુ સમજી વસ્તુપાળ ઘણો ગુસ્સે થયો જે હાથે સિહે માર માર્યો હતો તે હાથ વસ્તુપાળે કોઇ રજપૂત પાસે કપાવી નાખ્યો આ ગુન્હો વસ્તુપાળ ઉપર સાબીત થવાથી તેને મારી નાખવાની સજા ફરમાવવામા આવી, પણ સોમેશ્વરે વચ્ચે પડી વસ્તુપાળને બચાવ્યો એટલુજ નહીં પણ રાજાનુ મન એવુ ફેરવી નાખ્યુ કે તેણે જૈન સાધુને મારવા માટે સિંહને ઘણો ઠપકો દીધો વસ્તુપાળ ઘરડો થયા પછી તેને તાવ આવ્યો એ તાવથી બચારો નહીં એમ તેને લાગ્યુ, ત્યારે તે શત્રુંજયની જાત્રાએ જવા નીકળ્યો, પણ રસ્તામા મરણ પામ્યો તેના ભાઇ તેજપાળે તથા તેના પુત્ર જયન્તપાળે તેનો શત્રુજયના પવિત્ર પહાડ ઉપર અગ્નિ સસ્કાર કર્યો અને તે જગોએ 'સ્વર્ગારોહણપ્રસાદ' નામનુ દેવળ બધાવ્યુ.

લવણપ્રસાદ વાનપ્રસ્થ થયા પછી ૭ વર્ષે એટલે કે ઇ. સ. ૧૨૩૮માં વીરધવળ મરણ પામ્યો. તેના મરણ વખતે ૧૮૨ ચાકરો ચિતામાં પડી મરણ પામ્યા. એથી વધારે નોકરોને ચિતામાં પડી મરતાં અટકાવવાને તેજપાળને લશ્કર લઇ વચ્ચે પડવાની જરૂર પડી હતી.

વીરધવળનું મરણ, ઇ. સ. ૧૨૩૮.

વીરધવળને ત્રણ પુત્ર હતા, વીરમ, વીસલ અને પ્રતાપમલ્લ. વીરમ શૂરવીર પણ ઘણો ઉતાવળો અને સાહસિક હતો, તેથી વીરધવળની વીસલ ઉપર વધારે પ્રીતિ હતી. વીસલમાં ઘણા સારા ગુણ હતા. વસ્તુપાળ પણ તેનેજ માન આપતો અને વીરમને ડાંડ ગણતો. વીરમ, એ વીરમગામ નામનું ગામ વસાવી ત્યાંજ રહેતો હતો. જ્યારે વીરધવળ માંદો પડ્યો ત્યારે રાજ્ય લેવાને માટે તૈયારી કરી વીરમ ધોળકે આવ્યો. પણ વસ્તુપાળે તેનું કંઇ ચાલવા દીધું નહીં અને વીરધવળ મરી ગયો ત્યારે વીસલદેવને ગાદીએ બેસાડ્યો આ પ્રમાણે થયું ત્યારે વીરમ ક્રોધે ભરાયો અને રીસાઇને પોતાના સસરા પાસે જાબાલીપુર ( જબલપુર ) મદદ લેવા ગયો, અને પછી ત્યાંજ રહ્યો. પોતાના ભાઇના મદદગારો શિવાય અણહિલવાડના સોલંકી વંશના ત્રીભુવનપાળ નામના સખસ સામે પણ વીસલદેવને થવું પડ્યું હતું.

વીસલદેવ, ઇ. સ. ૧૨૪૩-૧૨૬૧.

પોતાના બાપ અને વડવાની પેઠે વીસલદેવે કોઇને અધીરાજ તરીકે કબુલ રાખ્યો નહીં. ઇ. સ. ૧૨૪૩ માં તે અણહિલવાડના સ્વતંત્ર રાજા તરીકે અણહિલવાડમાં રાજ્ય કરવા લાગ્યો. કડીમાંથી મળેલા ઇ. સ. ૧૨૬૧ ( સંવત્ ૧૩૧૭ ) ના એક તામ્રલેખપરથી જણાય છે કે અણહિલવાડ તેની રાજધાની હતું અને મહારાજાધિરાજ તેનો ખિતાબ હતો.

વીસલદેવનાં તામ્રપટ ઉપરથી જણાય છે કે તે બહાદુર લડવૈયો હતો, અને માળવા અને મેવાડના રાજા સાથે તેને લડાઇઓ થઇ હતી. વળી કર્ણા-

ટકના રાજાની કુંવરીએ તેને વરવાનું પસંદ કર્યું હતું. તેના પ્રધાનનું નામ નાગદ હતું.

વીસલદેવના વખતમાં ઇ. સ. ૧૨૫૯ ( સંવત્ ૧૩૧૫ ) થી ત્રણ વર્ષનો દુકાળ પડયો હતો. આ દુકાળનું દુઃખ ઓછું કરવામાં વીસલદેવની કાળજી માટે ભાટ લોકો તેનાં ઘણાં વખાણ કરે છે. ભાટ લોકો એમ પણ કહે છે કે વિસલનગર અને દર્ભાવતી અથવા ડભોઇના કિલ્લા તેણે બંધાવ્યા અથવા દુરસ્ત કરાવ્યા. વીસલદેવના વખતમાં વાઘેલ વંશની સત્તા આખા ગુજરાત ઉપર સ્થાપન થઇ હતી. વીસલદેવ ઇ. સ. ૧૨૬૧ માં મરી ગયો.

અર્જુનદેવ. ઇ. સ. ૧૨૬૨-૧૨૭૪.

વીસલદેવના મરણ પછી તેના નાનાભાઈ પ્રતાપમલ્લના કુંવર અર્જુનદેવને ગાદી મળી. અર્જુનદેવ વીસલદેવના જેવોજ પરાક્રમી અને સારો હતો. વેરાવળમાં હર્ષદ માતાના દેવળમાં ઇ. સ. ૧૨૬૪ ( સંવત ૧૩૨૦ ) ની સાલનો એક લેખ છે તેમાં અર્જુનદેવના નામ સાથે " પરમેશ્વર ભટ્ટાર્ક, શ્રી ચાલુક્ય ચક્રવર્તિ મહારાજાધિરાજ " એવાં વિશેષણ જોડેલાં છે. આ લેખ ઉપરથી વળી જણાય છે કે તે અણહિલવાડમાં રાજ્ય કરતો, શિવમાર્ગી હતો અને બીજા અગણિત રાજાઓ તેની આણ માનતા. તેનો પ્રધાન શ્રીમલ્લદેવ હતો અને કેટલાક મુસલમાન તેના નોકર હતા, જેવા કે બેલાકુલનો હુરમઝ, અને નાખુદા નુરૂદીન ફીરોજનો છોકરો ખોજા ઇબ્રાહિમ. પરંતુ ' નાખુદા ' ના પદ ઉપરથી આપણે તેમના અધિકારની કલ્પના કરી શકીએ તે શિવાય તેઓ શા કામપર હતા તે જણાઇ આવતું નથી. આ લેખની ખુબી એ છે કે તેમાં ચાર સન આપેલા છે. હિજરી સન ૬૬૨, વિક્રમ સંવત ૧૩૨૦, વલભિ સંવત ૯૪૫; અને સિંહ સંવત્ ૧૫૧. આ ચારે સનની સાલોનો મેળ મળે છે, કારણ કે ( ઇ. સ. ૧૨૬૪ ) સંવત્ ૧૩૨૦ માં હિજરી ૬૬૨ ની સાલ આવે છે. અને વલભિ સંવત્ ઇ. સ. ૩૧૮-૧૯ થી શરૂ થાય છે તેથી વલભિ ૯૪૫ અને સિંહ ૧૫૧ એ પણ ઈ. સ. ૧૨૬૪ મા આવે છે.

અર્જુનદેવ પછી તેનો પુત્ર સારંગદેવ ગાદીએ બેઠો. વિચારશ્રેણી પ્રમાણે તેણે ઇ. સ. ૧૨૭૪ થી ૧૨૯૬ ( સંવત્ ૧૩૩૧–૧૩૫૩ ) સુધી એટલે બાવીસ વર્ષ રાજ્ય કર્યું. સારંગદેવના વખતના લેખો કચ્છ અને આબુમાં છે.

સારંગદેવ, ઈ. સ. ૧૨૭૪ –૧૨૯૬.

કચ્છવાળો લેખ કંથકોટ પાસે ખોખર નામના ગામમાં એક પાળીઆ ઉપર છે. માંડવીથી ૩૫ માઇલ છેટે આવેલા ભદ્રેશ્વર ગામમાંથી એ લેખ ત્યાં લાવવામાં આવ્યો હતો. તેની ઉપર સંવત્ ૧૩૩૨ (ઇ. સ. ૧૨૭૫) ની સાલ છે અને તેમાં સારંગદેવને " મહારાજાધિરાજ " લખ્યો છે તથા તે અણહિલવાડમાં રાજ્ય કરતો હોવાનું જણાવ્યું છે. તેના પ્રધાનનું નામ માલદેવ લખેલું છે. આબુવાળો લેખ સંવત્ ૧૩૫૦ ( ઇ. સ. ૧૨૯૪ ) નો છે, અને તેમાં સારંગદેવને અણહિલવાડનો રાજા કરીને લખ્યો છે અને ચંદ્રાવતીનો વીસલદેવ તેના હાથ નીચે મંડળેશ્વર હોવાનું લખ્યું છે. ત્રીજો લેખ, જેની ઉપર સંવત્ ૧૩૪૩ ( ઇ. સ. ૧૨૮૭ ) ની સાલ છે. તે પ્રથમ સોમનાથ હતો પણ હાલ પોર્તુગાલમાં આવેલા સિન્ત્રા ગામમાં છે. એ લેખમાં ત્રિપુરાન્ત નામના ગાણસે કરેલી જાત્રાની વાત લખી છે અને રાજા સારંગદેવની વંશ વળી આપી છે. અમદાવાદમાંથી એક હસ્તલિખિત ગ્રંથ દાક્તર ભંડારકર મળ્યો હતો, તેમાં લખ્યું છે કે એ ગ્રંથ સંવત ૧૩૫૦ ના જેઠ વદિ ૩ દિવસે મહારાજાધિરાજ સારંગદેવનું લશ્કર આશાપલ્લિ ( અમદાવાદ) મુકા કરી પડયું હતું ત્યારે પૂરો કર્યો હતો.

સારંગદેવ પછી ગાદીએ બેસનાર કરણદેવે ઇ. સ. ૧૨૯૬ થી ૧૩૦૪ સુધી આઠ વર્ષ રાજ્ય કર્યું. આ રાજા અણહિલવાડની ગાદી ઉપર બેસનાર છેલ્લો હિંદુ રાજા હતો. એ રાજા ઘેલો કહેવાતો. તેના વખતમાં ગુજરાત મુસલમાનોના હાથમાં ગયું.

કરણદેવ ઇ, સ. ૧૨૯૬ થી ૧૩૦૪.

ઇ. સ. ૧૨૯૬ માં અલાઉદ્દિન ખીલજી પોતાના કાકા જલાલુદ્દિન બાદશાહને મારી દિલ્લીના તખ્ત ઉપર બેઠો અને પોતાના નામથી કુતબો

પડા તો એ પુરુષ ધગ્રોજ નિર્દય હતો તખ્ત ઉપર બેસતાજ તેણે હિંદુ દેવાલયો ભાગવા માંડ્યા અને તેઓના ધર્મનુ આખર આણવા પોતાનુ ચિત્ત લગાડ્યુ ઈ સ ૧૨૯૭ મા અનાઉદ્દિને પોતાના ભાઇ અલફખાનને તથા નસરતખાન નામના પ્રધાનને ફોજ આપી ગુજરાત જીતવા મોકલ્યા તેઓએ એ દેશને પાયમાલ કરી અણહિલવાડનો કિલ્લો તાબે કરી ત્યા પોતાના થાણા બેસાડ્યા કરણદેવ પોતાની રાણીઓ, છોકરા, હાથી, સરસામાન અને ભડાર એ સર્વે મૂકીને નાઠો અને દક્ષિણમા દેવગઢના રાજા રામદેવનો આશ્રય લીધો તેનો સઘળો ખજાનો મુસલમાનોના હાથમા ગયો

કરણનુ રાજ્ય ગયા વિષે ભાટ લોકો નીચેનુ કારણ બતાવે છે ----રણના માધવ અને કેશવ નામના બે નાગર મંત્રી હતા માધવની સ્ત્રી ઘણીજ ખુબસુરત હતી, તેને રાજાએ જબરજસ્તીથી પોતાના મહેલમા આણવાનુ ધાર્યુ, તે વખતે માધવ હાજર નહીં હતો, તેનો ભાઇ કેશવ હથીઆર બાંધી રાજાની સામે થયો પણ તેનુ કઇ ચાલ્યુ નહીં અને ભાભીનો બચાવ કરવામા આખરે તેણે પોતાનો પ્રાણ ખોયો માધવની સ્ત્રીને કરણના મહેલમા લઇ ગયા માધવ આવ્યો ત્યારે આ ખબર સાંભળીને ઘણોજ દીલગીર થયો પણ દીલગીર થઇને બેસી રહ્યા નહીં એ બાબત રાજાની ઉપર વેર લેવાની તક તે જોવા લાગો વેર લેવાના ઇરાદાથી તે થોડા દિવસ પછી દિલ્હી ગયો અને દિલ્હીના બાદશાહને ગુજરાતનુ રાજ્ય લેવા સમજાવી તેની ફોજ ગુજરાતમા લાવ્યો મુસલમાનોએ ગુજરાત જીતી લીધા પછી માધવે બાદશાહને ઘણુંજ સારુ થોડા નજર કર્યા તેથી બાદશાહે તેને ગુજરાતના પ્રધાનની જગો આપી

કરણ પોતાની પાછળ રાણીઓ, છોકરા સરસામાન વગેરે મૂકી ગયો હતો તે સર્વે મુસલમાનોના હાથમા આવ્યુ મુસલમાન લોકોના હાથમા આવેલા લોકોમા કરણની રાણી કૌલાદેવી પણ હતી તે ઘણી ખુબસુરત હોવાથી અનાઉદ્દિન પાદશાહે તેને પોતાની હુરમ કરીને રાખી અલીફખાન તથા નસરતખાન પછી ખંભાત લૂટવા ચાલ્યા તે વખતે ખંભાત વેપારી ઓથી ભરેલુ અને દ્રવ્યવાન શહેર હતુ તેથી તેમને ઘણીજ લૂટ મળી

અહીંથી નમગતખાને ખભાતના એક વેપારીના દેખાવડા ગુલામને જોરજુલમીથી લઈ લીધો તે ગુલામ પછવાડેથી સુલતાનની પ્રીતિ સપાદન કરી લઈને મલેક કાફુરને નામે ઘણો ઉંચે દરજ્જે ચઢ્યો. ખભાતથી મુસલમાન લોકો કાદીઆવાડમાં ગયા અને મહમદ પછી સોમનાથની મૂર્તિ ફરીને સ્થાપવામાં આવી હતી તેનો તેમણે નાશ કર્યો આ વખતથી તે ઇ સ ૧૩૦૪ સુધી ગુજરાતના કામકાજ સબધી કઇ માહિતી મળની નથી, પણ એટલું તો જણાયુ છે કે ઇ સ ૧૩૦૪ મા અલફખાનને ગુજરાત દેશનો ફરીથી સુબો કરાવ્યો હતો અને ત્યા તેને મોટી ફોજ આપી મોકલ્યો હતો. મિરાતે અહમદીનો કર્તા લખે છે કે ઘણા જેન દેવળોમાથી આરસના થાભલા કાઢી લઇ અલફખાને અણહિલવાડમાં જુમામસીદ બધાવી

ખભાતથી લીધેલા ગુલામ કાફુર આ વખતે સુલતાન અલાઉદ્દિનનો માનીતો થઇ પડયો હતો સુલતાને તેને ઇ સ ૧૩૦૬ મા મલેક નાયબનો ખિતાબ આપો અને પ્રખ્યાત કામદારોવાળી એક સેનાનો સેનાપતિ નિમી, દક્ષણ જીતવાને મોકલ્યો મલેક કાફુરને મદદ કરવાને ગુજરાતના સુબા અલફખાનને પણ હુકમ થયો હતો કૌલાદેવી જે અલાઉદ્દિનની માનીતી બેગમ થઇ પડી હતી, તેના જાણવામા આ ચઢાઇની વાત આવી ત્યારે તેણે સુલતાનને પ્રાથના કરી કહ્યુ કે મારે પેહેલા ઘરની બે દીકરીઓ થઇ હતી, તેમા મોટી તો મરી ગઇ છે, પણ નાની દેવળદેવી મારાથી જૂદી પડી ત્યારે બે વર્ષની હતી તે હજી જીવે છે, માટે સરદારોને એવો હુકમ આપો કે દેવળ દેવીને શોધી કાઢી દિલ્હી મોકલી દે આ વખતે દેવળદેવી તેના કમનસીબ પિતા પાસે બાગલાનમા હતી મલેક કાફુરે કરણદેવને સદેશો મોકલ્યો કે દેવળદેવીને સોપી દો, પણ કરણે ના પાડી તેથી કાફુરે અલફખાનને એવો હુકમ કર્યો કે બાગલાન ઉપર ચઢાઇ કરી કુવરીને પકડી લાવવી કરણે બે માસ સુધી અલફખાનના સામી ટકર ઝીલી એટલામા દેવગીરીના યાદવ રાજા શકરદેવે દેવળદેવીનુ માગુ કર્યું તે તેણે કબુલ કર્યું દેવળદેવીને દેવગીરી લઇ જતા હતા, એટલામા અલફખાનના લશ્કરે તેને રસ્તામા પકડી

કબજે કરી લીધી પછી અલ્લખાને દિલ્હી લઈ જઈ કુવરી બેગમને સ્વાધીન કરી દીધી દિલ્હીમા બાદશાહનો શાહજાદો ખીજરખાન તેની સાથે પ્યારમા પડયો અને આખરે તેને પરણ્યો આ પછી કરણ રાજાનું શું થયું એ જણાયુ નથી એમ ધારવામા આવે છે કે તે નાશ ઠામ કોઈ જાણે નહીં એવી સ્થિતિમા રઝળતો મરી ગયો હશે

છત પામેલા મુસલમાનોએ રાજધાનીનું શહેર અણહિલવાડ, ખભાત, ભરૂચ અને સુરત બંદરો તથા સિદ્ધરાજના વંશના રાજાઓના તાબામા જે દેશ હતો, તેનો ઘણો ભાગ પોતાને સ્વાધીન કરી લીધો તોપણ તે દેશનો મોટો ભાગ સ્વતંત્ર રજપૂત રાજાઓના તાબામા હતો આ રાજ્યની પશ્ચિમનો ઘણો દેશ વાઘેલાઓના તાબામા હતો અને તેમાના કેટલાએક નાના નાના રાજા હાલમા મહીમહા ઉપર વીરપરથી તે અંબાજીની પનીમેર પોળીસુધી ગયેલી ડુંગરાઓની હારને લગતા પરમાર અને ગહોડા વચ્ચે રહી રાજ કરતા હતા કચ્છના રણ અને ખંભાતના અખાત વચ્ચે ઝાલા લોકોનું મોટુ સંસ્થાન હતુ, સુવાળા તથા બીજા પહાડ તથા જંગલવાળા પ્રદેશમા કોળી અને બીજા મૂળના રહેવાશી લોકો ફેલાયલા હતા પાવાગઢ અને તેની પૂર્વના પ્રાંતમા કાળીની ધજા ઉડતી હતી અને એ ગાગા વંશના ગિરનારની પડોશમા જુનાગઢ નામના કિલ્લામા રહી આખા દ્વિપકલ્પ ઉપર સર્વોપરી રાજ્ય કરતા હતા તેના ખંડીઆ રાજાઓમા પીરમ અને ઘોઘાના ગોહેલ પોતાના ઉપરી જેવા જ જોરાવર હતા

વાઘેલ વંશનું ઝાડ

ધવલ.

ઈ સ ૧૧૬૦

કુમારપાળની માસીને પરણ્યો

|

અર્ણોરાજ.

ઈ સ ૧૧૭૦

વાઘેલ વંશનો સ્થાપનાર.

- **લવણપ્રસાદ.** ઈ. સ. ૧૨૦૦. ધોળકાનો રાણો.
  - **વીરધવળ.** ઈ. સ. ૧૨૩૩–૧૨૩૮. ધોળકાનો રાણો.
    - **વીરમ.**
    - **વીસલદેવ.** ઈ. સ. ૧૨૪૩–૧૨૬૧. અણહિલવાડનો રાજા.
    - **પ્રતાપમલ્લ.**
      - **અર્જુનદેવ** ઈ. સ. ૧૨૬૨–૧૨૭૪.
        - **સારંગદેવ.** ઈ. સ. ૧૨૭૪–૧૨૯૫.
          - **કરણદેવ અથવા કરણઘેલો.** ઈ. સ. ૧૨૯૬–૧૩૦૪.

# પ્રકરણ ૧૬ મું.

## રાજ્ય કારભાર, ધર્મ, રીતરીવાજ વગેરે.

અણહિલવાડનું રાજ્ય સ્થાપન થતા પહેલાંનો પ્રાચીન ગુજરાતનો ઇતિહાસ જાણવાને તામ્રલેખ, શીલાલેખ, શિક્કા વગેરે જે સાધનો છે, તે સાધનોથી પ્રાચીન ગુજરાતમાં ચાલતા રાજ્યકારભાર, ધર્મ, રીતરીવાજ, વગેરેની જે જૂજ માહિતી મળે છે તે જે તે સ્થળે બતાવવામાં આવી છે અણહિલવાડનું રાજ્ય સ્થાપન થયા પછીનો ઇતિહાસ જાણવાને જે ઐતિહાસિક ગ્રંથોનો* આધાર છે, તે ગ્રંથોની કિંમત ઇતિહાસ ગ્રંથો તરીકે જોકે ઘણી થોડી છે તોપણ જે સમયે તે લખવામાં આવ્યા હતા, તે સમયના રાજ્યકારભાર, રીતરીવાજ અને વિચાર બતાવવાના સંબંધમાં એ ગ્રંથો ઘણા ઉપયોગી છે ફૉર્બ્સ સાહેબ રાસમાળામાં જણાવે છે તેમ "જૈનોના લખેલા વર્ણન, જે સમયે લખવામાં આવેલાં તેજ સમયના નોંધી રાખેલા ગમ તરીકે માની લેવા જોઇએ આવા પ્રકારની એ વર્ણનની તુલના કરીએ તોપણ તેઓ મૂલ્યવાન નથી એમ નથી એ વર્ણન વડે બીજા સાહિત્યોનો ખુલાસો થાય છે અને સંબંધ બેસે છે એટલું જ નહીં, પણ ઘણી વાર તો તેઓનો પત્તો બેસારવાના સાધન થઇ પડે છે; અને અગર જો તેમાં આવવી વાતો બીજી કેટલીક વાતોસાથે જેટલી મળતી આવે તેટલી પૂરેપૂરી માનવામાં આવે તોપણ જે સમયે તે લખવામાં આવ્યું તે સમયે ચાલતા વિચાર અને મનોભાવનું વલણ રાજ્ય કાર્યભાર અને રીતભાત, એ વિષેની સામટી સૂચના પૂરી પાડે છે એની ના કહેવાય એમ નથી."

જૈન ઇતિહાસ ગ્રંથોથી રાજ્ય કાર્યભાર, રીતરીવાજ વગેરે સંબંધી જે માહિતી મળે છે તે રાસમાળાના ૧૩ મા પ્રકરણમાં એકઠી કરવામાં આવી છે અને ઘણે ભાગે તે ઉપરથી અમે અત્રે જણાવીએ છીએ.

---

* જુઓ પ્રકરણ ૧૨ પાન ૧૨૫,

**રાજા અને દરબાર.**

રાજા અને પ્રજા વચ્ચે ઘણો સંબંધ રહેતો. રાજાને મળવાને હાલની પેઠે પ્રજાને આવો પ્રતિબંધ નડતો નહિ. રાજા દરબાર ભરીને બેસતો ને કામકાજ ચાલતું, અને જેની જે ફરિયાદ હોય તે સાંભળતો. પ્રજાના દુઃખ જાણી લેવાને રાજા જૂદા જૂદા મંત્રીઓ રાખતો અને પોતે પણ છુપે વેશે બહાર નીકળતો. મંત્રીનું કામ બ્રાહ્મણોજ કરતા એમ નથી. વાણીઆ લોકો પણ મંત્રીનો હોદ્દો ભોગવતા અને ઘણી વાર લશ્કરના ઉપરી તરીકે પણ નિમાતા. વનરાજનો મંત્રી ચાંપો અને તેનો દીકરો સજ્જન, સિદ્ધરાજનો મંત્રી મુંજન, કુમારપાળનો મંત્રી ઉદયન અને વીરધવળના વખતના તેજપાળ અને વસ્તુપાળ એ સર્વે વાણીઆ હતા.

દરબારમાં રાજા પોતાના ટીલાટ કુંવરની સાથે બીરાજતો. તેની આસપાસ મંડળેશ્વરો અને સામંતો બેસતા. મંત્રી વગેરે કામદારો પણ હાજર રહેતા અને રાજાને સલાહ આપવાનું તથા લખવાનું કામ કરતા. કામકાજ ચાલી રહ્યા પછી પંડિતો અને વિદ્વાનોને બોલાવવામાં આવતા. તેઓ ગ્રંથોમાંથી શાસ્ત્રના આધાર કહી વાદવિવાદ કરતા અથવા આનંદ ઉપજે એવી કવિતા સંભળાવતા. ઘણીક વખત કેટલીક કરચ્યુ તકરારોનો ખુલાસો કોઈ કરી શકતું નહીં ત્યારે ચતુરાઈમાં વખણાએલી વારાંગનાઓ કરતી. ભાટ લોકો જેઓ અડધા લહેરીઆ ગણાતા અને જેઓ દેશપરદેશમાં ફરવાથી વિશેષ માહિતી ધરાવતા, તેઓ સભામાં બેસી ભારત અને રામાયણની વાતો સંભળાવતા, અને કોઈ કોઈ વાર પરદેશની ખુબસુરત કન્યાઓના હદપાર વખાણ કરી રાજાનું મન તેના તરફ ઉશ્કેરી રાજાને નકામા કજીઆ અને લડાઈઓમાં દોરવતા.

રાજાએ કોઈ ખુબસુરત કન્યાવિષે સાંભળ્યું હોય તો તેને પોતાના જનાનામાં દાખલ કરવા તેનું મન લલચાતું અને પોતાની મતલબ પાર પડતાસુધી તેને ચેન પડતું નહીં, તોપણ રાજા પોતાનો બધો વખત કંઈ જનાનખાનામાં કાઢતા નહીં. પોતાની રૈયતનું સુખ દુઃખ અને વિચારો જાણી

લેવાને તેઓ કાળજી રાખતા. પોતાની રૈયતને પરદેશીના હુમલાથી બચાવવી, પોતાના દેશ અંદરના રાજ્ય કાર્યભારમાં વ્યવસ્થા રાખવી અને આસપાસના રાજાઓને નમાવી તાબે રાખવા, એ ત્રણ રાજાની મુખ્ય મતલબો જણાય છે. ખંડીઆ રાજા મંડલેશ્વરના નામથી ઓળખાતા. તાબેદાર પણ જોરાવર અને જૂના રાજ્યના ધણી મંડળીક કહેવાતા, જેવા કે આબુનો રાજા, ગીરનારનો રાજા, અને કોકણનો રાજા. રાજા ઉપર પ્રજાની અને પ્રજાની ઉપર રાજાની વિશેષ પ્રીતિ રહેતી. પોતાની પ્રજા સાથે રાજા કુટુંબના વડીલ તરીકે વર્તતા અને કુટુંબના વડીલ તરીકે પ્રજા રાજાને માન આપતી.

વિદ્વાનોને આશરો.

ધર્મની પેઠે વિદ્વાનોને પણ રાજા તરફથી આશ્રય મળતો. દેવસ્થાનો, ધર્મગુરૂઓ અને વિદ્વાનોને રાજા તરફથી ઘણું કરી ભોંય આપવામા આવતી તામ્રલેખો ઉપરથી ઘણા જૈનોને તથા બ્રાહ્મણોને તેમની વિદ્વત્તાની ખાતર ગામ અથવા ખેતર દાનમાં આપ્યાનું જણાય છે. મૂળરાજના વખતમાં બ્રાહ્મણોને સિદ્ધપુર, સિહોર વગેરે ગામો આપવામાં આવ્યાં હતાં આવી રીતનું દાન ' ગ્રાસ ' કહેવાતું અને તે સમયે એ શબ્દ ધર્મ દાનને ઠેકાણે વપરાતો. જ્યારે મૂળરાજે અણહિલવાડમાં ત્રિપુરૂષપ્રાસાદ નામનું મહાદેવનું દેરું બાંધ્યું હતું ત્યારે તે જેના સ્વાધીનમા કર્યું હતું તેને " ગ્રાસ " બાંધી આપ્યો હતો

રાણીઓ.

રાણીઓને હાલના કરતાં પ્રાચીન સમયમાં વધારે છૂટ હતી. રાજ્ય કામમાં પોતાની બુદ્ધિ અને ચાતુર્યતી મદદ આપવાને તે હમેશ તત્પર જણાય છે. રજપુત સ્ત્રી સ્વયંવરમાં પોતાના મન માનતા શૂરા પુરૂષને પસંદ કરતી અને " કામની સાથે રતિ " શોભે તેમ તેની સાથે શોભતી. જ્યારે તે માતા થતી ત્યારે પોતાના યુવાન કુંવરનું રાજ્ય ચલાવતી અથવા તે પાકી વયનો હોય તો તેને રાજ્ય કાજમાં સલાહ આપતી અને ધર્મ અને દયાનાં કામ તેની પાસે કરાવતી. પોતાના સ્વામીના મરણ પછી કોઇ બીજા જુલમગારના હાથમાં જઇ પોતાના પાતિવ્રતનો ભંગ થવાનો પ્રસંગ આવે નહીં એટલા માટે

પ્રાચીનકાળથી સતી થવાનો રીવાજ આ દેશમા ચાલતો, તે પ્રમાણે રાણીઓ તથા અન્ય સ્રીઓ સતી થવાના કમકમાટ ભરેલા દાખલા પણ જોવામા આવે છે

જમીનનો વહીવટ

જમીનની ઉપજમાથી રાજા ભાગ લેતો અને રાજાનો ભાગ ઘણે ભાગે ૧/૬ હતો પોતાનો ભાગ રાજા પોતાના મંત્રીઓની મારફત ઉઘરાવી લેતો અને કોઇ વેળાએ ગામના અધિપતિઓ, ખેડુતો પાસેથી દાણાનો ભાગ ઉઘરાવી લેતા તેની પાસેથી રાજા પોતાનો ભાગ લેતો દેશમા " ગ્રામ " અથવા ગામ વસેલા હતા અને ત્યાના રહેનારા કુટુંબિક ( કણબી ), અથવા ખેડુત ( કાર્ષક ) કહેવાતા, ગામના મુખી, પટકીલ અથવા પટેલ હતા ખેડુતો જેવા હમણા પોતાના કામમા રોકાયેલા રહે છે તેવા ત્યારે પણ રહેતા પાક ઉગવા માડે એટલે કાટા અથવા થોરિયાની પોતાના ખેતરોને વાડો કરતા અને ત્યારપછી તે વધારે વધવા માડે એટલે પંખીઓને ટોટોવા મંડી જતા ખેડુતોની બાળકીઓ આજની પેઠે, ખેતર માહેના ડાંગેરના પાકનુ રખેવાળુ કરતી અને પોતાના ગીત વડે સીમને આનંદમય કરી દેતી વર્સાદ વરસતો નહિ, તો રાજાના ભાગ આપવામા વાંધો ઉઠતો અને તે લેવાને ખેડુતોને કેદમા નાખ્યા વિના સિદ્ધિ થતી નહિ તોપણ તેઓ હઠીલાઇ પકડી રહેતા અને લાચાર છોકરાની પેઠે ધોરણ પકડીને પોતાના ઉપર રાજાની દયા ઉપજાવતા આથી કરીને બંને બાજુ વાળાઓને રડાકૂટાગ થતા અને છેવટે પશ્ચાત્ કરાવીને છુટકો કરવામા આવતો હાલમા ગુજરાતમા કેટલાક દેશી રાજ્યોમાં જે વહીવટ ચાલે છે તેને આ બરાબર મળતુ આવે છે

કર

અણહિલવાડના રાજા જમીનની ઉપજ લેતા તેમ દેશમાથી જતા માલ ઉપર દાણ પણ લેતા વાણી લોકો પાસેથી પણ કર લેતા દ્વયાશ્રયના છઠ્ઠા સર્ગના તેરમા શ્લોકમા મૂળરાજના સંબંધમા હેમાચાર્ય કહે છે કે " સ્તૂપેશાણ, દ્રવ્યરિગાપ યથપશુ, આદિ કરના ભ નાર એ રાજ્યસ્તિરૂપ ગોતીના [illegible]

જેવો તથા હાથીના જેવો બળવાળો અને ઇદ્રના જેવી લક્ષ્મીવાળો માને છે" આ ઉપરથી જણાય છે કે સ્તૂપેશાણુ, દ્રષદ્માષ, અને યૂથપશુ એ નામના કર પણ લેવાતા હશે સ્તૂપ એ ગાયોના ટોળાનુ નામ છે અને "શાણ" એવુ ચાર માસા સોનાના સિક્કાનુ નામ છે, તેથી એમ લાગે છે કે સ્તૂપેશાણ, એ ગાયોના ટોળા દીઠ એક 'શાણ' પ્રમાણે લેવાતો કર હશે. દ્રષદ એટલે પથરો, તેથી એમ લાગે છે કે દ્રષદ્માષ, એ, પથરે પથરે એક માસો (પાચ રતિ) એ હિસાબે લેવાતો કર હશે યૂથ એટલે પશુનુ યથ, તેમાથી એક એક પશુ આપવુ તે યૂથપશુ આ બધા કર મૂળરાજે ન લીધેલા માટે એને લોક ચહાતા, એમ ઉપર જણાવેલા શ્લોકની મતલબ છે

**આબાદી** પ્રાચીનકાળમા ગુજરાતની ખરેખરી આબાદી અણહિલપુરના રાજાઓના વખતમા થઇ અણહિલવાડમા* વનરાજની સત્તા નીચે ચાવડા વશની પ્રથમ સ્થાપના થઇ, ત્યારે આખા ગુજરાત દેશમા ભૂતની જંગલી જાતિ વિના એક માણસ સરખુ પણ વસેલુ ન હતુ ઘણુ કરીને તો વલભિપુરીનો નાશ થયાને તે સમયથી વધારે કાળ થયો નહોતો. અને ખભાત ભરૂચ, તથા કિનારા ઉપરના બીજા શહેરો તેમનો થોડો ઘણો ઉદય સાચવી રહ્યા હતા જે ખારૂ તલાવ સોનુ અને ગુજરાતની વચ્ચે આવ્યુ છે, તેના કિનારાની છેક ઉત્તરભણીની ધરતીમા, વસેલા શહેરોનો ગણગણાટ સાભળવામા આવ્યો હશે,—

"વળા અને વઢવાણ, તે પછી પાટણપુર વસ્યુ."

પણ અબાભવાનીથી તે સાબ્રમતીના મુખસુધી, જે ડુગર માળાની સીમાએ આવલા છે ત્યાથી તે કચ્છના રણની લગભગની સપાટ ધરતીસુધી (કનકસેન નગરના નાશમાથી રહેલા ભાગ તરીકે રાધનપુર, પચાસર અને કદાપિ તેની પડોશના થોડાક ન્હાના શહેર ઉજ્જડ મેદાનના કિનારા ઉપર રક્ષાયલા હશે તે બાદ કરતા) શિકારી પ્રાણીઓના રાજ્યની સામે, તેઓના

* રાસમાળા પાન ૨૩૦

કરતાં, જંગલનાં જરાક ઓછા દરજ્જાનાં ફરજન જે જંગલી માણુસો તેજ માત્ર વાધો ઉડાવવાને હતાં ( એથી ઉલટું જોઇએ તો, ) સોલંકી વંશના છેલ્લા રાજાના સમયમાં, દેશનો એનોએજ ભાગ એક બળવાન રાજ્યની સત્તા નીચે મળી ગયેલો, દ્રવ્યવાના શહેરોથી છવાઇ ગયેલો, વસ્તી ભરેલાં નગરોથી શોભતો, અને બળિષ્ટ કિલ્લાઓથી રક્ષાયલો આપણા જોવામાં આવે છે. ઝાડીની જે ગહનઘટા ઉપર હજીવગણુ માત્ર ખખણાટ કરતો તાડ ડોકિયાં કરતો હતો, તેના ઉપર દેવળ, તેનું પ્રતિસ્પર્ધી શિખર ઉંચું કરેછે; જે જગાઓ આગળ આવ વર્ષાદનાં ઝાપટાંથીજ ભીજાઈ હતી, તેના ઉપર ઉત્કૃષ્ટ કલ્પનાથી રચના કરેલી અને તટે દેવળ આવેલાં એવાં સરોવર; અને ઝરૂખાવાળી વાવો અને કૂવા જોવામાં આવે છે; તેમજ જે હરિણોનાં ટોળાં આગળ વસ્તિવિના ઉજ્જડ મેદાનોમાં એકલાં ભમતાં હતાં, તેઓને, માલ લાદેલા ઉંટોની હારોની હારોનો, અથવા મૂલ્યવાન ભેટની વસ્તુઓ સાથે લીપેલી એવા માવાળુ લોકોના સંઘના દેખાવનો, હવે એટલો બધો સહવાસ થઇ ગયો છે કે તેઓ હવે તેમનાથી ભડકીને નાશી જતાં નથી.”

વેપાર.

ગુજરાતની જમીન ફળદ્રુપ અને નાના પ્રકારના પાક આપનારી છે તેથી અને પશ્ચિમ તરફના ભાગ ઉપર દરિયો આવવાથી ગુજરાતમાં વેપારનાં મથક ઘણાં છે, તેથી ગુજરાતમાં વેપાર પરાપૂર્વ કાળથી ચાલ્યો આવેછે. ઇતિહાસ ઉપરથી પ્રાચીન ગુજરાતની વેપાર સંબંધી જે હકીકત મળી આવે છે તે આ પ્રમાણે છેઃ—

ઇ. સ. ૬૪થી ૨૦૦ સુધીમાં બરગાઝા ( ભરૂચ ) મોટું વેપારનું મથક હતું.* ભરૂચનો વેપાર જળમાર્ગે મિસર, દક્ષિણ-અરબસ્થાન અને ઇરાની અખાતના બંદરો સામે અને ખુશ્કીને રસ્તે ઉત્તરમાં સિંધ સાથે, પૂર્વમાં ઉજ્જન સાથે અને દક્ષિણમાં નગર ( દૌલતાબાદ ) અને પ્લીથન (પૈઠણ ) સાથે હતો. મિસર અને અરબસ્થાનથી સોનું, રૂપું, પિત્તળ, કલાઇ

* ગુજરાત સર્વ સંગ્રહ. પાન ૨૫૨.

વપારનુ ગયક મણાતુ આસપાસ ા મુલ માથી ગુઠ તથા કપાસ, કચ્છથી ગુગળ અને સુગ ધી માગવાથી ખાડ અને ઉત્તર હિ દુસ્થાનથી બીજો માલ મુલતાન થઈ અહીં આવતો અને અહીંથી દેશાવર ચઢતો સમુદ્રમાર્ગે ખભાતનો વપાર પશ્ચિમમાં ઇરા । અગ્ગસ્તાન આફ્રિક ા સોફાલા સાથે અને પૂવમા મલબાર, કોરામાડ ન આ । થી । ગાવે હતો

બારમી સદીમા ખ ભાતના આયાત માલમા મુખ્ય ઘઉં ચોખા, ગળી અને તીર બનાવવા ા લાકડીઓ હતી ચાચીઆનો ત્રાસ મટયા નહોતો, અને અણહિલવાડના સોલ કી રાજાઓ એ ખભાતમા એક કિલ્લો બાધી તેનુ સ રક્ષણ કર્યુ હતુ એ સદીમા ઘોગામ પણ મોટુ વેપારનુ મથક હતુ,

તેમી સદીમા હિ દુસ્તાન ા બે મોટા બ દરોમાનુ ખભાત એક હતુ અહીંથી ઘણી ગળી, રૂ અને બાગીક વણાટનુ કપડ દેશાવર ચઢતુ અહીં વળી ચામડાનો વેપાર પણ ઘણો હતા. આયાત માલમા સોનુ, રૂપુ, તાબુ અને સુરમો હતા વળી ગતા સમુદ્રની આસપાસના મુલકથી અને ઇરાની અખાત ા બ દરેથી ઘોડાઓ આવતા ખ ભાત ા વેપારીઓ પરદેશી મુસલમાન અને પારસીઓ હતા ખલાસીઓ કોળીને રજપૂત હતા ખ ભાતમા ચાચીઆનો ત્રાસ નહાતો, પણ અરબ્બી સમુદ્રમા તો તેઓનુ જોર નરમ પડયુ નહોતુ.

અણહિલવાડના રાજા તરફથી તેમના સગા વાયેલા કે ઝાલા વગર બીજા કોઈને નોકરી બદલ ગામો મળ્યાનુ જણાતુ નથી * ' સામત અથવા લડાઇના સરદારોને ઘણુ કરીને ખજાનામાથી પગાર મળતો અને પછવાડેથી દિલ્હીમા મોગલ રાજા થયા તેઓની રીત પ્રમાણે જેટલા માણસો ઉપર તેઓ સરદારી ભોગવતા તે પ્રમાણે તઓ ા પદ્દિ ગણવામા આવતી સિદ્ધરાજે પોતાના એક ચાકરને સો અશ્વાનુ સામતપદ ' આપ્યુ હતુ, અને જ્યારે કુમારપાળ, આના રાજા ઉપર ચઢયો ત્યારે એવુ લખેલુ છે કે,

લડાઇના સરદારો અને સૈ ય

* રાસમાળા પાન ૨૯૦

"તેની સેનામા વીસ અને ત્રીસ માણસોના ઉપરીઓ મહાભટ્ટ, અને એક હજાર માણસના ઉપરીઓ ભટ્ટરાજ હતા" એથી મ્હોટા અધિપતિઓ "છત્રપતિ" અને "ડંકાપતિ" કહેવાતા, એટલે તેઓને છત્ર અને ડંકો જે રાજચિન્હ કહેવાય છે તેનો ઉપયોગ કરવાની આજ્ઞા આપવામા આવી હતી. સ્વતંત્રપણે અધિપતિપણુ ધારણ કરનાર અને ઉચી પદ્વિનાળા સરદારોમાથી ઘણા જ્ઞાતે વાણીઆ હતા, એ પણ એક જાણવા જેવી વાત છે, જેવા કે વનરાજનો ગોઠતી જામ્મ, અને તેના નગરજ સજ્જન, જયસિહનો ચાકર મુજાન, ઉદાયન અને તેના પુત્ર, અને બીજા જેઓ કોઇ પ્રસગે ચાકરી કરવાને આવતા અને જેઓ નોકરો નહિ પણ ઘણુ કરીને સહકારી ગણાતા એના-કરવાણના રાજાઓ, અને રાઠોડ સિયોજી એ હતા રજપૂત અને પાળા, એવા બે નામ જુદા લખવામા આવેના છે તે ઉપરથી એમ જણાય કે રજપૂત એ અશ્વારને ઠેકાણે હશે

લડાઇ અને હથિયાર

નાસતા પડેના, શાસ્ત્ર વિનાના કે અસહાય શત્રુને પ્રહાર કરવો એ જેટલુ હીણુ ગણાતુ તેટલુજ શત્રુને કેદ કરી તેની પાસે અમુક આકડો માગવો એ પણ નિદ્ય ગણાતુ લડાઇના આયુધમા ગદા, છરા, શક્તિ, સાગ, ભાલા, તીર, તરવાર એ આદિ વપરાતા યુદ્ધ થાય તે કરતા મુખ્ય યોદ્ધાઓજ દ્વન્દયુદ્ધ કરી ઘણી વાર નીવેડો લાવતા નથી। રીતિ પ્રમાણે દૂર રહી સેનાને નિયોજવી એમ પણ રીતિ નહતી એમ નહિ શસ્ત્રોની જાતિમા દ્વયાશ્રયના ટીકાકારે એક ઠેકાણે છત્રીસ ગણાવી છે ચક્ર, ધનુ, વજ્ર, ખડ્ગ, ક્ષુરિકા, તોમર, કુત, ત્રીશુલ, શક્તિ, પરશુ, મક્ષિકા, ભલ્લિ, ભિંદિપાલ, મુષ્ટિ, લુંઠિ, શકુ પાસ, પટ્ટિશ, રૃષ્ટિ, કણય, કંપન, હલ, મુસલ ગુલિકા, કર્ત્તરી, કરપત્ર તરવાર, કુદ્દાલ, ફુરફોટ, ગોફણ્ણિ, ડાહ, ડશુમ, મુદ્ગર, ગદા, ઘન, કરવાલિકા આ શિવાય શતઘ્ની (સેનને મારનાર) એવા અસ્ત્રનુ નામ વારે વારે લખવામા આવે છે યુદ્ધ રચનામા સેના કરતા બ્યૂહ રચના ઉપર વધારે લક્ષ અપાતુ ને એક ઠેકાણે નાનાપ્રકારે બ્યૂહ રચનાની વાત લખેલી પણ છે રાજાઓ પોતાના

પગારદાર લશ્કર ઉપરાંત બીજા ખંડીઆ રાજાના લશ્કરની સહાય હમેશ લઇ શકતા અને તે ઉપરાંત મૌલ, ભૃતક, શ્રેણિ, અરિ સુહૃદ, આટવિક એ છ પ્રકારનું બળ પણ રાખતા. એક નવાઇ જેવી રીતિ દ્વયાશ્રય ગ્રંથમાં જણાવેલી છે કે અશ્વશાળામાં વાંદરાં રાખતા, જે વાત રત્નાવલી આદિ નાટકોમાં પણ જણાય છે. એ ઉપર ટીકાકાર લખે છે કે ઘોડાને અક્ષિરોગ ન થાય માટે એમ કરતા. જો આમાં કાંઇ સત્ય હોય તો આજના સમયમાં જ્યાં અશ્વશાળાઓ હોય ત્યાં એ વાત અજમાવા જેવી છે. એવીજ વીલક્ષણ એક બીજી વાત લખેલી છે કે કંક પક્ષિની કુખમાં ઘાલી પાયેલા લોઢાની તરવાર બહુ ઉત્તમ થાય છે, ને આનના હાથમાં તેવી હતી. રાજાનાં બાળકોને શસ્ત્રવિદ્યાનો અભ્યાસ, કુસ્તી, વગેરે શીખવવામાં આવતું. તેમાં ધનુર્વિદ્યા અભ્યસવા સારૂ એક લાકડાનું વાંકું કામઠા જેવું આકર્ષ બનાવતા, ને તેને દોરી બાંધી એક ભરેલા ઘટને તે વગાડતા. પછી પેલા આકર્ષને એવું તાણવું કે પેલો ઘટ વાગ હસ્ત આગળ આવે; એને ઘટગ્રહ કહેતા, અને એમ જે આકર્ષ તણાય તેને પુર્ણાકર્ષ કહેતા. શીકારમાં પણ બાળકોને શીકાર શીખવો સરળ પડે માટે હરણના શીગડાં કાપી નાખતા કે તેને હરણી જાણી બીજાં હરણ પાસે આવે તેના નખ પણ કાપી નાખતા કે તે જલદીથી નાસે. ક્ષત્રીઓજ શસ્ત્ર ધરતા, પણ બ્રાહ્મણો શસ્ત્ર ન ધરતા એમ જણાતું નથી. બ્રાહ્મણોને દ્વયાશ્રયમાં આપણે મન્ત્રી અને સેનાપતિથી તે છેક પાળા સુધી અને કેવળ શસ્ત્રોપજીવી હોઇ બ્રાહ્મણોના ખાસ ગામોનું રક્ષણ કરનાર કાંડપૃષ્ઠ એવા પારિભાષિક નામવાળા પર્યંત દેખીએ છીએ. *

**સંધી વિગ્રહિક.**

પ્રાચીન વખતના રાજાઓ, પોતાની પડોશના વધારે શક્તિવાન રાજાઓના દરબારમાં 'સંધી વિગ્રહિક' એટલે સલાહ અને લડાઇ કરાવનાર રાખતા. તેમનું મુખ્ય કામ ત્યાં ચાલતા કાગકાજની પોતાના રાજાને બાતમી આપવાનું હતું આ કામ માટે ઘણું કરીને સ્થાન પુરૂષો (દેશના રહેવાશી) ને રાખ-

* મણિલાલ કૃત દ્વયાશ્રયનો ઉપોદ્ઘાત પાન ૨૧-૨૨.

વામા આવતા તેઓ પોતાનુ કામ એવી ગુપ્ત રીતે કરતા કે તે કોણ માણસ છે તેની કોઇને ખબર પડતી નહીં

ઇ સ પહેલાની ત્રીજી સદીમા અશોક × રાજાએ કોતરાવેલા ધર્મ અને કીર્તિ લેખો છે તે ઉપરથી તથા બૌદ્ધ અને જૈન ગ્રથો ઉપરથી જણાય છે કે પ્રાચીનકાળમા ધર્મ અને નીતિની બાબતમા ગુજરાત દેશના લોક ઘણા સારા હતા તે વખતનો એક ગ્રીક મુસાફર પોતાના ગ્રથમા હિંદુ લોકોની નીતિ બાબે ઘણા વખાણ કરે છે દેશના ઘણા ખરા ભાગમા તે વખતે લોકો બૌદ્ધ ધર્મ પાળતા ધર્મનુ ઉપરીપણુ રાજાનુ હતુ જૂદા જૂદા ધર્મના આચાર્યો વચ્ચે વાદવિવાદ ચાલતો અને જે ધર્મ સારો માલમ પડતો, તેને રાજા તરફથી પુષ્ટી મળતી અને તે ધર્મનો પ્રસાર કરવા ઉપદેશકો મોકલવાની તથા બીજી તજવીજો ચાલતી બૌદ્ધ ધર્મના સાધુઓ દૂર દૂર દેશોમા જઇ લાખો માણસને બૌદ્ધ ધર્મમા આણતા અશોકના લેખોમા રાજાએ પોતાની પ્રજાને જાહેર રીતે ધર્મ અને નીતિ સબધી આજ્ઞાઓ કરી છે, તે ઉપરથી જણાય છે કે લોકો ધર્મી અને નીતિવાન થાય એ વિષે રાજાઓને વિશેષ કાળજી હતી

નીતિ અને ધર્મ

પરંતુ સાતમા સૈકામા પ્રખ્યાત ચીનો સાધુ હ્યુએન્ત્સાગ તિર્થાટન કરવા આવ્યો હતો, તેણે જે હકીકત લખી છે તે ઉપરથી જણાય છે કે તે વખતે લોકોની નીતિ બગડવા માડી હતી મોરબીના લોકો વિષે તે નીચે પ્રમાણે ટીકા કરેછે — ‘ આ દેશના લોકોની ચાલ ક્રૂર છે તેઓ ગરમ તબીયતના અને હલકા સ્વભાવના છે વિદ્યાને ચહાતા નથી લોકોનો મુખ્ય ધધો વ્યાપાર છે તેઓ આસાદી અને બહોતાજમા રહે છે રાજા બૌદ્ધ ધર્મનો છે. તોપણ પાખડ ( અન્યમત ) મતના દેવળ આ દેશમા ઘણા છે ’ અણહિલવાડના રાજ્યની વખતે લોકોની નીતિ* " શિથિલ હોય એમ લાગતુ નથી, તેમ

× જુઓ જૂનાગઢવાળા લેખનુ ભાષાંતર પરિશિષ્ટ અ

* મણિલાલ કૃત દયાશ્રયના ભાષાંતરનો ઉપોદ્ઘાત, પાન ૨૫.

ઉત્તમ પ્રકારની હોય એમ પણ માનવાને કારણ નથી. મદ્યનો ઉપાય ચાલતો જણાય છે, ને માંસ પણ વપરાતું હશે એમ લાગે છે. અન્નના વિવિધ પદાર્થ ખાવાનો પ્રચાર તો છેજ, તેમાં જાણવાજોગ કરંભ એટલે છાશ અને સાથુ તડકામાંથી આવીને ખાવાં એવો એક રીવાજ પણ છે. ચોરી છીનાળી કે કલહમાં લોકોની ઝાઝી પ્રવૃત્તિ જણાતી નથી, પણ કુમારપાળે માંસ, મદ્ય, જૂઠું બોલવું, અને છીનાળી, એ બધાંને માટે સ્પષ્ટ સખત શિક્ષા ઠરાવી છે, તેથી એમ લાગે છે કે તે સમયમાં લોકોની નીતિ બહુ વખાણવા જોગ હશે નહિ. તેમાં પણ કાશી અને ચેદિ સ્થળના લોકોને તો હેમાચાર્યે દાંભિક તથા ખોટા વિનયવાળા સ્પષ્ટ રીતે વર્ણવી 'કાશીકી વૃત્તિ અને ચૈદિકી ભક્તિ' એમ લખેલું છે. સોગન ખાવાની રીતિમાં હેમાચાર્યે એક એવી રીતિ બતાવી છે કે કોઇ દેવમૂર્તિને નવરાવી તેનું પાણી પી જવું ને સોગન ખાવા. વિદ્યાની વૃદ્ધિ સારી સમજાય છે ને લોકોની નિષ્ઠા ધર્મ ઉપર પણ સારી હશે એમ લાગે છે."

બીજા ધર્મના ફેલાવા વિષે હ્યુએન્સાંગ જે કહે છે તેને અન્ય પુરાવાથી ટેકો મળે છે. ગુપ્ત રાજાઓના સિક્કામાં તેમનું વિરૂદ "પરમ ભાગવત્" લખ્યુ છે તથા તેમના શીલા લેખના મંગળાચરણમાં વામનજીની સ્તુતિ કરી છે, તે ઉપરથી જણાય છે કે તેઓ વિષ્ણુ ભક્ત હતા. વલભિ રાજાઓનાં તામ્રપટો ઉપરથી જણાય છે કે તેઓ શિવધર્મ પાળતા. વલભિ રાજા પહેલા શીલાદિત્યે શ્રીમલ્લવાદી સાધુના બોધથી બૌદ્ધોને હાંકી કાઢી જૈન ધર્મ અંગીકાર કર્યો હતો. આ સર્વ દાખલા ઉપરથી જણાય છે કે બૌદ્ધ ધર્મ ઉપરથી ખસી લોકોનું મન સાતમા સેંકડા પહેલાં જૂદા જૂદા ધર્મો તરફ ભટકવા માંડ્યું હતું.

અણહિલવાડના રાજ્યના વખતમાં જૈન અને શિવ એ બંને ધર્મને રાજા તરફથી આશ્રય મળ્યા કરતો. રાજાઓ જૂદા જૂદા મતના આચાર્યો વચ્ચે વાદવિવાદ કરાવતા અને જે સારો માલમ પડે તેને ઉત્તેજન આપતા. "તે * સમયે વૈદિક તેમ જૈન બંને ધર્મ પાળતા. વિષ્ણુ, શિવ, શક્તિ, ને

* મણિલાલકૃત દ્વયાશ્રયના ભાષાંતરનો ઉપોદ્ઘાત પાન ૨૫-૨૬.

તેની સાથેજ જિન એમ સર્વેની પૂજા થતી. બ્રહ્મજ્ઞાન તો સર્વમાં મુખ્ય પદ્ધિ ભોગવતુંજ. તે સમયમાં કશા પંથ કે ઝાઝી ધર્મ સંબંધી તાણુતાણ જણાતી નથી, માત્ર જૈન ધર્મ અને વૈદિક માર્ગ એ વચ્ચે વાંધા જણાય છે. તેમાં પણ કોઇએ એકજ ધર્મમાં આસક્ત થઇ જઇ બીજા ધર્મવાળાને પીલ્યા હોય એવો રાજા થયો નથી. કુમારપાળ જેણે હિંસા માત્ર અટકાવી દીધી ને ઘણે અંશે જૈન ધર્મનો સ્વીકાર કર્યો તે પણ શિવ, શક્તિ આદિને ન માનતો એમ નથી. બધા રાજાઓ બંને ધર્મને ઉત્તેજન આપતા એમ લાગે છે, ને લોકો પણ તેજ રીતે વર્તતા સમજાય છે. જૈન ધર્મવાળાએ છન્નું પાખંડ એવા છન્નું મત જૂદા જૂદા ઠરાવ્યા હોવા જોઇએ પણ તે હાલના પંથો વગેરેથી જુદાજ છે એમ આપણને જૈનોનાં સૂત્રોથી માનવાનું કારણ છે. કુમારપાળે જ્યારથી અમારિઘોષણા કરાવી ત્યારથી યજ્ઞ યાગમાં પણ માંસબલિ અપાતો બંધ થઇ ગયો, ને જવ તથા ડાંગર હોમવાનો ચાલ શરૂ થયો. લોકોને જીવ ઉપર અસંત દયા વધી, અને માંસ ભોજન એટલું બધું નિષિદ્ધ થઇ ગયું કે આખા હિંદુસ્તાનમાં એક કે બીજે પ્રકારે થોડું ઘણું પણ માંસ કહેવાતા હિંદુઓ વાપરે છે, છતાં ગુજરાતમાં તો, તેનો ગંધ આવે તોપણ નહાઇ નાખે એવી લોકોની વૃત્તિ તે સમયથી બંધાયેલી તે અદ્યાપિ છે. આમ જીવ દયા વધી, પણ લોકોમાં તે દયાની સાથેજ યુદ્ધ આદિ ક્રૂર કર્મનો અભાવ પેસતો ગયો, ને એમ ગૂર્જરોએ પોતાનું રાજ્ય ખોયું, તથા પછીની ઉથલપાથલોમાં કદી પોતાનું રાજ્ય સ્થાપી શકાયું નહિ.

**રિવાજ અને રીતભાત.**

"જન વ્યવહાર*તરફ જોઇએ તો આજ જે રીતિ ચાલે છે તેમાં અને તે સમયમાં ઝાઝો ફેર જણાતો નથી. તે સમયની મુખ્ય વાત તો એમ જણાય છે કે તેવામાં ઝાઝી નાતો હતી નહિ. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર ચાર વર્ણ હતી પણ તે પ્રત્યેક વિભાગ જણાતા નથી. આર્ય એ શબ્દ ઘણે ઠેકાણે વાણીઆ અથવા વૈશ્ય માટે વાપરેલો દેખાય છે, ને નાગર શબ્દ નગરના

* મણિલાલકૃત દ્વયાશ્રયના ભાષાન્તરનો ઉપોદ્ઘાત પાન ૨૩.

વસનાર એવા અર્થમાં વારે વારે આવે છે. લગ્નાદિ વ્યવહારમાં રાજાઓમાં કેવચિત્ સ્વયંવરની રીતિ જણાય છે; બાકી પરણવાની રીતિ તો હાલના જેવીજ છે. સંપુટ ભગાવવો, પોંકવું અણવર લઈ જવાં, " આવ્યો આવ્યો ચૌટડાનો ચોર લાખેણી લાડી લઇ ગયોરે " એ મતલબનાં ગીત ગાવાં, ધોળ ગાવાં અને માટી લાવવામાં શકુન માની પ્રસ્તુતારંભે તે લાવવી, એ આદિ બધા રિવાજ હાલના જેવાજ છે. કદીક મામાની પુત્રીને પરણવાનો ચાલ હશે એમ લાગે છે કેમકે ગ્રહરિપુ તેમ પરણેલો, એવું લખ્યું છે, જો કે તેમાં કાંઇ નિંદા હશે એવું તો લાગે છેજ. વિધવાઓને ચર્મ ઓઢી વૈધવ્ય પાળવાનો રિવાજ હશે એમ જણાય છે. "

" તે સમયની બીજી રીતભાતમાં ઘણીક રમતો પણ દ્વયાશ્રયમાં સમજાવવામાં આવી છે, જેમાંની કેટલીક નિર્મળ થઇ ગઇ છે. જે હોળીનો રિવાજ ચાલે છે, તેનો

**રમતો અને તહેવાર.**

ખુલાસો ભવિષ્યોત્તર પુરાણને આધારે ટીકાકારે એવો આપ્યો છે કેઃ—ઢુંઢા નામની રાક્ષસી બાલકોને લઇ જવા આવે છે, તેને શંકરના પ્રસાદથી બાલકો હાસ્યોત્પાદક ગીત આદિ ચેષ્ટા કરતાં, તેને જમવા તેડી હોય છે ત્યાંથી હાંકી કાઢી નિર્ભય થાય છે. વાસ્તવિક રીતે તો આપણે હોળીને વસંતોત્સવરૂપે જાણીએ છીએ. પણ આ એક આડકતરો ખુલાસો પણ તેમાં મેળવવાથી કેટલીક ચાલતી હકીકત સમજવામાં મદદ મળે એમ છે. કાર્તિક સુદિ પડવાને દિવસ બલિ મહોત્સવ કરવાનો રિવાજ ગ્રંથમાંથી જણાય છે; તે દિવસે સ્ત્રીઓ આશીર્વાદ આપે છે; એમ આજ પણ ભાઈ બીજને નામે ચાલતો રિવાજ છે. એવોજ શરદ ઋતુમાં એક ઇંદ્ર મહોત્સવ લખ્યો છે, પણ તેનો કાંઇ અધિક ખુલાસો સમજાવ્યો નથી તેમ હાલમાં તેવું કંઇ ચાલતું નથી, એટલે તે વિષે વધારે માહિતી મળી શકતી નથી. નવરાત્રીમાં ચંડીનો પાઠ કરવાનો રિવાજ જણાય છે અને દસરાને દિવસ સીમ લંઘન એટલે સારી દિશાએથી નગરમાં પેસવાનો રિવાજ પણ તે સમયે સમજાય છે રમતોમાં પંચિકા નામની એક રમત આપેલી છે, જેમાં બધા પાસા ચતા પડે તો

જીતાય ને ઉધા પડે તો હરાય એવો નિયમ જણાય છે. બીજી ચૂતભંજિકા નામની રમતનો ઇશારો કરેલો છે પણ તે શી હશે તે સમજાતું નથી.

પ્રાચીન ભૂગોળ.

" પ્રાચીન ભૂગોળની કેટલીક હકીકત ઉપર પણ હેમાચાર્યના લખાણમાંથી* અજવાળું પડે છે. તે લખે છે કે કચ્છ અને સૌરાષ્ટ્ર વચ્ચે ફક્ત આઠજ યોજનનું છેટું છે. અને શંખોદ્ધાર બેટ આગળ શેરડી જેવું મીષ્ટ જળ છે ને સૌરાષ્ટ્રના કિનારા આગળ સૈકોતર પર્વત છે. કચ્છના રાજાને જર્તાધિપ કહેલો છે તેથી કદાપિ કચ્છનું બીજું નામ જર્ત એમ પણ હોય. સૌરાષ્ટ્રમાં ભદ્રા નામે નદી આપી છે જે ભાદર હશે એમ ધારી શકાય; અને ગુજરાતના રાજ્યની દક્ષિણ સીમા રૂપે તેણે શ્વભ્રવતી એવી નદી આપી છે તે સાબરમતી હોય એમ કલ્પના થાય. સૌરાષ્ટ્રમાંજ આવેલા ગીરનારને તેણે ઉજ્જયંત અથવા રૈવતક એ નામ આપેલું છે; ને છેક દક્ષિણમાંના દેવગીરીને સરજાચલ કહ્યો છે. શ્વભ્રવતીથી દક્ષિણનો અને નર્મદા તથા ભરૂચ આગળનો દેશ તેને એણે લાટ એવું નામ આપ્યું છે, તથા તેનું મુખ્ય શહેર ભૃગુકચ્છ ( ભરૂચ ) જણાવ્યું છે. અવંતિ એટલે ઉજ્જયિનીને એણે માળવાનું મુખ્ય શહેર લખ્યું છે અને ત્યાં આગળ પારા અને સિંધુ એ નદીના સંગમની વાત, જે ભવભૂતીના માલતી માધવમાં પણ છે તેનો ઇશારો કરેલો છે. આબુ પર્વતનું અર્બુદાચલ એવું નામ તેણે આપેલું છે તે તો પ્રસિદ્ધ છે, પણ ત્યાં આગળની બનાશ નદીનું નામ એણે વર્ણાસા એવું આપેલું જાણવા જોગ છે. સિંધુ દેશ અને ચેદિ દેશ તે સિંધ અને પંજાબનો કોઇ ભાગ તથા માળવાની ઉત્તરે અને હાલ બુંદેલખંડ છે તેટલામાં એમ અનુક્રમે હોય એવો એના વર્ણન ઉપરથી સંભવ ધારી શકાય. પાંચાલ દેશનું મુખ્ય શહેર એણે કાંપિલ્ય એવું આપ્યું છે ને ચેદીરાજને એણે એક સ્થળે કલચૂરી પતિ કહ્યો છે, એટલે કલચૂરી એવું ચેદી દેશનું નામ હોય, કે એ નામનું ચેદી દેશમાં મુખ્ય શહેર હોય એમ માની શકાય. વામનસ્થલિ તે વનથળી, અને દેવપત્તન એટલે હાલનું

* મણિલાલકૃત દ્વયાશ્રયના ભાષાન્તરનો ઉપોદ્ઘાત પાન ૨૬-૨૮.

(પ્રગામ) પાટણ તે પણ સૌરાષ્ટ્રમાં આવેલાં છે. દધિસ્થલી હાલનું દેથળી, સરસ્વતી કિનારે આવેલા મંડૂકેશ્વરની પાસે બતાવ્યું છે, પણ મંડૂકેશ્વર એ શહેરનો નિશ્ચય બની શકતો નથી."

પ્રાચીન માપ.

કેટલાંક પ્રાચીન માપ વિષે પણ દ્વયાશ્રયના ટીકાકારે સારો ખુલાસો કર્યો છે. વિસ્ત=૧૬ માસા સોનાનો નાનો શિક્કો. આચિત=કપાસના દસભાર. કંબલ=ઉનના સોપલા. પલ=૨ રૂપીઆ ભાર. પણ અને કાર્ષાપણ એ બેનો અર્થ એકજ બતાવી તે એક પ્રકારના શિક્કાનાં નામ એમ લખ્યું છે. કાકિણી (જેને ખાંખણી કહીએ)=૨૦ કપર્દક (કોડી). નિષ્ક=૧૦૮ સુવર્ણ પલ=લગભગ ૨૩૬ ૄ રૂપીઆ.

ઇમારતો.

વલભિનાં ખંડેરમાંથી ઈટો મળી આવી છે, વલભિ રાજાઓના શીલા લેખ મળ્યા નથી અને સોમનાથ પટ્ટણનું દેવળ પહેલા ભીમે (ઇ. સ. ૧૦૨૨-૧૦૬૪) પથરનું બંધાવ્યું તે પહેલાં ઈંટ લાકડાનું હતું એમ ભદ્રકાળીના દેવળમાં લેખ છે તેમાં જણાવ્યું છે તેથી એમ લાગે છે કે ગુજરાતમાં નવમા સેંકડા પહેલાં પથરનાં મકાન બાંધવામાં આવતાં નહીં હોય. શત્રુંજયના જૈન દેવળના સંબંધમાં ચાલતી દંતકથાથી આ અનુમાનને ટેકો મળે છે. એવું કહેવાય છે કે કુમારપાળનો પ્રધાન આદિનાથની પૂજા કરવા ગયો હતો એવામાં ઉંદર દીવાની દીવટ લઇ જવાથી દેવળ સળગી ઉઠયું અને લાકડાનું હોવાથી બળી ભસ્મ થઇ ગયું. લાકડાની ઇમારતમાં આવું જોખમ હોવાથી પ્રધાને પથરનું દેવળ બાંધવાનો ઠરાવ કર્યો.

અણહિલવાડના રાજ્ય વખતે પ્રસિદ્ધ ઇમારતો કેવી હતી એ વિષે મેરૂતુંગ અથવા હેમાચાર્ય એ બેમાંથી કોઇએ કંઇ વર્ણન આપ્યું નથી. રાજધાની અણહિલપુરનું વર્ણન કુમારપાળ ચરિતમાં નીચે પ્રમાણે આપ્યું છે.—

" અણહિલપુર* બાર ગાઉ ઘેરાવામાં હતું, તેમાં ઘણાં દેવાલય અને પાઠશાળાઓ હતી; ચોરાશી ચોક હતા, ચોરાશી ચૌટાં હતાં, તે સાથે સોના રૂપાના શિક્કા પાડવાની ટંકશાળાઓ હતી. ન્યાત પ્રમાણે જેમ ઘરના ઇલાયદા જથા હતા તેમ હાથીદાંત, રેશમ, મણિ, હીરા, મોતી ઇત્યાદિ જૂદી જૂદી વ્યાપારની વસ્તુઓનાં જૂદાં જૂદાં બજાર હતાં; એક નાણાવટીનું બજાર હતું; સુવાસિત અને લેપ કરવાના પદાર્થોનું એક હતું; એક વૈદોનું હતું; એક કારીગર લોકોનું હતું; એક સોનીઓનું હતું અને બીજું રૂપાનાં કામ કરનારાઓનું હતું; નાવિક, ભાટ અને વહિવંચા એ સર્વેનાં રહેઠાણ જૂદાં જૂદાં હતાં; નગરમાં અરાઢેવર્ણ સુખે વસતી હતી; મહેલની આસપાસ આયુધાગાર, હાથીખાનાં, ઘોડશાળા, તથા હિસાબી અને બીજાં ખાતાંના અધિકારીઓની કચેરીઓ જથા બંધ આવી રહી હતી. દરેક જાતના માલને માટે જૂદી જૂદી વખારો હતી; ત્યાં નગરમાં આવતા જતા તથા વેચાણના માલ ઉપર જકાત ઉઘરાવવામાં આવતી, જેમકે તેજાના, મેવા, વસાણાં, કપૂર, ધાતુ અને દેશની તથા પરદેશની દરેક મૂલ્યવાન વસ્તુ. તે સર્વ વ્યાપારનું ઠેકાણું હતું. નિત્યની જકાત એક લાખ ટકા થતી હતી. જો તમે પાણી માગો તો દૂધ લાવીને આપે. ત્યાં જૈનનાં ઘણાં દેવળ હતાં અને તલાવને કિનારે સહસ્ત્રલિંગ મહાદેવનું દેવળ હતું. ચંપા, નાળિયેરીઓ, જાંબુળી, ચંદનનાં ઝાડ અને આંબા ઇત્યાદિ તથા તેમાં નાના પ્રકારની વેલ અને અમૃત સરખા પાણીના ઝરા આવી રહેલા એવી વાડીઓમાં નગરવાસી લોકો ફરતા અને આનંદ પામતા. અહિંઆં વેદશાસ્ત્રની ચર્ચા થતી તેથી શ્રોતા જનોને બોધ મળતો. જૈન સાધુઓની પણ અહિંઆં અછત ન હતી. તેમજ કહેવા પ્રમાણે પાળનારા અને વ્યાપારમાં કુશળ એવા વ્યાપારીઓની પણ અછત ન હતી; વ્યાકરણ શીખવવાની ત્યાં ઘણી નિશાળો હતી. અણહિલવાડ એ મનુષ્યોનો સાગર હતો; જો તમારાથી સાગરનું પાણી માપી શકાય તો

* કુમારપાળ ચરિત્.

તમારે તેની વસ્તીની ગણતરી કરવાની મહેનત કરવી. ત્યાંની સેના અસંખ્ય હતી અને ત્યાં ઘંટધારી હાથીઓની અછત ન હતી."

+" લખતાં ખેદ ઉપજે છે કે આટલા બધા દબદબાની નિશાની સરખી પણ રહી નથી; અણહિલવાડનું ખંડેર હવણાંના પાટણ શહેરના કિલ્લાની માંહેની અને બાહારની બાજુએ સપાટ પ્રદેશમાં પડેલું છે; પણ તે વલભિપુરનાં ખંડેરની પેઠે માત્ર ખોદાણ ઉપરથી શોધી કઢાય છે. વનરાજની રાજધાનીનાં ખંડેર બાબેલનના જેવી ઈટોને બદલે કોરેલા આરસપાહાણોનાં બની રહ્યાં છે. સો વસા તો આરાસુરના ડુંગરાની આશમાની રંગની જે સરહદ આ રેતાળ ઉજ્જડતાના દેખાવની ક્ષિતિજ ઉપર જોવામાં આવે છે તે ડુંગરા ઉપરથી એ આરસપાહાણનો બધો નહિ તો કેટલોક ભાગ પણ આણ્યો હશે. પહેલા ભીમદેવની રાણીએ જે વાવ બાંધી હતી તેનો ભાગ હજી લગણ રહેલો છે, અને એથી જરા છેટે સિદ્ધરાજના શોભાયમાન કુંડની જગા જણાય છે, તેની વચ્ચેના ટેકરા ઉપર મુસલમાની અષ્ટકોણ કબર છે. બાકી રહેલી જગા ઉપર છ સેંકડાના કાળે અને મુસલમાનોના જુલમે તેમની સત્તા ચલાવેલી છે. જેને "કમ્બાઇસિસ" અથવા કાળે વંચાવી રાખ્યાં હતાં તેને લોભ હવણાં સ્વાહા કરી જાય છે, અને અણહિલવાડની બિચારી થંડી પડેલી રાખ તેના હાલના મરેલા ધણી, જેઓ જેવા તેના મહિમાથી અજ્ઞાન છે તેવાજ પોતાની અપ્રતિષ્ઠાથી પણ અજ્ઞાન છે, તેઓ તુચ્છ નફો મેળવવાને માટે વેચી દે છે."

"ખરેખરા હિંદુ સમયની રહેવાની ઇમારતો વિષે, તેમના પછી થનારા વંશજોએ જે ઢબની બાંધણી ચલાવી છે તે ઢબ ઉપર આધાર રાખીને અમે સામાન્ય વિચાર બાંધી શકીએ છીએ."

"જેવી રીતે ખેડુતની ઝુંપડીનો નાશ થઇ ગયો છે તેવીજ રીતે રાજાના મહેલનો પણ સમૂળગો નાશ થઇ ગયો છે, પણ સાર્વજનિક ઇમારતોની શોભા વિષે તો હાલમાં રહેલા ખંડેરનું ઉંડું પ્રમાણ છે; તેથી

+ રાસમાળા પાન ૨૯૮.

કુવા, તળાવ, કીર્તિસ્તંભ, દેવાલય અને અણહિલપુરના રાજાઓના કિલ્લા એ સર્વે આખે આખા કેવા હશે તેનો વિચાર અમે થોડી મહેનતે અને સંપૂર્ણ ખાતરીથી મનમાં ધારી શકીએ છીએ."

"આ ખંડેરોમાં અતિ મનોરંજક, ડભોઇ અને જિંજુવાડાના કિલ્લા છે તેઓ બાંધણીમાં તેમજ વિસ્તારમાં સરખે સરખા છે, તથાપિ જિંજુવાડાનો કિલ્લો વિશેષ નિયમસર અને એકાંત જગ્યાએ હોવાથી તેને થોડું નુકસાન લાગેલું છે માટે આ ઠેકાણે વર્ણન કરવાને અમે એને પસંદ કરીએ છીએ."

"જિંજુવાડાનો આકાર ખરેખરો સમચોરસ છે, તેની એકેકી બાજુની લંબાઇ આશરે આઠસે વાર્ડ છે એની ભીંતો નક્કર ગચ્છીની છે અને ઉંચાઇમાં પચીસ ફીટ છે દરેક બાજુની મધ્યમાં દરવાજો છે તેના ઉપર મેડો છે તે, બંને બાજુની કૌંસાકાર હારો ટોચે મળે છે અને જે કમાનોનું કામ સારે છે તેઓને આધારે રહેલો છે કિલ્લાની ભીંતની જાડાઇમાં કૌંસાકાર ૭ હારો દરવાજામાં આવેલી છે, અને તેઓના ઉપર પથ્થરની ગચ્છી આવી રહી છે. ઘુમટ વાળી લેવાને સુગમ પડે એટલા માટે મુસલમાનોએ આવી બાંધણીને ઠેકાણે કમાનો કરવાનો ચાલ પાડયો હતો તેમ છતાં પણ ત્યાર પછી ઘણી મુદ્દત સુધી ઉપરના પ્રકારનીજ બાંધણી બાંધવાનો ચાલ ચાલતો રહ્યો હતો. કિલ્લાના એકેકા ખુણામાં એકેકો બુરજ છે, તેનો સામાન્ય આકાર તો સમચોરસ છે પણ હિંદુ કારીગરોને ખાંચો પાડીને અસાધારણ આકાર કરવો પસંદ પડે છે તે પ્રમાણે તેને પણ કરેલું છે + + + વચલો દરવાજો અને ખુણાના દરેક બુરજની વચ્ચે ચચાર સમચોરસ હાથણીઓ અથવા વપ્ર છે કિલ્લાની ભીંતને ચોડે ચોડે છેક કોતર કામની આડી પટ્ટિયાથી ઠેઠ સુધી શણગારી છે ને ઉપલી બાજુએ અર્ધ ગોળાકાર કાંગરા મૂકેલા છે તે ભાગ જે પ્રાકાર ઉપર નોળીવાળાને ફરવાનું હોય છે તેને ઓથો કરવાનું કામ સારે છે દરવાજાઓમાં કોતર કામ એટલું બધું છે કે તેનો બરાબર ચિતાર માત્ર ફોટોગ્રાફીના હુન્નરથીજ લઇ શકાય કિલ્લાની માહે દક્ષિણ બાજુના દરવાજાની

છેક સામે, પણ પાસે, એક ગોળાકાર અથવા બહુ બાજુનો કુંડ છે. તેનો વ્યાસ આશરે ત્રણસેં યાર્ડનો છે; તેની આસપાસ પગથિયાંનો ઘાટ છે અને નિયમિત અંતરે ખડિઆટ છે, ત્યાં આગળ થઇને ઢેર અથવા પયડાંવાળી ગાડી તળાવના પાણીસુધી જઇ શકે છે. દરેક ખડિઆટને બે મંડપ વતે શણગારેલો છે અને તે મંડપ ઉપર શંકુરૂપ છત્ર છે. એ તળાવની પાસે એક વાવ છે તેનું અમે હવે પછી વર્ણન કરીશું. આ કિલ્લાના ચાર દરવાજા છે તે જૂદા જૂદા ખંડેરના આકારમાં હજીલગણ રહેલા છે. અને એઓ માંહિલા બે દરવાજાને ખુણાની હાથણી સહિત જે ભીંત સાંધી લે છે તે ઘણી ખરી સંપૂર્ણ છે. આ પ્રમાણે જે સમચોરસ જગ્યા બતાવવામાં આવી ,તે કિલ્લાની અસલ સ્થિતિના ક્ષેત્રફળનો સુમારે ચોથો ભાગ છે. તેની આસપાસ એક હલકી જાતનો કિલ્લો ફરીને કરી લેવામાં આવ્યો છે અને ગોળાકાર હાથણી ચણીને તેને મજબુતી આપી છે, તથા વચ્ચે કમાનદાર દરવાજા કર્યા છે. આ ભાગમાં હાલનું શહેર વસેલું છે; તે કોળી ઠાકોરના તાબામાં છે; પણ અસલના કિલ્લામાં જે ઇમારતો હતી તે તમામનો નાશ થયો છે અને તે ઠેકાણે છેક જંગલ બની ગયું છે. આ ઠેકાણે અમે લખી જણાવીએ છીએ કે અસલ કામના કેટલાક બધા ભાગ છે તેમાં " મદનશ્રી ઉદલ " એવો લેખ છે. તે ઉપરથી ધારણા થાય છે કે ઉદાયન મંત્રીના ઉપરીપણા નીચે તે બાંધવામાં આવ્યું હશે. "

"અમે લખ્યું છે કે ડભોઇ, આકારમાં અને વિસ્તારમાં જિંજુવાડાને મળતું છે; તેનો આકાર જિંજુવાડા કરતાં ઓછો નિયમિત છે; તેની બે બાજુઓ મળે છે ત્યાં આગળ સાંકડો ખુણો થાય છે, અને બીજી બાજુઓના કરતાં લંબાઇમાં વધી જાય છે. ટુંકી બાજુઓ આશરે આઠસેં અને સાંધી એક હજાર યાર્ડ લંબાઇની છે. જિંજુવાડાના કિલ્લા કરતાં આ કિલ્લો નીચો છે અને તેના ત્રણ દરવાજા પણ જિંજુવાડાના દરવાજા જેવા નથી; તોપણ એ કનિષ્ઠતા ચોથા દરવાજાથી વળી જાય છે. તે હીરાનો દરવાજો કહેવાય છે. તેની યોજના ઘણા યત્નથી કરેલી છે અને કદમાં બહુ ચડિયાતો છે ખજાના

બુરજો માંહેલો એક છે તેની અનુપમતા એટલી બધી છે કે આ ઠેકાણે તેનું ચિત્ર આપવાની અગત્ય છે. + + + એ ઉપરથી જણાય છે કે કિલ્લાની ભીત અંદરની બાજુએ ઝોકતી છે. આ કિલ્લામાં એક બીજુ એ વખાણવા જેવું કામ એ છે કે એમા એક સ્તભપંકિત છે (માહેની બાજુએ) તે કિલ્લાની ભીતની હારોહાર ચાલે છે, અને તેના ઉપર કેટલાક ફૂટ પોહોળાઇની એક ગચ્છી આવી રહી છે તેણે કરીને એક લાબો અને ઢંકાયેલો દ્વાર મંડપ બનેલો છે, તે હિંદુ કિલ્લેદારોનું અમુલ્ય આશ્રયસ્થાન થઇ પડયું હશે. ડભોઇના કિલ્લામા અનિયમિત આકારનો કુંડ અથવા તલાવ છે."

"આ ઠેકાણે સ્મરણ રાખવું જોઇએ કે જે કિલ્લાઓનું અમે વર્ણન કર્યું છે તે માત્ર મોખરાનાં લશ્કરી સ્થાન છે. અને ઘણુંકરીને ધોળકા તથા બીજાં એવાંજ બીજી પંકિતનાં શહેરો કરતાં ભભકામાં તેમજ વિસ્તારમાં અતિ ચડિયાતાં છે. તોપણ આરસપાહાણના પથ્થરોથી શણગારેલી અણહિલપુરી રાજધાનીની સાથે સરખાવતા તેને ઝાખા પડવાનો વારો આવે છે"

"જે દેવાલયો હજી લગણ રહેલા છે તે માહેલું પ્રથમ તો સિદ્ધપુરની રૂદ્રમાળાનું દેવળ છે. તે સાધારણ આકારનું ઘણું મ્હોટું અને દેખીતુ ત્રણ માળની ઉચાઇનું છે. તેનો મંડપ બહારથી સમચોરસ છે, પણ સ્તંભ એવા ગોઠવ્યા છે કે તેની રચના અંદરની બાજુએથી અષ્ટખુણ આકારની સહેલાઇથી ધારી શકાય દરેક ત્રણ બાજુઓની મધ્યમા દ્વારમંડપ અથવા રૂપચોરિયો છે. અને ચોથી બાજુએ ગભાર માહેનો મૂર્ત્તિસ્થાનનો મંડપ આવ્યો છે, તે ગ્યૂઆકાર શંકુ બાયણીનો મધ્યના મંડપ કરતા અતિ ઘણો ઉચો છે અને છેવટે શિખર વળેલુ છે. એ રૂપચોરિયોના ઘુમટ જતા ર્હ્યા છે, અને બીજા પ્રકારે પણ છિન્ન ભિન્ન સ્થિતિ થઇ ગઇ છે, માત્ર ગભારના મોખરાનો ભાગ ર્હેવો છે. + + + "

"આડેકી બાજુએ કીર્ત્તિસ્તંભ છે તે માહેવો એક તો ઘણો ખરો આખીશુદ્ધ છે. બે અતિ શોભાયમાન સ્તંભના મથાળા ઉપર કોરણીનું કામ આવી રહ્યુ છે. દરિયાઇ અદભૂત પ્રાણીના મસ્તકની નાગદંતિયો બના-

વેલી છે તે તેઓની ઉંચાઇના બે તૃતિયાંસ ભાગ જેટલી સ્તંભથી આગળ નીકળતી છે. નાગદંનિઓ આગળથી નાજુક કારીગરીની કમાન ચાલેછે તેને તોરણ કહે છે, તેના મધ્ય ભાગ સાથે ઉપરના સીધા ભાગનો સ્પર્શ થાય છે. આ કીર્તિસ્તંભ સુમારે પાંત્રીશ ફૂટ ઉંચાઇનો છે તેમાં બોયથી તે સિખર સુધી અદ્‌ભુત સંસ્કૃત કોરણીથી ભરપૂર છે. × × × ''

'' જે મુખ્ય દેવળનું વર્ણન કરવામાં આવ્યું, તે સરસ્વતીની સામે એક વિશાળ ચોકની વચ્ચોવચ છે. ત્રણ દ્વાર મંડપની સામે ત્રણ મ્હોટા દરવાજા છે ત્યાથી બહાર નીસરાય છે; મોખરા આગળનો જે છે તે એક ઘાબા અને ઘાટ આગળ પડે છે, તે ઘાટનાં પગથિયાંની હારો નદીમાં છેક આઘે સુધી ચાલેલી છે. ચોકની આસપાસ કેટલાંક શિખર વાળાં ન્હાનાં દેરાં આવ્યાં છે તે કિલ્લાનું કામ સારે છે. તે માંહેલાં ત્રણ ગંભારના પાછલા ભાગના મધ્ય સ્થાને છે, તે હજી લગણ રહેલાં છે અને તેનો ઘાટ ફેરવીને મુસલમાની મસ્જીદ કરી દીધી છે.''

'' મોઢેરાનું દેવળ જરા કાંઇ જૂદા નમુનાનું છે. તે એક માળની ઉચાઇનું છે. તેને એક ગંભાર છે તેને લગતો એક મંડપ આવેલો છે, અને એક ખુલ્લો મંડપ ઇલાહેદા છે. એ દેવળનું શિખર પડી ગયું છે, અને ઘુમટ હવે રહ્યા નથી, પણ બાકીનો ભાગ ઘણો ખરો આખો છે. તોપણ ધારદાર હથિયારથી જેમ લાકડામાં ઘા પાડી શકાય તેવા ઘા કેટલાક સ્તંભોને પડેલા છે, તેને માટે મુસલમાનો એમ કહે છે કે અમારા દર્વેશોની તરવારની એ નિશાનીઓ છે. વધારેમાં વધારે લંબાઇ સુમારે એકસોને પચાસ ફૂટ છે, અને પહોળાઇ પચાસ ફૂટ છે. દેવળને આગલે ભાગે અને બંને બાજુએ સિદ્ધપુરના જેવા કીર્તિસ્તંભોની નિશાનીઓ છે.''

''દેવળના આગલા ભાગમાં કીર્તિસ્તંભ છે. ત્યાં આગળથી પગથિયાંનો ઘાટ ચાલે છે, તે બે શોભાયમાન સ્તંભ વચ્ચે થઇને કુંડ સુધી ગયેલો છે. આ કુંડનું ક્ષેત્રફળ, દેવળ કરતાં લગભગ ચાર ઘણું વધારે છે.''

'' પગથિયાંનો એક સરખો ને સરખો દેખાવ જણાય નહિ એટલા

માટે ન્હાની દેરડિયો, ચોકડિયો, અને શિખરવાળાં જરાક મ્હોટાં દેવળ ત્રણે બાજુના મધ્ય ભાગમા કરેલા છે. કુંડની આસપાસ બીજી ઇમારતોની નિશાનીઓ જોવામા આવે છે; પણ તે કેવા પ્રકારની બાંધણીની હશે તેનો નિર્ણય થવા શરખુ હાલમા રહ્યુ નથી. દેવળનો ઇલાયદો ખુલ્લો મંડપ છે તે સીતાની ચોરી કહેવાય છે, અને કુંડ છે તે રામકુંડ કહેવાય છે; તે વૈષ્ણવી સાધુઓનું પ્રસિદ્ધ યાત્રા સ્થાન છે. + + + "

"વાઘેલમા એક દેવળ છે તે ઉપર જે દેવળોનું વર્ણન કરવામાં આવ્યું તેવીજ જાતિનુ છે; પણ તેમના કરતા તે કદમાં ન્હાનું છે. તેને એક માળના જેટલી ઉંચાઇનો એકજ ખુલ્લો મંડપ છે, તેના ઉપર ઘુમટ છે, ત્રણ દ્વાર મંડપ છે, અને એક શિખર વાળો ગભાર છે."

"મોઢેરાના જેવા કુંડ, સીરોહ અને બીજી જગ્યાએ જોવામાં આવે છે તેઓ ઘણું કરીને રામકુંડની પેઠે દેવળોના સબંધમાં કરાવેલા હશે; પણ તે દેવળોનો ઘણે ઠેકાણે નાશ થયેલો છે મોઢેરાની પાસે લોયેશ્વર છે ત્યાં આગળ એક ચમત્કારિક ચાર કુંડનો સયોગ કર્યો છે. તેઓની વચ્ચે ગોળ કૂવો આવ્યો છે તેથી "ગ્રીક ક્રોસ" ના જેવો આકાર થાય છે. તળાવ અથવા કુંડનો આકાર ઘણો ખરો બહુ બાજુનો અથવા બીલકુલ ગોળાકાર હોય છે, તે પ્રમાણે જિંજુવાડાના કુંડનો દાખલો આપણા જોવામા આવ્યો. એવાજ કુંડ, સુજપુર સાચલા અને બીજી ઘણી જગ્યાએ છે; તેમાના કેટલાએકના વ્યાસ લગભગ સાતસે યાર્ડના છે અણહિલપુર આગળ સહસ્રલિંગ તળાવ છે તે ઘણુ કરીને આજ વર્ગનુ છે અને આજે તેની નિશાનીઓ જણાય છે તે ઉપરથી તે બહુજ મ્હોટા કદનું હશે એમ ધારી શકાય છે. તેની આસપાસ ન્હાના ન્હાના દેવળ હતા, અને તેની સખ્યા લગભગ એક હજારની હતી ગોધા આગળ દીપકલ્પમા એક સમચોરસ તળાવની નિશાનીઓ છે તે સિદ્ધરાજનું બનાવેલુ કહેવાય છે તેનુ નામ "સોનેરિયા તળાવ" કરીને છે. જયસિંહની મા મીનળદેવીના કાર્યભારની વેળાએ બે નામીચા તળાવ બંધાવેલા ગણવામા આવેલા છે. એ સમયમા શોભાયમાન

